શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા—૨

ભગવાન બુદ્ધના

# પચાસ ધર્મસંવાદ

[મજ્ઝિમનિકાય-મૂલપણ્ણાસકં]

અનુવાદક :
અધ્યાપક ધર્માનંદ કોસંબી




ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

કિં. ૧-૮-૦

ઈ. સ. ૧૯૩૧

પ્રકાશક :
નરહરિ દ્વારકાદાસ પરીખ
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

પ્રથમ આવૃત્તિ
પ્રત ૧૧૦૦

મુદ્રક :
પૃ. ૧–૭ } મોહનલાલ મગનલાલ ભટ્ટ,
પૃ ૧–૧૬૦ } નવજીવન મુદ્રણાલય, અમદાવાદ
પૃ. ૩૦૫–૩૩૫
પૃ ૧૬૦-૩૦૪ ગજાનન વિશ્વનાથ પાઠક
આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# નિવેદન

શ્રી. પૂંજાભાઈ જૈન ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. જૈન આગમોના સારાત્મક ભાષાંતરો તૈયાર કરીને આ માળામા પ્રસિદ્ધ કરવાના છે. થોડા દિવસમા આગમનું પ્રથમ પુસ્તક બહાર પડશે. આ માળામાં મૂકવા જેવાં બૌદ્ધ ધર્મના બે પુસ્તકો વિદ્યાપીઠ પાસે તૈયાર હોવાથી ત્યાંથી શરૂઆત કરી છે. સુત્તનિપાત પછી આ મજ્ઝિમનિકાયનું પ્રથમ પુસ્તક છપાય છે.

બૌદ્ધ ધર્મના મૂળ પાલી ગ્રંથો જે ત્રિપિટક નામે ઓળખાય છે તેના સુત્ત, વિનય અને અભિધમ્મ, એ ત્રણ મુખ્ય વિભાગ છે. એમાથી મજ્ઝિમનિકાય સુત્ત પિટકનો એક ભાગ છે. મજ્ઝિમનિકાય એટલે મધ્યમ પ્રમાણના સૂત્રોનો સંગ્રહ. તે વખતની પદ્ધતિ પ્રમાણે નાનાંનાના સૂત્રો, મોટામોટાં સૂત્રો, મધ્યમ પ્રમાણના સૂત્રો એવી રીતે સૂત્રોના ભાગ કરવામા આવતા. મજ્ઝિમનિકાયમા ભગવાન બુદ્ધે પોતાના શિષ્યોને આપેલા ૧૫૨ ઉપદેશોનો સંગ્રહ છે.

એમાનાં પહેલાં પચાસ સૂત્રો "મૂલપણ્ણાસક" તરીકે પ્રસિદ્ધ છે. આનો અનુવાદ અધ્યાપક કોસંબીએ ભિન્ન ભિન્ન સમયે કટકે કટકે કરી આપ્યો હતો. એ અનુવાદ ફરીવાર સળંગ તપાસી જવાનો એમનો વિચાર હતો. પણ તેમને રશિયાની રાજધાનીમા 'ઍકેડેમી ઑફ સાયન્સિસ' તરફથી ચાલતા બૌદ્ધ સંસ્કૃતિના અધ્યયન માટેની ખાસ સંસ્થામાં કામ કરવા જવાનું થયું. ત્યાંથી આવીને તેઓ પૂર્ણ—સ્વાતંત્ર્યની લડતમા જોડાયા. એટલે આ અનુવાદ ઉપર ફરીવાર નજર ફેરવી જવાને જે સમય જરૂરનો હતો તે તેમને મળ્યો નહિ. ધર્માનંદજીની અનુવાદ કરવાની ચોકસાઇ સર્વવિશ્રુત છે. છેલ્લી ઘડી સુધી ફરીફરી તપાસે નહિ ત્યાંસુધી તેમને સંતોષ થતો નથી. પણ અનુવાદ ધર્માનંદજીનો છે એટલે સામાન્ય રીતે વાચકોને એ સંતોષકારક હોય જ.

આજના અહિંસાયુદ્ધમાં અહિંસા કે અવૈરને મોખરે રાખનાર બે ધર્મનું — જૈન અને બુદ્ધ ધર્મનું — અધ્યયન સામાન્ય જનતાને પણ રોચક થઈ પડયું છે. પાલી ભાષાના વિદ્યાર્થીઓને તો મજ્ઝિમનિકાયનો આ અનુવાદ વિશેષ લાભકારી નીવડવાનો છે. અ. ધર્માનંદ કોસંબીએ વિદ્યાપીઠ પ્રત્યેના પોતાના પ્રેમને લીધે મજ્ઝિમનિકાયનું આ રૂપાંતર અમને સોપ્યું તે માટે તેમનો ખાસ આભાર માનવો ઘટે છે. તેમણે કરેલા મરાઠી ભાષાંતરનો ગુજરાતી અનુવાદ દક્ષિણામૂર્તિવાળા ભાઈ ભાસ્કરરાવ વિદ્વાંસે કરી આપ્યો, તેમનો પણ આભાર માનવાની આ તક લઈએ છીએ.

**પ્રકાશક**

# અનુક્રમણિકા

## વર્ગ ૧લો

### ૧

### મૂલપરિયાયસુત્ત

એવું મેં સાભળ્યુ છે. એક સમયે ભગવાન ઉક્કટ્ઠા નામના ગામ પાસે આવેલા સુભગ ઉદ્યાનમાં ભવ્ય શાલવૃક્ષ નીચે વસતા હતા. ત્યા ભગવાને ભિક્ષુઓને કહ્યું:

" હે ભિક્ષુઓ, આર્યપુરુષોનો જેણે સહવાસ નથી સેવ્યો, જેની આર્યધર્મમા ગતિ નથી, જેણે આર્યધર્મનું શિક્ષણ લીધું નથી, જેણે સત્પુરુષોની સેવા કરી નથી, સત્પુરુષધર્મનો જેને અધિકાર નથી, સત્પુરુષધર્મનું જેને શિક્ષણ મળ્યું નથી એવો સામાન્ય માણસ, પૃથ્વી છે એવી કલ્પના કરે છે, અને એવી કલ્પના કરીને પૃથ્વી સંબંધે (ખોટી) સમજણ કરી લે છે; પૃથ્વીમા પોતે છે એમ સમજે છે, પૃથ્વીમાથી ઉત્પન્ન થયો એમ સમજે છે, પૃથ્વી મારી છે એમ સમજે છે, અને પૃથ્વી માટે આનંદિત થાય છે. આમ થવાનું કારણ શું? કારણકે આ માણસને સાચો બોધ થયો નથી એમ હુ કહું છું.

"તે આપ, તેજ, વાયુ, પ્રાણી, દેવ, પ્રજાપતિ, બ્રહ્મા, આભસ્સરદેવ, સુભકિણ્ણદેવ, વેહાફલદેવ, અભિભૂ, આકાસાનંચાયતન, વિઞ્ઞાણંચાયતન, આકિંચઞ્ઞાયતન નેવસઞ્ઞાના સઞ્ઞાયતન, દ્દષ્ટ, શ્રુત, અનુભૂત, વિજ્ઞાત, એકત્વ, નાનાત્વ, સર્વવસ્તુજાત અને નિર્વાણ પૈકી કોઈ એકાદ વસ્તુ માટે ખોટી સમજણ કરી લે છે, તેમાં પોતે છે એમ સમજે છે, તેમાંથી પોતે ઉત્પન્ન થયો એમ સમજે છે, તે પોતાની છે એમ સમજે છે, અને તે માટે આનંદિત થાય છે. આમ થવાનું કારણ શું? કારણકે તે માણસને હજી સાચો બોધ થયો નથી એમ હું કહું છું.

"પરંતુ જે માણસ નિર્વાણમાર્ગ ઉપર ચાલે છે, જેને આપણે 'સેખ' કહીએ છીએ, જે શ્રેષ્ઠ નિર્વાણપદ પ્રાપ્ત કરવાની આતુરતા ધરાવે છે તે માણસ ઉપર બતાવેલી બધી વસ્તુઓ માટે ખોટી કલ્પના કરતો નથી; પરંતુ તે વસ્તુઓ પૈકી કોઈ એક વસ્તુમા પોતે છે, પોતે તે વસ્તુથી ભિન્ન છે, અથવા તે વસ્તુ પોતાની છે એમ સમજે છે, અથવા તો તે વસ્તુમાં આનંદ માને છે. આમ થવાનું કારણ શું? કારણકે આ માણસને હજી શીખવાનું છે (બોધ પ્રાપ્ત કરી લેવાનો છે) એમ હું કહું છું.

"પરંતુ જે અરહન્ત ક્ષીણપાપ હોય, કૃતકૃત્ય થયો હોય, જેણે બ્રહ્મચર્ય પાળ્યું હોય, જેણે તૃષ્ણાનો ત્યાગ કર્યો હોય, જેણે સદર્થની પ્રાપ્તિ કરી લીધી હોય, જેણે ભવબંધનનો ઉચ્છેદ કર્યો હોય, અને જે સમ્યક્ જ્ઞાન વડે વિમુક્ત થયો હોય, તે આ બધી વસ્તુઓ યથાર્થ રીતે સમજીને તેમને માટે ખોટી સમજણ કરી લેતો નથી; તે વસ્તુઓમાં પોતે છે, તેમાંથી

તેથી ઉત્પન્ન થયો, અથવા તો તે વસ્તુઓ પોતાની છે, એમ તેને લાગતું નથી. તે તે વસ્તુઓનું અભિનંદન કરતો નથી. આનું કારણ શું? કારણકે તેને પૂર્ણ બોધ થયો છે એમ હું કહું છું. કામનો નાશ કરીને તે નિષ્કામ થયો છે, દ્વેષનો ક્ષય કરીને તે અદ્વેષ્ટા થયો છે, અને મોહનો ક્ષય કરીને તે પૂર્ણ જ્ઞાની થયો છે.

"તથાગત પણ આ વસ્તુઓ માટે ખોટી સમજણ કરી લેતો નથી. તે વસ્તુઓમાં પોતે છે, તે વસ્તુઓથી પોતે ઉત્પન્ન થયો, તે વસ્તુઓ મારી છે, એમ તે સમજતો નથી. તે વસ્તુઓનું તે અભિનંદન કરતો નથી; કારણકે તથાગતને પૂર્ણ બોધ થયો છે એમ હું કહું છું; કારણકે સર્વ તૃષ્ણાઓનો ક્ષય કરીને અત્યંત શ્રેષ્ઠ સમ્યક્ સંબોધિની તથાગતે પ્રાપ્તિ કરી લીધી છે એમ હું કહું છું."

આ પ્રમાણે ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ ભગવંતના ભાષણનું અભિનંદન ન કર્યું.

મૂલપરિયાયસુત્ત સમાપ્ત

## ટીકા

**મૂલપરિયાય:**—બધા પદાર્થોનું આદિકારણ અથવા આદિકારણ સંબંધેનો ઉપદેશ એવો આ શબ્દનો અર્થ થાય છે.

**ઉક્કટ્ઠા:**—ઉક્કા (उल्का) એટલે મશાલ. તે ધારણ કરીને (ठा=स्था) બાંધેલું આ મોટું ગામ હતું; અટ્ઠકથામાં લખેલું છે કે સારું મુહૂર્ત વીતી ન જાય માટે રાત્રે મશાલો સળગાવીને તેના અજવાળામાં આ ગામ બાંધવામાં આવ્યું હતું.

સામાન્યતઃ આ સુત્તના ચાર વિભાગ પાડી શકાય. પહેલો સામાન્ય માણસને, બીજો સેખને, ત્રીજો અરહન્તને અને ચોથો તથાગતને (બુદ્ધને) ઉપદેશેલો છે. પૃથ્વીથી માંડીને નિર્વાણ સુધીની બધી વસ્તુઓ સંબંધે ગેરસમજણ કરી લઈને, તેમાં પોતે છે, તેમાંથી પોતે ઉત્પન્ન થયેલો છે, અથવા તો તે વસ્તુઓ મારી પોતાની છે એવી સમજણ સામાન્ય મનુષ્ય (पुथुज्जन–पृथग्जन) કરી લે છે; અને આ વસ્તુઓમાં તે આનંદ મેળવે છે. કારણકે તેને નિર્વાણમાર્ગનો જરા પણ બોધ થયેલો હોતો નથી.

·સેખ (સં૰ शैक्ष) એટલે શિક્ષણને પાત્ર. સોતાપન્ન, સકદાગામી અને અનાગામી એ ત્રણે શિક્ષણને પાત્ર છે. અર્હન્માર્ગે પહોંચેલ મનુષ્ય પણ શિક્ષણને પાત્ર છે એમ સમજવું જોઈએ. કારણ કે તેને અર્હત્ફલની પ્રાપ્તિ કરી લેવાની હોય છે. ટૂંકમાં કહીએ તો સોતઆપત્તિ માર્ગથી તે અર્હન્માર્ગ સુધીમાંની કોઈ પણ કક્ષાએ પહોંચેલો સત્પુરુષ સેખ કહેવાય છે. પરંતુ અર્હત્ફલ પ્રાપ્ત કર્યાં પછી તે અસેખ થાય છે. એટલે હવે પછી તેને શીખવાની જરૂર રહેતી નથી. સેખ પૃથ્વી, આપ વગેરે સર્વ પદાર્થ બરાબર સમજે છે. પરંતુ આ વસ્તુઓમા પોતે છે, તે વસ્તુઓમાંથી પોતે ઉત્પન્ન થયો છે, તે વસ્તુઓ મારી છે, એમ તે સમજે છે. તે આ વસ્તુઓનું અભિનંદન કરે છે, કારણકે માન(मन्यना)નો સમૂળો નાશ થયેલો ન હોવાથી તેને પૂર્ણ બોધ થયેલો હોતો નથી.

અરહન્ત આ બધી વસ્તુઓને યથાર્થ રીતે સમજે છે, એટલું જ નહિ પરંતુ તેમાં પોતે છે, તેમાંથી પોતે ઉત્પન્ન થયો છે, અથવા તો તે મારી પોતાની છે એમ સમજતો નથી. કિંવા તે તેમનું અભિનંદન કરતો નથી. તેનાં ચાર કારણો છેઃ—(૧) તેને પૂર્ણ બોધ થયો હોય છે, (૨) તેની કામ–વાસનાઓનો ક્ષય થયો હોય છે, (૩) દ્વેષનો ક્ષય થયેલો હોય છે, અને (૪) મોહનો ક્ષય થયેલો હોય છે. તથાગત અને અરહન્તમાં તફાવત નથી. અરહન્તને માટે આ જે ·૧૨ કારણો બતાવેલાં છે તેને બદલે તથાગતના માનાવાપનાં બે જ

કારણો બતાવેલાં છેઃ—(૧) તેણે જાણવાજેવું જાણી લીધું છે, અને (૨) તેને સમ્યક્ સંબોધિની પ્રાપ્તિ થઈ છે. બોધિ (બોધ) ત્રણ જાતની છેઃ સમ્યક્સંબોધિ, પ્રત્યેકબુદ્ધબોધિ અને શ્રાવકબોધિ. જે સત્પુરુષ આચાર્યની મદદ સિવાય જગતના કલ્યાણને અર્થે નિર્વાણનો માર્ગ શોધી કાઢે છે, અને અત્યંત લાગણીપૂર્વક તેનો ઉપદેશ કરે છે, તેના બોધને સમ્યક્સંબોધિ કહેવામાં આવે છે. જે સત્પુરુષ આચાર્યની મદદ વગર નિર્વાણમાર્ગ શોધી કાઢે છે, પરંતુ લોકોને તેનો ઉપદેશ કરવાની ખટપટમાં ઊતરતો નથી તેને પ્રત્યેકબુદ્ધ કહેવામાં આવે છે, અને તેના બોધને પ્રત્યેકબુદ્ધબોધિ કહેવામાં આવે છે. શ્રાવક એટલે બુદ્ધનો શિષ્ય. બુદ્ધનો ઉપદેશ સાંભળીને, બુદ્ધની સેવા કરીને, બુદ્ધે બતાવેલા માર્ગનું અનુસરણ કરીને તેને નિર્વાણનો સાક્ષાત્કાર થાય છે. તેના બોધને અથવા તેના સાક્ષાત્કારને શ્રાવકબોધિ કહેવામાં આવે છે.

લગભગ બધાં સૂત્રોને અંતે ભિક્ષુઓએ અથવા તો બીજા કોઈ શ્રાવકે ભગવાનનું અભિનંદન કર્યું એવું વાક્ય આવે છે. અહીં બ્રાહ્મી લિપિમાં છાપેલા પુસ્તકમાં પણ ‘ते भिक्खू भगवतो भासितं अभिनंदुं ति’ એવો પાઠ છે. પરંતુ સિંહલી પાઠ જ આ જગ્યાએ અમને વધારે યોગ્ય લાગે છે. કારણ અટ્ઠકથાચાર્યે આ જ સિંહલી પાઠને અનુસરીને વિવરણ કર્યું છે. પાંચસો બ્રાહ્મણો બુદ્ધના શિષ્ય થયા ને તેમણે ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો. તેમને લાગતું કે પોતે યથાર્થ રીતે બધા શબ્દો જાણે છે, વ્યાકરણમાં પોતે કુશળ છે. તેમના ગર્વનું હરણ કરવા માટે ભગવાને આ ઉપદેશ આપ્યો. અને આ ઉપદેશ તેમને ગળે ન ઊતર્યો એટલે તેમણે ભગવાનનું અભિનંદન ન કર્યું એમ અટ્ઠકથાચાર્યનું કથન છે.

મૂલપરિયાયસુત્તની ટીકા સમાપ્ત

## ૨

## સબ્બાસવસુત્ત

એમ મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન સાવત્થી (શ્રાવસ્તી) માંના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા :

"હે ભિક્ષુઓ, સર્વ આસવોનું (આશ્રવોનું) સંયમન કરવાનો ઉપાય હું તમને કહું છું તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળો.

"જે સમજનારો અને જોનારો હોય છે તેના જ આસવોનો ક્ષય થાય છે. ન સમજનાર અને ન જોનારના આસવોનો ક્ષય થતો નથી. કઈ બાબત સમજનાર અને કઈ બાબત જોનારના આસવોનો ક્ષય થાય છે? સાવધાન-તાથી વિચાર કરવાની પદ્ધતિ કઈ, અને અસાવધાનતાથી વિચાર કરવાની પદ્ધતિ કઈ, એ જે જાણે છે તેના જ આસવોનો ક્ષય થાય છે. અસાવધાનતાથી વિચાર કરનાર મનુષ્યને પહેલાં નથી હોતા એવા આસવો ઉત્પન્ન થાય છે, અને જે આસવો હોય છે તે વૃદ્ધિ પામે છે. પણ જે સાવધાનતાથી વિચાર કરે છે તેને પહેલાં ન હોય એવા આસવો (નવા આસવો) ઉત્પન્ન થતા નથી અને ઉત્પન્ન થયેલા આસવો નાશ પામે છે.

"હે ભિક્ષુઓ, કેટલાક આસવો તત્ત્વજ્ઞાનથી, કેટલાક સંયમથી, કેટલાક ઉપયોગી વસ્તુઓના સેવનથી, કેટલાક

સહનશીલતાથી, કેટલાક પરિવર્જનથી, કેટલાક વિનોદથી અને કેટલાક ભાવનાથી નાશ પામે છે.

"હે ભિક્ષુઓ, કોઈ અજ્ઞ, આર્યોના સહવાસમાં ન રહેલો, આર્યધર્મનું જ્ઞાન ન પામેલો, સત્પુરુષનું દર્શન ન કરનાર, અને સત્પુરુષધર્મનું શિક્ષણ ન પામેલો પૃથગ્જન કઈ વસ્તુઓનું ચિંતન કરવું અને કઈ વસ્તુઓનું ચિંતન ન કરવું તે જાણતો નથી; અને આ ન જાણવાને લીધે ચિંતન ન કરવા જેવી વસ્તુઓનું ચિંતન કરે છે, અને ચિંતન કરવા જેવી વસ્તુઓનું ચિંતન કરતો નથી. (જેનાથી કામાસવ, ભવાસવ અને અવિજ્જાસવ ઉત્પન્ન થાય અને વૃદ્ધિ પામે એવી વસ્તુઓનું ચિંતન ન કરવું; અને જેનાથી આ આસવો ઉત્પન્ન ન થાય અથવા તો ઉત્પન્ન થાય તો જેનાથી નાશ પામે એવી વસ્તુઓનું ચિંતન ઇષ્ટ છે.) આ રીતે યોગ્ય વસ્તુઓનું ચિંતન ન કરવાથી પહેલાં ન હોય એવા નવા આસવો ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થયેલા આસવો વૃદ્ધિ પામે છે. તે અસાવધાનતાથી આવો વિચાર કરે છેઃ હું પૂર્વજન્મમાં ઉત્પન્ન થયો હતો કે નહિ, હું શું હતો, 'કેવો' હતો, પહેલાં કેવો થયો અને પછી કેવો થયો, આવતા જન્મમાં શું થઈશ, કેવો થઈશ. અથવા પ્રસ્તુત જન્મસંબંધે જ તેને શંકા ઉત્પન્ન થાય છેઃ 'હું કેવો છું, હું છું કેમ, હું નથી કેમ, આ આત્મા ક્યાંથી આવ્યો અને તે ક્યાં જશે?' આ રીતે અસાવધપણે વિચાર કરતાં કરતાં નીચેમાંની કોઈ એક દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. (૧) મારામાં આત્મા છે એવી તેની ખાતરી થાય છે, અથવા (૨) મારામાં આત્મા નથી એવી તેની દૃઢ ખાતરી થાય છે, (૩) આત્માથી જ આત્માને ઓળખું છું, (૪)

આત્માથી જ આત્માના અભાવને જાણું છું, અથવા (૫) અનાત્માથી જ આત્માના અભાવને જાણું છું, એવી તેની દૃષ્ટિ થાય છે, અથવા તે એમ સમજે છે કે (૬) આ જે બોલનારો અને અનુભવનારો મારો આત્મા જુદીજુદી જગ્યાએ સારાં-નરસાં કર્મોનાં ફળ અનુભવે છે તે નિત્ય છે, ધ્રુવ છે, શાશ્વત છે, અવિપરિણામધર્મી છે. તે સર્વદા એવો જ રહેવાનો છે. આને જ દૃષ્ટિનું જંગલ, દૃષ્ટિનું કાન્તાર, દૃષ્ટિનો વિપર્યાસ, દૃષ્ટિનું સ્પંદન અને દૃષ્ટિનું બંધન કહે છે. આ બંધનથી બંધાયેલો અજ્ઞજન જન્મ, જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય, ઉપાયાસ વગેરેથી મુક્ત થતો નથી.

"પરંતુ, સુજ્ઞજન જે વસ્તુનું ચિંતન ન કરવું જોઈએ તેનું ચિંતન કરતો નથી, અને જે વસ્તુનું ચિંતન કરવું જોઈએ તે વસ્તુનું ચિંતન કરે છે. આથી ન હોય એવા નવા આસવો ઉત્પન્ન થતા નથી, અને ઉત્પન્ન થયેલા આસવો નાશ પામે છે. તે દુઃખ કયું છે તેનો વિચાર કરે છે, દુઃખનો સમુદય કયો, દુઃખનો નિરોધ કેમ થાય છે, અને દુઃખનિરોધનો માર્ગ કયો, એનો બરાબર વિચાર કરે છે. આથી દેહાત્મદૃષ્ટિ, કુશંકા અને ઉપવાસવ્રત ઉપરનો વિશ્વાસ એ ત્રણ બંધનો નાશ પામે છે. તત્ત્વદૃષ્ટિથી નાશ પામનારા આ આસવો છે.

"હવે સંયમથી નાશ પામનારા આસવો કયા એ કહું છું. ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા, કાય અને મન—આ છ ઇંદ્રિયોનું દમન ન કરવામાં આવે તો આઘાતકારક અને સંતાપકારક આસવો ઉત્પન્ન થવાનો સંભવ હોય છે; આ છ ઇંદ્રિયોના દમનથી તે ઉત્પન્ન થતા નથી. આવા આસવોને સંયમથી નાશ પામનારા આસવો કહેવામાં આવે છે.

"દેહોપયોગી વસ્તુઓનું સેવન કરવાથી નાશ પામનારા આસવો કયા છે એ હું હવે કહું છું. (૧) આ ધર્મને અનુસરનારો ભિક્ષુ સાવધાનતાથી વિચાર કરીને ચીવરનો (ભિક્ષુવસ્ત્રનો) ઉપયોગ કરે છે. શીત, ઉષ્ણ, ડાંસ, માખીઓ, પવન, તડકો અને સાપના સંપર્કનો પ્રતિબંધ કરવાના હેતુથી તે ચીવરનો ઉપયોગ કરે છે. લજ્જા ઢાંકવાનો પણ ચીવર ધારણ કરવામાં તેનો ઉદ્દેશ હોય છે. (૨) તે સાવધાનતાથી વિચાર કરીને પિંડપાત (અન્ન) ગ્રહણ કરે છે. રમવામાં કુશલ થવા માટે, મદોન્મત્ત થવા માટે, અથવા શરીર સુશોભિત કરવા માટે તે અન્નનું સેવન કરતો નથી. ઇહલોકની યાત્રા ચાલ્યાં કરે, દુઃખની બાધા ન થાય, અને બ્રહ્મચર્યને અનુગ્રહ થાય એટલો જ તેનો ઉદ્દેશ હોય છે. (જમતી વખતે) તે એવો વિચાર કરે છે કે આ અન્ન વડે હું ભૂખનું દુઃખ દૂર કરીશ, પરંતુ વધારે ખાઈને નવીન પીડા ઊભી કરવાનો નથી; મારો વ્યવસાય બરાબર ચાલશે, હું લોકોમાં નિંદ્ય નહિ બનું ને મને સ્વાસ્થ્ય મળશે. (૩) તે બરાબર વિચાર કરીને રહેવાની જગ્યાનો ઉપયોગ કરે છે. શીત, ઉષ્ણ, ડાંસ, માખીઓ, પવન, તડકો અને સાપની બાધા ન થાય, જુદીજુદી ઋતુઓની બાધા ન થાય, અને એકાંતનું સુખ મળે એટલા માટે જ તે રહેવાની જગ્યાનો ઉપયોગ કરે છે. (૪) બરાબર વિચાર કરીને તે ઔષધોનો ઉપયોગ કરે છે. રોગથી ઉત્પન્ન થયેલ વેદના નાશ પામે અને શરીર નીરોગી રહે એટલા જ માટે તે ઔષધ લે છે. આ ચાર પદાર્થ— ચીવર, પિંડપાત, સેનાસન (રહેવાની જગ્યા), ભૈસજ્જ

(ઔષધ) — નું મિતપણે જો સેવન ન કરવામાં આવે તો જે આસવો ઉત્પન્ન થાય તે આના પરિમિત ઉપભોગથી ઉત્પન્ન થતા નથી. આવા આસવોને ઉપભોગથી નાશ પામનારા આસવો કહેવામાં આવે છે.

"હવે સહનશીલતાથી નાશ પામનારા આસવો કયા કયા છે તે કહું છું. ધર્મને અનુસરનારો ભિક્ષુ બરાબર વિચાર કરીને શીત, ઉષ્ણ, ભૂખ, તરસ, અને ડાંસ, માખીઓ, પવન, તડકો અને સાપનો સંસર્ગ, બીજાએ બોલેલા ખરાબ શબ્દો, શારીરિક વેદના વગેરે ખૂબ ધીરજથી સહન કરે છે. આવે પ્રસંગે સહનશીલતા ધારણ ન કરવાથી જે આસવો ઉત્પન્ન થવાનો સંભવ છે તે ઉત્પન્ન થતા નથી. આવા આસવોને સહનશીલતાથી નાશ પામનારા આસવો કહેવામાં આવે છે.

"હવે પરિવર્જનથી નાશ પામનારા આસવો કયા તે કહું છું. ધર્મનું અનુસરણ કરનાર ભિક્ષુ બરાબર વિચાર કરીને ઉન્મત્ત હાથી, ભડકેલો ઘોડો, મારકણો બળદ, હડકાયું કૂતરું, સર્પ, સ્થાણુ, કાંટા, ખાડો, કરાડ, ગટર, ગંધારું ખાબોચિયું વગેરે પદાર્થોનું પરિવર્જન કરે છે. જે ખરાબ આસન ઉપર બેસવાથી, જે ખરાબ જગ્યાએ ફરવાથી, જે ખરાબ મિત્રોની સંગતિ સેવવાથી ડાહ્યા લોકો આપણને દોષ દે, આપણે પાપમાં પડ્યા એવું તેમને લાગે, એવું આસન, એવી જગ્યા, અને એવા દુષ્ટ મિત્રને તે વિચારપૂર્વક છોડી દે છે. આવી વસ્તુઓ જો તે ન છોડી દે તો તેનાથી જે આસવો ઉત્પન્ન થાય તે આ વસ્તુઓના વર્જનથી ઉત્પન્ન થતા નથી. આવા આસવોને પરિવર્જનથી નાશ પામનારા આસવો કહે છે.

"હવે વિનોદનથી નાશ પામનારા આસ્રવો કહું છું. ધર્મને અનુસરનાર ભિક્ષુ બરાબર વિચાર કરીને ઉત્પન્ન થયેલ કામવિતર્કનો નાશ કરે છે, દ્વેષવિતર્કનો નાશ કરે છે, અને વિહિંસાવિતર્કનો નાશ કરે છે. આ વિતર્કોનો નાશ ન કરવાથી જે વિઘાતકારક અને સંતાપકારક આસવો ઉત્પન્ન થાય તે ઉત્પન્ન થતા નથી. આવા આસવોને વિનોદનથી નાશ પામનારા આસવો કહેવામાં આવે છે.

"હવે ભાવનાથી નાશ પામનારા આસવો કયા તે કહું છું. ધર્મને અનુસરનાર ભિક્ષુ સ્મૃતિ, ધર્મપ્રવિચય, વીર્ય, પ્રીતિ, પ્રસ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા આ સાત સંબોધ્યંગોની ભાવના કરે છે. એકાન્તવાસ, વિરાગ, નિરોધ અને નિર્વાણની પ્રાપ્તિ થાય એ રીતે આ સંબોધ્યંગોની તે ભાવના કરે છે. આની ભાવના ન કરવાથી જે વિઘાતકારક અને સંતાપકારક આસવો ઉત્પન્ન થાય તે આ ભાવનાથી ઉત્પન્ન થતા નથી. આવા આસવોને ભાવના વડે નાશ પામનારા આસવો કહે છે.

"જે ભિક્ષુના તત્ત્વજ્ઞાનથી નાશ પામનારા આસવો તત્ત્વજ્ઞાનથી નાશ પામે, સંયમનથી નાશ પામનારા આસવો સંયમથી નાશ પામે, ચીવરાદિ વસ્તુઓના સેવનથી નાશ પામનારા આસવો તે વસ્તુઓના સેવનથી નાશ પામે, સહનશીલતાથી નાશ પામનારા આસવો સહનશીલતાથી નાશ પામે, પરિવર્જનથી નાશ પામનારા આસવો પરિવર્જનથી નાશ પામે, વિનોદનથી નાશ પામનારા આસવો વિનોદનથી નાશ પામે, અને ભાવનાથી નાશ પામનારા આસવો ભાવનાથી નાશ પામે, તે ભિક્ષુ સર્વ આસવોનું સંયમન કરે છે, તૃષ્ણાનો ઉચ્છેદ કરે છે, બંધનો તોડી

નાખે છે, અને અહંકારનો નાશ કરીને પોતાનાં દુઃખોનો અંત લાવે છે એમ સમજવું."

આ પ્રમાણે ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનનું અભિનંદન કર્યું.

સબ્બાસવસુત્ત સમાપ્ત

## ટીકા

**સાવત્થી** (श्रावस्ती)—આ કોસલદેશની રાજધાની હતી. સંયુક્ત પ્રાંતમાં બલરામપુર નામના એક નાના શહેરથી દસ માઈલ દૂર રાપ્તી નામની નદીના કાંઠા ઉપર આ જગ્યા આવેલી છે. આને સહેટ મહેટ કહે છે. ચૈત્ય વિહાર વગેરેના અવશેષો હજી પણ અહીં જોઈ શકાય છે. બુદ્ધ ભગવાનના સમયમા અહીં પસેનદિ કોસલ રાજા રાજ્ય કરતો હતો. તે સમયે ઉત્તર હિંદુસ્તાનમાં જે અત્યંત પ્રસિદ્ધ શહેરો હતા તેમાનું આ એક હતુ.

**જેતવન અને અનાથપિંડિકના આરામ** સંબંધેની માહિતી 'બુદ્ધલીલાસારસંગ્રહ' (પ્રકરણ ૯, ભાગ–૨) મા જોવી.

**આસવ** (आश्रव) શબ્દનો અર્થ સામાન્ય રીતે પાપવાસના એવો થાય છે. પરંતુ આ સૂત્રમા તેનો અર્થ સંકટ, વ્યસન, ક્લેશ, એવો થાય છે. અમે એ જ શબ્દ કાયમ રાખ્યો છે. આખું સૂત્ર વાંચ્યા પછી વાચકોને આ શબ્દનો યથાર્થ બોધ થશે જ.

**તત્ત્વજ્ઞાન** (दर्शन) **સંયમ, સેવન, સહનશીલતા, પરિવર્જન, વિનોદન અને ભાવના** આ સાત ઉપાયો વડે જુદાજુદા આસવો નાશ પામે છે. તત્ત્વજ્ઞાન જો ઊંધે માર્ગે ચડી જાય તો તેમાથી શાક્તપંથ જેવા પંથો નીકળે છે અને મનુષ્ય ઉપર સંકટો આવી પડે છે. આવા ખોટા તત્ત્વજ્ઞાનથી મનુષ્ય પોતાને હાથે જ

પોતાના નાશનું કારણ બને છે. એટલે અહીં ભગવાને શુદ્ધ તત્ત્વજ્ઞાનને પ્રથમ સ્થાન આપ્યું છે. ષડિંદ્રિયોનું સાવધાનતાથી દમન ન કરવામાં આવે તો રોજના વ્યવહારમાં આપણા ઉપર કેટલી મુશ્કેલીઓ આવે તેનું નક્કી નથી હોતું. આથી તત્ત્વજ્ઞાનથી ઊતરતું જ બીજું પગથિયું સંયમનું મૂકવામાં આવ્યું છે. ઇંદ્રિયોનું ગમે તેટલું સંયમન કર્યાં છતાં ખાવાપીવામાં, ઓઢવાપહેરવામાં, અને રહેવાકારવવામાં જો નિયમિતપણું ન રાખવામાં આવે તો સંસારમાં પણ સુખ મળતું નથી, પછી પરમાર્થની તો વાત જ શું કરવી ? એટલે ચીવરાદિ વસ્તુઓના યોગ્ય ઉપભોગને ત્રીજી પાયરી ગણવામાં આવી છે. આવી રીતે ટાપટીપથી અને વ્યવસ્થાથી રહેવા લાગીએ તોપણ વાતાતપ, શીતોષ્ણ વગેરેનો સંપર્ક તો થવાનો જ, અને આ બધું જો શાંતિથી સહન ન કરીએ તો વધારે ને વધારે ત્રાસ થવાનો. આથી આસવોના ક્ષયનું ચોથું પગથિયું તે સહનશીલતા છે. દુષ્ટ હાથી, ભડકેલો ઘોડો, હડકાયું કૂતરું, જ્યાં બેસવાથી મનની શાંતિનો ભંગ થાય એવું આસન, વેશ્યા વગેરે લોકોની વસ્તી, દુષ્ટ મિત્ર વગેરેનો આપણે દૂરથી જ ત્યાગ કરવો જોઈએ. એટલે આવાં પ્રાણીઓ તથા સ્થાનોની પાસે ન જતાં તેમની દૂરથી જ સંભાવના કરવી એ વધારે સારું છે. અર્થાત્ પરિવર્જન એ પાંચમું પગથિયું છે. કામવિતર્ક, દ્વેષવિતર્ક અને વિહિંસાવિતર્ક (બીજાને પોતાને ખાતર નકામો ત્રાસ દેવાનો વિચાર), ખેતરમાંના ઘાસની માફક માનવી અંતઃકરણમાં વારંવાર ઉદ્ભવે છે; અને તેમનો સમૂળો ઉચ્છેદ કર્યાં વગર અંતઃકરણમાં પરમાર્થપ્રાપ્તિનો પાક આવવો અશક્ય છે. એટલે ભાવનાનો આરંભ કરતા પહેલાં તેમનો ઉચ્છેદ કરવો જરૂરનો છે. આ છઠ્ઠું પગથિયું છે. સાત સંબોધ્યંગોની ભાવના એ સાતમું પગથિયું છે. આ ભાવનાનું વર્ણન 'બુદ્ધલીલાસારસંગ્રહ' (ભાગ ૩, પ્રકરણ-૧૧) માં જોવું.

સબ્બાસવસુત્તની ટીકા સમાપ્ત

## ૩

## ધમ્મદાયાદસુત્ત

એમ મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસે જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા:

"હે ભિક્ષુઓ, તમે મારા ધર્મના દાયાદ થજો, પણ મારે લીધે તમને પ્રાપ્ત થતા લાભના દાયાદ ન થતા. તમે ધર્મના દાયાદ થાઓ અને લાભના દાયાદ ન થાઓ એને માટે હું બહુ કાળજી રાખું છું. ધર્મના દાયાદ ન થતાં જો જો તમે લાભના દાયાદ થશો તો તેથી લોકો તમારા તરફ આંગળી ચીંધશે. તે ગુરુના શિષ્યો આમ વર્તે છે એમ લોકો બોલશે. મારા તરફ પણ લોકો આંગળી ચીંધીને કહેશે, કે આ ગુરુના આ શિષ્યો આવી આવી રીતે વર્તે છે. પણ જો તમે ધર્મના દાયાદ થશો તો લોકો તમને કે મને દોષ દઈ શકવાના નથી. માટે હે ભિક્ષુઓ, ધર્મદાયાદ થવું પણ લાભદાયાદ ન થવું એવી બરાબર ખબરદારી રાખજો. તમારે માટે મને ખૂબ લાગણી છે માટે હું તમને આ કહું છું.

"એવી કલ્પના કરો કે હું જમીને બરાબર તૃપ્ત થઈને બેઠો છું, અને મારા પાત્રમાં ઘણું અન્ન બાકી છે. એટલામાં ભૂખથી વ્યાકુળ બનેલા બે ભિક્ષુઓ આવે છે, તેમને હું કહીશ, 'હે ભિક્ષુઓ, હું જમીને તૃપ્ત થયો છું, અને આ અન્ન બાકી વધેલું છે. જો તમારી ઇચ્છા હોય તો આ લો. જો તમારે આ ન જોઈતું હોય તો જ્યાં ખડ ન હોય એવી જગ્યાએ હું આ નાખી દઈશ, અથવા તો પાણી જેમાં નહિ હોય એવા પાણીના પ્રવાહમાં નાખીશ.' તે બન્ને ભિક્ષુઓમાંનો એક એવો વિચાર કરે કે 'ભગવાને અમને ઉપદેશ કર્યો છે કે તમે લાભદાયાદ ન થતા, પણ ધર્મદાયાદ થજો. ભગવાનની પાસેથી અન્નગ્રહણ કરવું એ એક જાતનો લાભ જ ગણાય. એટલે આ અન્ન લેવું મારે માટે યોગ્ય નથી.' આવી જાતનો વિચાર કરીને તે ભિક્ષુ ભૂખથી વ્યાકુળ થયો હોવા છતાં તે દિવસ અને તે રાત ભૂખ્યો રહે છે. પણ બીજો ભિક્ષુ આ અન્ન નકામું ન જાય માટે તેનું ગ્રહણ કરીને પોતાની ભૂખનું શમન કરે છે અને તે દિવસ સુખમાં પસાર કરે છે. આ બન્ને પૈકી પહેલો જ ભિક્ષુ વધારે પૂજ્ય અને વધારે પ્રશસ્ત છે. કારણ કે તેનો આ નિશ્ચય તેની સાદાઈને, સંતોષને અને ઉત્સાહને કારણભૂત બને છે. માટે હું તમને કહું છું કે ધર્મના દાયાદ થજો પણ લાભના દાયાદ થતા નહિ. તમે મારા ધર્મના દાયાદ થાઓ પણ લાભના દાયાદ ન થાઓ એ માટે હું ખૂબ કાળજી રાખું છું." આટલું બોલીને ભગવાન આસન ઉપરથી ઊઠીને વિહારમાં ગયા.

ત્યારે આયુષ્માન સારિપુત્ર ભિક્ષુઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "હે બંધુઓ, શાસ્તા (ગુરુ) એકાન્તવાસમાં રહે છે,

પણ શ્રાવક (શિષ્ય) તેનું અનુકરણ કરતા નથી. આનાં કારણો તમે જાણો છો?"

ભિક્ષુઓ બોલ્યા: "આયુષ્મન્, આપની પાસેથી ધમ શ્રવણ કરવાની ઇચ્છાથી અમે દૂરદૂરના પ્રદેશમાંથી પણ અહીં એકઠા થયા છીએ. એટલે એ બાબતમાં આપ જ અમને ઉપદેશ કરો. આપનો ઉપદેશ સાંભળીને બધા ભિક્ષુઓને બોધ થશે." ત્યારે આયુષ્માન સારિપુત્ર બોલ્યોઃ "શાસ્તા એકાન્તમાં રહે છે, પણ શિષ્યો તેનું અનુકરણ કરતા નથી. કારણકે જે વસ્તુઓનો ત્યાગ કરવાનું ગુરુ કહે છે તે વસ્તુઓનો તેઓ ત્યાગ કરતા નથી; ઘણી વસ્તુઓનો સંચય કરવા માટે તેઓ ખૂબ ઉત્સુક હોય છે; તેઓ નિરુત્સાહી હોય છે, આળસમાં તેઓની ગતિ વધારે હોય છે; પરંતુ એકાન્તવાસ માટે તેઓ ઉત્સુક હોતા નથી. આ રીતે સ્થવિર, મધ્યમ અને નવીન ભિક્ષુઓ નિંદાપાત્ર બને છે, અને ત્રણ પ્રકારે તેમની નિંદા થાય છેઃ પોતાના ગુરુ પ્રમાણે નથી વર્તતા માટે લોકો તેમની નિંદા કરે છે; જે વસ્તુઓનો ગુરુ ત્યાગ કરવાનું કહે છે તે વસ્તુઓનો તેઓ ત્યાગ કરતા નથી માટે લોકો તેમની નિંદા કરે છે; અને સંચય કરવા માટે ઉત્સુક, નિરુત્સાહી, આળસમાં પ્રવીણ પણ એકાન્તવાસ માટે કાળજી વગરના ગણીને લોકો તેમની નિંદા કરે છે.

"પરંતુ જો તેઓ આવી રીતે વર્તવાને બદલે ગુરુનું અનુકરણ કરે, ગુરુએ ત્યાગ કરવા માટે કહેલી વસ્તુઓનો ત્યાગ કરે અને સંચય કરવા માટે પ્રવૃત્ત થવાને બદલે ઉત્સાહી, આળસથી ભયભીત અને એકાન્તવાસના સેવન માટે

ઉત્સુક થાય, તો તેમની ત્રણ રીતે પ્રશંસા થાય છે: (૧) ગુરુનું અનુકરણ કરે છે, એવી તેમની પ્રશંસા થાય છે; (૨) જે વસ્તુઓ ત્યાજ્ય છે એમ ગુરુ કહે છે તે વસ્તુઓનો તેઓ ત્યાગ કરે છે, એવી તેમની પ્રશંસા થાય છે; અને (૩) સંચય માટે પ્રવૃત્ત નથી, તેઓ ઉત્સાહી છે, આળસથી ડરે છે, એકાન્તવાસ માટે ઉત્સુક છે, એવી તેમની પ્રશંસા થાય છે.

"હે બંધુઓ, લોભ અને દ્વેષ, ક્રોધ અને ઉપનાહ (વેર વાળવાની બુદ્ધિ), મક્ખ (સં. म्रक्ष=અનાદરબુદ્ધિ), અને પળાસ (સં. प्रदास*=અયોગ્ય સ્પર્ધા), ઈર્ષા અને માત્સર્ય, માયા અને શઠત્વ, સ્થંભ (કઠોરતા) અને સારંભ (અદેખાઈ), માન અને અતિમાન, મદ અને પ્રમાદ, આ બધા પાપધર્મ છે. અને આ બધાના વિનાશનો મધ્યમ માર્ગ—જેનાથી જ્ઞાનચક્ષુ, ઉપરાગ, અભિજ્ઞા, સંબોધ અને નિર્વાણનો લાભ થાય—એટલે આ આર્ય અષ્ટાંગિક માર્ગ જ છે. સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત (कर्म), સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ (ઉત્સાહ), સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિ, આ જ એ આર્ય અષ્ટાંગિક માર્ગ છે."

આ પ્રમાણે આયુષ્યમાન સારિપુત્ર બોલ્યો. પ્રમુદિત મનથી ભિક્ષુઓએ તેનું અભિનંદન કર્યું.

ધમ્મદાયાદસુત્ત સમાપ્ત

* આ રૂપ 'મહાવ્યુત્પત્તિ' નામના બૌદ્ધ સંસ્કૃત ગ્રંથમાં મળે છે, પણ સામાન્ય સંસ્કૃત ભાષામાં મળતું નથી.

## ટીકા

**વધેલું અન્ન ખડ ન હોય એવી જગ્યાએ નાખવું વગેરેઃ** બુદ્ધ ભગવાનને અર્પણ કરેલું અન્ન કે પદાર્થ કોઈ પણ બીજા પ્રાણીને પચશે નહિ એવી સમજણ હતી. હાલમાં બૌદ્ધ દેશોમાં—બુદ્ધ ભગવાનની મૂર્તિને ધરેલું અન્ન કોઈ બૌદ્ધ ભિક્ષુ કે ગૃહસ્થ ગ્રહણ કરતા નથી. આ વિચિત્ર રિવાજનું મૂળ ઉપરના વાક્યમાં કે આવી જ જાતના જુદાંજુદાં સૂત્રોમાં મળી આવતાં વાક્યોમાં છે એમ જણાશે.

**વિહારમાં ગયાઃ** વિહાર એટલે ભગવાનનો રહેવાનો ઓરડો. આગળ જતાં આ શબ્દનો અર્થ બૌદ્ધ મંદિર બની ગયો. હાલના બિહાર પ્રાંતમાં એટલે પહેલાંના મગધ દેશમાં ઘણા વિહાર (બૌદ્ધ મંદિર) હતાં, આથી તે પ્રાંતનું નામ વિહાર પડયું.

**એકાન્તવાસમાં રહે છેઃ** અહીં એકાન્તવાસમાં એટલે જંગલમાં રહેવું એવો અર્થ નથી. મૂળ શબ્દ **પવિવેક (પ્રવિવેક)** છે. **વિચ્** એટલે જુદું—પૃથક્—થવું એ ધાતુમાંથી આ શબ્દ બન્યો છે. વિવેક બે જાતનો: કાયવિવેક અને ચિત્તવિવેક. સંસારની ઉપાધિઓથી દૂર થવું એટલે કાયવિવેક; મનના ક્લેશોથી મનને દૂર રાખવું એટલે ચિત્તવિવેક. હાલ ગુજરાતી ભાષામાં આનો અર્થ સારી રીતભાત કે સારાસારવિચાર એવો કરવામાં આવે છે. શરીરની ઉપાધિઓથી અને માનસિક ક્લેશોથી દૂર રહ્યા સિવાય ખરું ડહાપણ પ્રાપ્ત થતું નથી. માટે વિવેકનો અર્થ સારાસારવિચાર એવો થયો હશે.

બુદ્ધ ભગવાનનો ઉપદેશ પૂરો થયા પછી તેના ઉપર સારિપુત્રે વિસ્તૃત ચર્ચા કર્યાનાં ઘણાં ઉદાહરણો અનેક સૂત્રોમાં નજરે પડે છે. બુદ્ધ ભગવાનના ઉપદેશનો ખુલાસો કરવાનું સામર્થ્ય સારિપુત્રમાં ઘણું હતું. માટે તેને ધર્મસેનાપતિ એવી સંજ્ઞા આપવામાં આવી હતી.

मया पवत्तितं चक्कं (सेला ति भगवा) धम्मचक्कं अनुत्तरं ।
सारिपुत्तो अनुवत्तेति अनुजातो तथागतं ॥

ભગવાને સેલ બ્રાહ્મણને કહ્યું, "મેં જે ધર્મચક્રની સ્થાપના કરી તેનું અનુપાલન સારિપુત્ર કરે છે; તથાગતની પછી તેની જ યોગ્યતા છે."

**સ્થવિર વગેરે:** **સ્થવિર** એટલે વૃદ્ધ, જેણે ઘણાં વરસ સંઘમાં વાસ કર્યો હોય તે, **મધ્યમ** એટલે કેટલાંક વરસ રહેલા, અને **નવીન** એટલે તાજો જ પ્રવેશ કરેલા. હાલમાં વીશ વરસ સુધી જેણે સંઘમાં અવ્યાહત વાસ કર્યો હોય તેને મહાસ્થવિર કહેવામાં આવે છે; દશ વરસ પછી તે સ્થવિર થાય છે, અને સંઘમાં પ્રવેશ કર્યાને પાંચ વરસ પણ પૂરાં જેને ન થયાં હોય તે નવ (નવીન) ભિક્ષુ કહેવાય છે; અને પાંચ અને દશ વરસની અંદરનાને મધ્યમ કહેવામાં આવે છે.

**મધ્યમા પ્રતિપદા** અથવા તો આર્ય અષ્ટાંગિક માર્ગનું વિવરણ 'બુદ્ધલીલાસારસંગ્રહ' (ભાગ ૨; પ્રકરણ ૫) અને 'બુદ્ધ, ધર્મ અને સંઘ' (પરિશિષ્ટ ૩)માં આપેલું છે તે જોવું.

ધમ્મદાયાદસુત્તની ટીકા સમાપ્ત

૪

## ભયભેરવસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. ત્યારે જાનુસ્સોણિ બ્રાહ્મણ ત્યાં આવ્યો અને ભગવાનને કુશળ સમાચાર પૂછીને એક બાજુએ બેઠો, અને બોલ્યો, "હે ગૌતમ, જે કુલપુત્રો ગૃહત્યાગ કરીને આપનું અનુસરણ કરે છે તે બધાના આપ પ્રમુખ છો, તેમના ઉપર ઉપકાર કરનાર, તેમને ઉપદેશ કરનાર આપ જ છો; અને તેઓ આપનું જ અનુકરણ કરે છે." ભગવાન બોલ્યા, "હે બ્રાહ્મણ, તારું કહેવું બરાબર છે."

બ્રાહ્મણ બોલ્યો, "દૂર જંગલમાં આવેલા એકાન્ત સ્થળે રહેવું બહુ દુષ્કર છે. એકાન્તવાસ કઠિન છે. જેમને સમાધિલાભ ન થયો હોય તેમનાં મન તો આવાં સ્થળો જાણે કે લૂંટી જ જાય છે; મનની શાંતિ નષ્ટ કરે છે."

ભગવાન બોલ્યા, "હે બ્રાહ્મણ, તારું કહેવું બરાબર છે. જ્યારે મને સંબોધ પ્રાપ્ત થયો નહોતો, જે સમયે હું કેવળ બોધિસત્ત્વ જ હતો તે સમયે મારા મનમાં આવો જ વિચાર આવ્યો. ત્યારે મને એમ લાગ્યું કે જે કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પરિશુદ્ધ કાયકર્મોનું આચરણ ન કરતાં અરણ્યમાં રહે છે તે પોતાનાં અપરિશુદ્ધ કાયકર્મોના દોષથી અકુશલ ભયભેરવને આમંત્રે છે. પણ આ દોષ મારામાં નથી; મારાં કાયકર્મો પરિશુદ્ધ છે; પરિશુદ્ધ કાયકર્મોવાળા જે સજ્જનો (આર્ય) અરણ્યમાં રહે છે તેઓમાંનો હું એક છું, એમ જ્યારે મને જણાયું ત્યારે અરણ્યવાસમાં પણ મને અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

"બીજા કેટલાક શ્રમણ કે બ્રાહ્મણ અપરિશુદ્ધ વાક્‌કર્મી હોવા છતાં, અપરિશુદ્ધ મનઃકર્મી હોવા છતાં, અપરિશુદ્ધ આજીવી (ઉપજીવિકા કરનારા) હોવા છતાં અરણ્યમાં રહે છે, અને આ દોષોને લીધે તેઓ ભયભેરવને આમંત્રે છે. પણ મારાં વાક્‌કર્મો, મનઃકર્મો અને આજીવ પરિશુદ્ધ છે; આ કર્મો જેમનાં પરિશુદ્ધ હોય એવા સજ્જનોમાંનો હું એક છું એવું જણાયા પછી અરણ્યવાસમાં મને અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

"જે શ્રમણ કે બ્રાહ્મણ લોભી, કામાસક્ત, પ્રદુષ્ટચિત્ત, આળસુ, ભ્રાન્તચિત્ત અને સંશયગ્રસ્ત થઈને અરણ્યમાં રહે છે, તે આ (પાંચ) દોષોને લીધે ભયભેરવને આમંત્રે છે. પણ મારું ચિત્ત કામવિકારોથી અલિપ્ત છે, દ્વેષથી મુક્ત છે (એટલે બધાં પ્રાણીઓ વિષે મારા મનમાં મૈત્રી છે), મારું મન ઉત્સાહપૂર્ણ છે, ભ્રાન્ત નથી, અને મારા મનમાંથી બધી

કુશંકાઓ નષ્ટ થઈ છે, એમ જ્યારે મને જણાયું, ત્યારે અરણ્યવાસમાં મને અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

"જે શ્રમણ કે બ્રાહ્મણ સ્વસ્તુતિ અને પરનિંદા કરે છે, બીકણ હોય છે, લાભસત્કાર વગેરેની ઇચ્છાથી અરણ્યમાં રહે છે, નિરુત્સાહી હોય છે, સ્મૃતિવિહીન હોય છે, વિક્ષિપ્તચિત્ત હોય છે, અને જડ બુદ્ધિવાળા હોય છે, તે આ દોષોને લીધે ભયભેરવને આમંત્રે છે. પણ મારામાં આ દુર્ગુણો નથી, હું આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી, મને ભય લાગતો નથી, લાભસત્કારની વાસના નથી, હું ઉત્સાહપૂર્ણ છું, મારી સ્મૃતિ જાગૃત છે, મારું ચિત્ત સમાધાન પામ્યું છે, અને હું પ્રજ્ઞાવાન છું, આ ગુણોથી યુક્ત એવા જે સજ્જનો અરણ્યમાં રહે છે તેઓમાનો જ હું એક છું, એમ જ્યારે મને જણાયું ત્યારે અરણ્યમાં વિહાર કરવામા મને અત્યંત નિર્ભયતા લાગવા માંડી.

"આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસની રાત (ભયભેરવ માટે) પ્રસિદ્ધ છે. આવી રાતે લોકો જે ઉદ્યાનમાં, જે અરણ્યમાં કે જે વૃક્ષો નીચે દેવતાઓને બલિદાન આપે છે, જે સ્થળો અત્યંત ભયંકર છે એમ માને છે, તે જગ્યાએ હું રહેતો; કારણ ભયભેરવ કેવું હોય છે તે જોવાની મારી ખૂબ ઇચ્છા હતી. આવી જગ્યાએ જ્યારે રહેતો ત્યારે કોઈ-વાર કોઈ હરણ ત્યાં આવતું, કોઈ મોર સુકાઈ ગયેલું લાકડું નીચે પાડતો, અથવા તો પવનને લીધે ઝાડનાં પાંદડા હાલતાં, તે વખતે મને લાગતું કે આ જ તે ભયભેરવ છે; અને હું કહેતો, 'અરે, ભયભેરવની ઇચ્છા રાખીને જ હું અહીં આવ્યો છું. જે સ્થિતિમાં આ ભયભેરવ આવ્યું છે તે સ્થિતિમાં

રહીને જ આ ભયભેરવનો નાશ મારે કરવો છે.' આવા વિચારથી, જો હું ચાલતો હોઉં ત્યારે આ ભયભેરવ આવતું તો ચાલતાં ચાલતાં જ તેનો હું નાશ કરતો. ત્યાં સુધી હું ઊભો રહેતો નહિ, બેસતો નહિ, અથવા તો પથારીમાં પડતો નહિ. જો હું ઊભો હોઉં ત્યારે ભયભેરવ આવતું તો ઊભા ઊભા જ હું તેનો નાશ કરતો, બેઠો હોઉં ત્યારે આવતું તો બેઠા બેઠા જ હું તેનો નાશ કરતો, અને જો પથારીમાં પડ્યો હોઉં ત્યારે આવતું તો પથારીમાં પડ્યા પડ્યા જ તેનો હું નાશ કરતો.

"કેટલાક શ્રમણબ્રાહ્મણો એવા છે કે તેઓ રાતને દિવસ સમજે છે ને દિવસને રાત સમજે છે. આ તેમનો મોહ છે એમ હું માનું છું. પણ હું રાતને રાત જ માનું છું અને દિવસને દિવસ જ માનું છું. મોહથી વિયુક્ત, ઘણા લોકોના કલ્યાણને અર્થે અને હિતાર્થે, દેવોના અને મનુષ્યોના સુખને અર્થે આ પ્રાણી ઉત્પન્ન થયો છે એમ જો કોઈ સદ્‌વક્તાને કોઈને ઉદ્દેશીને કહેવું હોય તો તે મને ઉદ્દેશીને જ કહી શકશે.

"તે પ્રસંગે મારું મન ઉત્સાહથી ભરપૂર હતું, સ્મૃતિ જાગૃત હતી, દેહ શાંત થયો હતો અને ચિત્ત સમાધાન પામ્યું હતું. તે વખતે કામવિકાર અને અકુશલ મનોવૃત્તિઓથી પૃથક્ થઈને સવિતર્ક, સવિચાર વિવેકમાંથી ઉત્પન્ન થયેલ પ્રીતિ અને સુખથી યુક્ત એવું પ્રથમ ધ્યાન મેં પ્રાપ્ત કરી લીધું. વિતર્ક અને વિચારોનો ઉપશમ કરીને વિતર્કવિચાર-રહિત, ચિત્તનું સંશોધન કરનારું, સમાધિમાંથી ઉત્પન્ન થયેલ પ્રીતિ અને સુખથી યુક્ત એવું બીજું ધ્યાન મેં પ્રાપ્ત કરી

લીધું. પ્રીતિના વૈરાગ્યથી હું ઉપેક્ષાવાન બન્યો, સુખનો આસ્વાદ દેહથી લેવા લાગ્યો, જેને આર્યલોકો ઉપેક્ષાવાન, સ્મૃતિમાન અને સુખી કહે છે, તેની તે સ્થિતિનો—તૃતીય ધ્યાનનો—મેં લાભ કરી લીધો. સુખ અને દુઃખનો નાશ કરવાથી અને સૌમનસ્ય તથા દૌર્મનસ્ય પ્રથમ જ નષ્ટ થઈ ગયેલાં હોવાથી સુખદુઃખરહિત, ઉપેક્ષા અને સ્મૃતિથી પરિશુદ્ધ થયેલું ચતુર્થ ધ્યાન પણ મેં પ્રાપ્ત કરી લીધું.

"આ રીતે મારું ચિત્ત પરિશુદ્ધ, સમાહિત, પાપમુક્ત, ક્લેશમુક્ત, મૃદુ, કર્મણ્ય અને નિશ્ચલ થયા પછી પૂર્વજન્મની સ્મૃતિ માટે મેં પ્રયત્ન કર્યો. એક, બે, દસ, વીશ, પચાસ, સો, હજાર, લાખ જન્મ, અનેક કલ્પની અંદરના જન્મો મેં સંભાર્યા. અમુક જન્મમાં હું અમુક હતો, મારું નામ, ગોત્ર વગેરે આ આ હતું, તે જન્મમાંથી હું આવા આવા જન્મ પામ્યો, ત્યાં પણ કેટલીક વસ્તુઓથી મને સારું કે માઠું લાગતું, વગેરે પૂર્વજન્મની વાતો મને સ્પષ્ટ રીતે સાંભરવા લાગી. રાતના પ્રથમ યામમાં મને આ પ્રથમ વિદ્યા પ્રાપ્ત થઈ.

"ફરી પ્રાણીનાં મરણ અને ઉત્પત્તિના જ્ઞાન માટે મેં પ્રયત્ન કર્યો. ચ્યુત થનારા અને ઉત્પન્ન થનારા, હીન અને પ્રણીત, સુવર્ણ અને દુર્વર્ણ, સુગતિએ જનારા અને દુર્ગતિએ જનારા, કર્મ પ્રમાણે ફળ ભોગવનારા પ્રાણીઓ હું દિવ્ય, પરિશુદ્ધ અને અલૌકિક દૃષ્ટિએ જોવા લાગ્યો. આ પ્રાણી કાયદુશ્ચરિતને લીધે, વાગ્દુશ્ચરિતને લીધે અને મનોદુશ્ચરિતને લીધે આર્યોને ગાળો ભાડતા હોવાથી, ખોટા ઉપર વિશ્વાસ રાખતા હોવાથી મરણોત્તર દુર્ગતિએ—નરકે ગયેલા છે; આ બીજા

પ્રાણીઓ કાયસુચરિતને લીધે, વાક્સુચરિતને લીધે અને મનોસુચરિતને લીધે, અને આર્યોને દોષ ન દેતા હોવાથી, સમ્યક્ દૃષ્ટિએ ચાલતા હોવાથી મરણોત્તર સુગતિએ—સ્વર્ગે ગયેલા છે. આ રીતે દિવ્ય દૃષ્ટિ વડે હું પ્રાણીઓ સંબંધે બધું જાણવા લાગ્યો. રાતના મધ્યમ યામમાં મને આ દૃષ્ટિ પ્રાપ્ત થઈ.

"ફરી આસવોના ક્ષયનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મેં પ્રયત્ન કર્યો; આ દુઃખ છે એમ મેં યથાર્થ રીતે જાણ્યું; આ તે દુઃખનો ઊગમ છે, આ તે દુઃખનો નિરોધ છે, દુઃખ-નિરોધનો માર્ગ આ છે એ મેં યથાર્થ રીતે જાણ્યું. આસવો આ છે, આસવોનો સમુદય આ છે, અને આસવનિરોધનો માર્ગ આ છે એ મેં યથાર્થ રીતે જાણ્યું. આથી કામાસવ, ભવાસવ અને અવિજ્જાસવ (अविद्यासव)થી મારું ચિત્ત વિમુક્ત થયું; અને પછી મારું ચિત્ત વિમુક્ત થયું છે, જન્મનો ક્ષય થયો છે અને બ્રહ્મચર્યની પૂર્તિ થઈ છે, કર્તવ્ય પૂરું થયું છે અને હું ફરી જન્મવાનો નથી એ મેં જાણ્યું. રાતના છેલ્લા યામમા આ છેલ્લી વિદ્યા મને પ્રાપ્ત થઈ.

"હે બ્રાહ્મણ, તને એમ લાગશે કે આ શ્રમણ ગોતમ હજી અવીતરાગ છે, અવીતદ્વેષ છે અને અવીતમોહ છે (એટલે લોભ, દ્વેષ અને મોહથી મુક્ત થયો નથી), માટે અરણ્યમાં રહે છે. પણ આમ સમજવું યુક્ત નથી. બે ફાયદા માટે હું અરણ્યમાં રહું છું: મારા દેહને વિશ્રાંતિ મળે છે એ એક ફાયદો, અને આ ઉદાહરણથી હું આગળની પેઢીની કાળજી (અનુકંપા) ધરાવું છું એ બીજો ફાયદો."

બ્રાહ્મણ બોલ્યો, "હે ગોતમ, તર[illegible] ઉપર આપે ઘણી અનુકંપા બતાવી છે. અર્હન્ત સમ્યક્ સંબુદ્ધને શોભે

એવું જ આપનું વર્તન છે. આ આપનો ઉપદેશ ઘણો જ મનોહર છે. જેમ કોઈ ઊંધું પાડેલું પાત્ર ચત્તું કરે, ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરે, માર્ગ ભૂલેલાને માર્ગ બતાવે અને દેખતાને પદાર્થ દેખાય એટલા માટે અંધારામાં મશાલ સળગાવે, એ રીતે આપે અનેક પર્યાયથી ધર્મોપદેશ કર્યો છે. આ હું આપને શરણે જાઉં છું, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જાઉં છું. આજથી યાવજ્જીવન શરણે ગયેલો એવો હું આપનો ઉપાસક છું એમ જાણજો."

ભયભેરવસુત્ત સમાપ્ત

## ટીકા

**જાનુસ્સોણિ** બ્રાહ્મણ પસેનદિ રાજાનો પુરોહિત હતો. રાજાએ તેને મોટી જાગીર આપી હતી.

रमणीयानि अरञ्ञानि यत्थ न रमती जनो ।
वीतरागा रमिस्सन्ति न ते कामगवेसिनो ॥

અર્થ: અરણ્યો રમ્ય છે. ત્યાં સામાન્ય લોકો આનંદ અનુભવતા નથી, પરંતુ વીતરાગ (તૃષ્ણાથી મુક્ત થયેલ) ત્યાં આનંદ અનુભવે છે, કારણકે તેઓ મોજમજા પાછળ પડેલા હોતા નથી.

ધમ્મપદની આ ગાથામાં આ સૂત્રનો સારાંશ આવ્યો છે. સામાન્ય માણસને અરણ્યના એકાન્તવાસથી સુખ થવાને બદલે દુઃખ જ થાય છે; કારણ તેનું ધ્યાન સંસારની ધમાલ પાછળ વધારે લાગેલું હોય છે.

**પરિશુદ્ધ કાયકર્મ** એટલે પ્રાણાઘાત, ચોરી અને વ્યભિચારથી નિવૃત્ત થવું. **પરિશુદ્ધ વાક્કર્મ** એટલે ખોટું બોલવું, ચાડી ખાવી, ગાળો ભાંડવી, વૃથા બબડવું, એ ચાર વાણીના દોષોથી મુક્ત થવું.

પરિશુદ્ધ મનઃકર્મ એટલે પરદ્રવ્યનો અભિલાષ, પરનું અનિષ્ટ ચિંતન અને નાસ્તિકતા (સારાંનરસાં કર્મોનું, દાનધર્મનું, માબાપની અને સાધુસંતોની સેવાનું કશું ફળ નથી એમ માનવું) આ ત્રણ માનસિક દોષોથી મુક્ત થવું. પરિશુદ્ધ આજીવ એટલે પોતાની ઉપજીવિકા માટે અનન્વિત કૃત્યો ન કરવાં, બીજાની ખુશામત ન કરવી અને સીધે રસ્તે પોતાની ઉપજીવિકા ચલાવવી. કોઈ માણસને આ ચાર વસ્તુઓની ખાતરી થાય તો તેને વસ્તી કરતાં અરણ્યમાં જ વધારે આનંદ આવે છે. કોઈ શહેરમાં જો આપણે વધારે વખત ગાળીએ તો શું જોઈએ છીએ? ચોરી વ્યભિચાર વગેરે ત્યાં ખૂબ જ જોવામાં આવે છે; ખોટું બોલવું, ચાડી ખાવી, બીજાની સંપત્તિનો લોભ રાખવો વગેરે પણ ત્યાં ખૂબ જોવામા આવે છે; સીધે રસ્તે પેટ ભરનારા ત્યાં બહુ જ થોડા નજરે પડે છે. ત્યારે આવી જગ્યાએ જેને આવી વસ્તુઓનો કંટાળો આવ્યો હોય એવા સત્પુરુષનું મન કેમ આનંદ અનુભવે?

અરણ્યમાં જઈને રહ્યા છતાં પણ જો મનનાં આવરણોનો નાશ ન કરવામાં આવે તો આપણું મન ફરી વિષયવાસનામાં બદ્ધ થવાનો સંભવ હોય છે. માટે ભગવાને પરિશુદ્ધ કાયકર્મ, પરિશુદ્ધ વાક્કર્મ, પરિશુદ્ધ મનઃકર્મ અને પરિશુદ્ધ આજીવ આ ચાર વસ્તુઓ પછી પાંચ નીવરણોના નાશને સ્થાન આપ્યું છે. પછી આત્મસ્તુતિ ન કરવી, નિર્ભય રહેવું, લાભસત્કારની ઇચ્છા ન રાખવી અને આળસુ ન થવું એ ચાર બાબતો આવે છે; અને છેલ્લે શ્રદ્ધાદિ પાંચ ઇંદ્રિયો પૈકી શ્રદ્ધાને કોરે નાંખીને બાકીની ચાર ઇંદ્રિયો બતાવવામાં આવી છે. અહીં શ્રદ્ધા બાદ કરવાનું કારણ એવું જણાય છે કે શ્રદ્ધા વગર તો માણસ અરણ્યવાસ સ્વીકારે જ નહિ. કોઈ ચોર કે દંભી માણસ અરણ્યવાસ સ્વીકારે ખરો પણ તે ધર્મબુદ્ધિથી નહિ. એટલે એ સંબંધે અહીં કશું કહેવાપણું નથી. ધાર્મિક મનુષ્યને ઉદ્દેશીને જ આ ઉપદેશ ગણવાનો છે. એટલે ધાર્મિક મનુષ્યના અંતઃકરણમાં પ્રથમ શ્રદ્ધા ઊગ્યા સિવાય અરણ્યમાં જઈને તે ચિંતન, ધ્યાન કરે એ

સંભવતું નથી. અર્થાત્ શ્રદ્ધા એ અરણ્યવાસ સેવતા પહેલાંની છે. ત્યાં ગયા પછી બાકી ચાર જ ઇંદ્રિયોની ભાવના યોગીએ કરવાની રહે છે.

ચાર ધ્યાનો સંબંધે જો ટૂંકમાં બોલીએ તો, મનની એકાગ્રતાના એ ચાર પગથિયાં છે એમ સમજવું. પ્રથમ ધ્યાનમાં વિતર્ક, વિચાર, પ્રીતિ, સુખ અને એકાગ્રતા એ પાંચ અંગો હોય છે. વિતર્ક એટલે ધ્યેય વસ્તુમાં ચિત્તનો દૃઢ પ્રવેશ, તે વસ્તુની બહાર મનને ન જવા દેનારી મનોવૃત્તિ. વિચાર એ ધ્યેય વસ્તુનું ઉપ-પરીક્ષણ કરનારી મનોવૃત્તિ; પ્રીતિ, માનસિક આનંદ, સુખ—કાયિક સૌખ્ય—એકાગ્રતાને જ સમાધિ પણ કહે છે. દ્વિતીય ધ્યાનમાં આમાંનાં પહેલાં બે અંગો નથી હોતાં, તૃતીય ધ્યાનમાં પ્રથમ ત્રણ અંગો નથી હોતાં, અને ચોથા ધ્યાનમાં ફક્ત એકાગ્રતા જ બાકી રહે છે. તેની સાથે ઉપેક્ષા અને સ્મૃતિ એ બે મનોવૃત્તિઓ હોય છે. આ ચાર ધ્યાનોનો લાભ થયા પછી યોગી ત્યારપછીની ત્રણ વિદ્યા મેળવવા શક્તિશાળી થાય છે. આ ત્રણ વિદ્યા તે પૂર્વજન્મનું સ્મરણ, પ્રાણીની સુગતિ અને દુર્ગતિનું જ્ઞાન, અને પોતાના આસવો કેમ નષ્ટ થાય તેનું જ્ઞાન. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદના જ્ઞાનને બ્રાહ્મણો ત્રણ વિદ્યા કહેતા અને આ ત્રણ વિદ્યા જેને જ્ઞાત હોય તેને ત્રૈવિદ્ય કહેતા. (त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते। (ભગવદ્ગીતા) પરંતુ બૌદ્ધ ધર્મમાં ઉપર બતાવેલી ત્રણ વિદ્યાઓ છે અને તે જે પ્રાપ્ત કરે તે તેવિજ્જ (त्रैविद्य) કહેવાય છે. (દીઘનિકાય ભાગ પહેલો, સુત્ત ૧૩ જુઓ.)

**આગળની પેઢીની કાળજી ધરાવે છે**—એને માટે મૂળ વાક્ય આ પ્રમાણે છે: पच्छिमं च जनतं अनुकंपमानो. કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ, હલકા લોકો ઉપર અનુગ્રહ કરવાવાળો એવો આનો અર્થ કરેલો છે, પણ તે તદ્દન ખોટો છે એમ અમે માનીએ છીએ. पच्छिमा जनता એટલે પાછળથી આવનારી પેઢી એવો આનો સીધો અર્થ છે.

ભયભેરવસુત્તની ટીકા સમાપ્ત

## ૫

## અનંગણસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં આયુષ્યમાન સારિપુત્ર ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો, "હે બંધુઓ, કોઈ માણસ પોતાનામાં અંગણ (પાપ) હોવા છતાં મારામાં અંગણ છે એવું જાણતો નથી; બીજો અંગણ હોઈને અંગણ છે એવું જાણે છે; ત્રીજો અંગણ ન હોવા છતાં અંગણ નથી એમ નથી જાણતો; ચોથો અંગણ ન હોઈને અંગણ નથી એમ જાણે છે. આ જગતમાં આવી જાતના ચાર મનુષ્યો નજરે પડે છે. આમાં પહેલા બેમાં બીજો શ્રેષ્ઠ છે; અને બીજા બેમાં છેલ્લો શ્રેષ્ઠ છે." તે પછી મહા-મોગ્ગલ્લાન બોલ્યો, "આમ થવાનું કારણ શું?"

સારિપુત્રે જવાબ આપ્યો, "ધારો કે કોઈ ગૃહસ્થ બજારમાંથી એક મલિન થાળી વેચાતી લાવે અને પછી તેને કચરામાં અથવા તો તેના ઉપર કચરો ચડે એવી જગ્યામાં મૂકે તો તે શું વધારે મલિન નહિ થાય?" આયુષ્માન મહામોગ્ગલ્લાને જવાબ આપ્યો, "હા." ત્યારે સારિપુત્રે ફરી

કહ્યું, "તે કાંસાની થાળીના જેવી પહેલા મનુષ્યની સ્થિતિ છે. મારામાં અંગણુ છે એમ ન જાણવાને લીધે તે તે અંગણુનો નાશ કરવા માટે પ્રયત્ન કરતો નથી અને ઉત્સાહ પણ ધરાવતો નથી; અને તેથી લોભ, દ્વેષ અને મોહથી મુક્ત ન થતાં તે મરી જવાનો. પણ તે જ થાળી જો માલિક ઘેર લાવીને તેને ઘસી ઊટકીને સાફ કરે ને પછી હમેશાં તેનો ઉપયોગ કરે તો તે દિવસે ને દિવસે વધારે સ્વચ્છ નથી થતી શું? તે રીતે જે માણસ મારામા અંગણુ છે એમ જાણે છે તે તે અંગણુનો નાશ કરવા માટે પ્રયત્ન કરે છે અને ઉત્સાહ ધરાવે છે; અને એથી કામ, ક્રોધ અને મોહથી મુક્ત થઈને ઇહલોકની યાત્રા પૂરી કરવાનો. માટે આ બેમાં બીજો જ શ્રેષ્ઠ છે.

"હવે એમ ધારો કે કોઈ ગૃહસ્થ અત્યંત પરિશુદ્ધ કાંસાની થાળી બજારમાથી લાવે અને તેને ધૂળ ખાય એવી જગ્યાએ મૂકી રાખે તો તે દિવસે ને દિવસે વધારે મલિન નથી થતી શું?"

મહામોગ્ગલ્લાને જવાબ આપ્યો, "હા."

આયુષ્માન સારિપુત્ર ફરી બોલવા માંડયું, "તે જ રીતે જે માણસ પોતાનામાં અંગણુ ન હોવા છતાં, તે નથી એમ નથી જાણતો, તે બાહ્ય રૂપ ઉપર મોહી જાય છે અને કામવિકારનો ભોગ થઈ પડે છે; અને એથી કામક્રોધાદિથી મુક્ત ન થતાં જ મરણ પામે છે. પણ તે જ થાળી જો માલિક ઘેર લાવ્યા પછી ધૂળમાં ન નાખતાં સ્વચ્છ રાખે, તેનો ઉપયોગ કરે તો તે દિવસે ને દિવસે વધારે પરિશુદ્ધ નથી થતી શું? તે રીતે જે મનુષ્ય પોતાનામાં જે અંગણુ નથી એ

નથી એમ જાણે છે, તે ફરી બાહ્ય રૂપ ઉપર મોહ પામતો નથી, અને કામવિકારનો ભોગ નથી થતો; અને આથી કામ, ક્રોધ, મોહથી મુક્ત થઈને ઇહલોકની યાત્રા પૂરી કરે છે. માટે જેમનામાં અંગણ નથી એવા આ બે મનુષ્યોમાં આ છેલ્લો જ શ્રેષ્ઠ છે."

આયુષ્માન મહામોગ્ગલ્લાને પૂછ્યું, "આપ આ જે અંગણની વાત કરો છો એ શું છે?"

સારિપુત્રે જવાબ વાળ્યો, "પાપી ઇચ્છાઓનું આ નામ છે. કોઈ ભિક્ષુને એમ લાગે કે મારે હાથે અપરાધ થાય તોપણ બીજા ભિક્ષુઓને તેની જાણ ન થાય તો સારું. પરંતુ તેનો તે અપરાધ બીજા ભિક્ષુઓ જાણે છે, અને તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. મનની આ વિકૃતિને અંગણ કહે છે. તેને લાગે છે કે મારો અપરાધ બધા જાણી ગયા તોપણ ભિક્ષુઓ તે સંબંધમાં મને જે પૂછવું હોય તે એકાન્તમાં પૂછે, પણ સંઘમાં તેની ચર્ચા ન કરે. પણ કોઈકોઈવાર ભિક્ષુઓ તેને સંઘમાં જ પૂછે છે, અને તેથી તેને સંતાપ થાય છે ને માઠું લાગે છે. મેં અપરાધ કર્યો છતાં યોગ્ય ભિક્ષુ જ મને એ સંબંધમાં પૂછે એવી તેની ઇચ્છા હોય છે; પરંતુ તેની સમજણ મુજબનો કોઈ અયોગ્ય ભિક્ષુ તેને તે અપરાધની બાબતમાં પૂછે છે, અને તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. તેની ઇચ્છા એવી હોય છે કે બુદ્ધ ભગવાન મને જ પ્રશ્ન પૂછે ને મને જ ઉપદેશ આપે, પણ કોઈવાર એવું બને છે કે બુદ્ધ ભગવાન બીજા કોઈ ભિક્ષુને પ્રશ્ન પૂછીને તેને ધર્મોપદેશ આપે છે; આથી તેને સંતાપ

થાય છે અને માઠું લાગે છે. તેને એમ લાગે છે કે મને આગળ રાખીને બીજા ભિક્ષુઓ ગામમાં ભિક્ષા લેવા જાય; પણ ભિક્ષુઓ બીજા કોઈને આગળ રાખીને ભિક્ષા લેવા જાય છે; અને તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. કોઈ ભિક્ષુની એવી ઇચ્છા થાય છે કે બધે મને જ અગ્રાસન, અગ્રોદક અને અગ્રભિક્ષા મળે, બીજા ભિક્ષુને આ માન ન મળે; પરંતુ કોઈવાર બીજા ભિક્ષુને આ માન મળે છે; અને તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. કોઈ ભિક્ષુને એવી ઇચ્છા થાય છે કે ભોજનોત્તરદાયકોએ આપેલી ભિક્ષાનું હું જ અનુમોદન કરું. બીજો ભિક્ષુ ન કરે; પણ કોઈવાર બીજો ભિક્ષુ આ કામ કરે છે; એથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. કોઈ ભિક્ષુને લાગે છે કે આરામમાં આવેલા ભિક્ષુઓને હું જ ઉપદેશ આપું, બીજા કોઈ ન આપે; પણ કોઈ પ્રસંગે બીજો કોઈ ભિક્ષુ આ કામ કરે છે; અને તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. તેને એવી ઇચ્છા થાય છે કે આરામમાં આવેલ ભિક્ષુણીઓ, ઉપાસકો અને ઉપાસિકાઓને હું જ ઉપદેશ આપું; પરંતુ બીજો કોઈ ભિક્ષુ આ કરે છે; તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. કોઈ ભિક્ષુને એમ લાગે છે કે ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકાઓ મારી જ સ્તુતિ કરે, મારી જ પૂજા કરે, મને જ માન આપે; પરંતુ આમ ન થવાથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. કોઈ ભિક્ષુને એમ લાગે છે કે મને જ ઉત્તમ ચીવરો, ઉત્તમ પિંડપાત (અન્ન), ઉત્તમ વસતિસ્થાન, અને ઉત્તમ ઔષધોપયોગી પદાર્થોનો લાભ થાય, બીજા કોઈને એ ન થાય; પણ તેની ઇચ્છા મુજબ

આમ નથી બનતું; તેથી તેને સંતાપ થાય છે અને માઠું લાગે છે. આ સંતાપ અને વિષાદ એને જ અંગણ કહે છે.

"જે ભિક્ષુના અંતઃકરણમાંથી આવી પાપકારક, અકુશળ ઇચ્છાઓ નષ્ટ થઈ નથી તે અરણ્યવાસ સેવે, ભિક્ષા ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવે, રસ્તામાંથી ચીંથરાં એકઠાં કરીને તેનું ચીવર બનાવીને ધારણ કરે તોપણ તેના સબ્રહ્મચારીઓ તેનાં ગુણગાન કરતા નથી, તેનો સત્કાર કરતા નથી, તેને માન આપતા નથી. આમ થવાનું કારણ શું? કારણ કે, તેના મનમાથી અદ્યાપિ પાપકારક અકુશલ વાસના નષ્ટ થઈ દેખાતી નથી. કોઈ માણસ એક સ્વચ્છ અને સુંદર કાંસાની થાળીમા મરી ગયેલા સર્પનું, કૂતરાનું અથવા મનુષ્યનું સડી ગયેલું માસ રાખે છે, અને તેને તેવી જ બીજી થાળીથી ઢાકીને બજારમાં લઈ જાય તેને જોઈને ત્યાંના લોકો તેને કહે કે, અરે, આવી સરસ એવી કઈ વસ્તુ તમે લઈ જાઓ છો? પછી તેઓ તે પદાર્થ થાળી ઉઘાડીને જુએ અને તે તરફ જોઈને તેમને અત્યંત ઘૃણા ઉત્પન્ન થાય. ભૂખ્યા માણસને પણ તે પદાર્થ ખાવાની ઇચ્છા નહિ થાય તો પછી જમી રહેલા માણસનું તો શું પૂછવું? આ રીતે આ ભિક્ષુ અરણ્યવાસ સેવવાનો, ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવવાનો કે ચીંથરાનાં ચીવર ધારણ કરવાનો ડોળ કરે તો-પણ તેના મનમાંની પાપવાસનાઓ જોઈને સબ્રહ્મચારીને તેની ઘૃણા આવ્યા વગર રહેતી નથી.

"પણ જેના અંતઃકરણમાંથી આ પાપવાસનાઓ નષ્ટ થઈ હોય છે, તે સબ્રહ્મચારીઓનો પૂજ્ય થાય છે. કોઈ માણસ સ્વચ્છ થાળીમાં ઉત્તમ પકવાન મૂકી તેને સ્વચ્છ

એવી બીજી થાળીથી ઢાંકીને બજારમાં થઇને લઈ જાય ત્યારે તેને ત્યાંના લોકો પૂછે કે, આ ઉત્તમ પદાર્થ શું છે? તેઓ તે પદાર્થ ઉઘાડીને જુએ ને તે પદાર્થ જોઈને તેમને આનંદ થાય. ખાઈને ધરાયેલા માણસને પણ તે ખાવાની ઇચ્છા થાય તો પછી ભૂખ્યા માણસનું શું પૂછવું? તે રીતે જે ભિક્ષુની વાસનાઓ નષ્ટ થઈ હોય તે ગામની પાસે રહેતો હોય, જમવા માટે બીજાનું આમંત્રણ સ્વીકારતો હોય, કે ગૃહસ્થોએ આપેલાં ચીવર ધારણ કરતો હોય તોપણ સબ્રહ્મચારીઓ તેને પૂજ્ય માને છે."

આયુષ્માન મહામોગ્ગલ્લાને કહ્યું, "મને અહીં એક વાતનું સ્મરણ થાય છે. એકવાર હું રાજગૃહમાં રહેતો હતો. ત્યા સવારના પહોરમાં ભિક્ષા માટે હું ફરતો હતો ત્યારે સામીતિ નામનો યાનકાર (રથ બનાવવાવાળો) રથની નેમિને રંદાથી ઘસીને તૈયાર કરતો હતો. પંડુપુત્ત આજીવક (આજીવક પંથનો શ્રમણ), જે ગૃહસ્થાશ્રમમાં યાનકાર હતો તે, ત્યા પાસે જ ઊભો હતો. સામીતિ અમુક જગ્યાઓ છોલીને સાફ કરે એવો વિચાર પંડુપુત્ત આજીવક જેમજેમ કરતો જતો હતો તેમતેમ સામીતિ તેના વિચારને અનુસાર તે તે જગ્યાઓ છોલીને સાફ કરતો હતો. ત્યારે તે આજીવકે સામીતિને કહ્યું, જાણે કે, 'તું મારું મન ઓળખીને જ આ નેમિ છોલીને સાફ કરે છે.' હે આયુષ્માન સારિપુત્ર, આપ પણ, જે ભિક્ષુઓ શઠ, માયાવી, વિભ્રાન્ત-ચિત્ત, ચપલ, મુખર, ઇંદ્રિયો ઉપર જેને કાબૂ નથી એવા, જાગ્રત ન રહેનારા, શ્રમણધર્મમાં જેમને આસ્થા ન હોય એવા, બુદ્ધ ભગવાને ઠરાવેલા નિયમો માટે જેમને અત્યંત

આદર ન હોય એવા, ઘણી વસ્તુઓને પાસે રાખનાર, નિરુત્સાહી, આળસમાં અગ્રણી, એકાન્તવાસમાં પછાત, આળસુ, સ્મૃતિવિહીન, જાગૃતિવિહીન, વિક્ષિપ્તચિત્ત, અને જડમૂઢ હોય તેમના એ દોષો આ ઉપદેશથી ઘસીને સાફ કરે છે. જે ભિક્ષુઓ આ દોષોથી મુક્ત છે તેઓ જાણે કે આપના ઉપદેશનું પાન જ કરે છે. તેઓ કહે છે કે આયુષ્માન સારિપુત્ર સબ્રહ્મચારીઓને અકુશલથી મુક્ત કરીને કુશલ તરફ વાળે છે. કોઈ સુંદર દેખાવાની ઇચ્છા રાખવા-વાળી સ્ત્રી કે કોઈ પુરુષ, સ્નાન કર્યાં પછી મોગરાનાં કે જાઈનાં ફૂલોની તૈયાર કરેલી માળા મળતાં તે બન્ને હાથે લઈને માથા ઉપર મૂકે, તે પ્રમાણે આપનો આ ઉપદેશ જે સજ્જન ભિક્ષુઓ હશે તે ધારણા કરશે."

આ પ્રમાણે તે બન્ને મહાપુરુષો પરસ્પરનાં સુભાષિતોનું અભિનંદન કરતા હવા.

અનંગણસુત્તસમાપ્ત

## ટીકા

આ સૂત્રમાં મહામોગ્ગલ્લાને આપેલી સામીતિ યાનકારની ઉપમા પ્રસ્તુત વિષયમાં બરાબર બંધબેસતી આવતી નથી, એમ પ્રથમ દૃષ્ટિએ લાગી જવાનો સંભવ છે. પરંતુ અમારા મત મુજબ આ ઉપમાને આ રીતે બંધબેસતી કરી શકાય: સામીતિની તુલના સારિપુત્રની સાથે કરવી એ તો સ્પષ્ટ જ છે, અને આજીવકની તુલના જો મહામોગ્ગલ્લાનની સાથે કરીએ તો આખી ઉપમા બરાબર બંધ-બેસતી આવી જાય છે. સારિપુત્ર સબ્રહ્મચારીઓના અમુક અમુક માનસિક દોષો ઘસી નાંખે, એવો વિચાર જેમજેમ મહામોગ્ગલ્લાન કરતા ગયા તેમતેમ સારિપુત્ર તે તે દોષો વિરુદ્ધ ભાષણ કરતા હત.

અનંગણસુત્તની ટીકા સમાપ્ત

૬

## આકંખેય્યસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહેલા હતા ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, "હે ભિક્ષુઓ, શીલસંપન્ન બનો, પ્રાતિમોક્ષસંપન્ન બનો, પ્રાતિમોક્ષને અનુસરીને તમારી ઇંદ્રિયોનું દમન કરો, આચાર અને ગોચરથી સંપન્ન થાઓ, નાના નાના દોષોમા પણ ભય જુઓ, અને શિક્ષાપદો સંબંધે જે કંઈ શીખવાનું હોય તે સારી રીતે શીખો. જે ભિક્ષુને હું સબ્રહ્મચારી ભિક્ષુને પ્રિય થાઉં, પૂજ્ય થાઉં એમ લાગતું હોય; જેને ચીવર, પિંડપાત, રહેવાની જગ્યા, અને ઔષધોપયોગી પદાર્થોનો (સુખપૂર્વક) લાભ થાય એવી ઇચ્છા હોય; પોતાના દાયકોએ આપેલું દાન ફલરૂપ થાય, ફાયદાકારક બને એવી જેની ઇચ્છા હોય; પોતાનાં મૃત સગાવહાલાં જે આપણને સંભારે તેને આપણાથી સુખ થાય એવી જેની ઇચ્છા હોય; હું અસમાધાન સહન કરું, અસમાધાનને સ્વાધીન ન થાઉં, મનમા ઉદ્ભવેલ અસમાધાનનો પરાજય કરું, એવી જેની ઇચ્છા હોય; હું ભયભેરવ ઉપર જય મેળવું, મારા ઉપર ભયભેરવ જય ન મેળવે, ઉત્પન્ન થયેલ ભયભેરવનો હું પરાજય કરું, એવી જેની ઇચ્છા હોય; મને

ચાર ધ્યાનની સુખેથી પ્રાપ્તિ થાય, એવી જેની ઇચ્છા હોય; ચાર અરૂપાવચર સમાપત્તિની પ્રાપ્તિ થાય, એવી જેની ઇચ્છા હોય; ત્રણ સંયોજનોનો ક્ષય કરીને હું સોતાપન્ન થાઉં, અને તેનાથી દુર્ગતિને ન પામું, સંબોધિપરાયણ થાઉં, એવી જેની ઇચ્છા હોય; ત્રણ સંયોજનોનો ક્ષય કરીને અને કામ, ક્રોધ, મોહને ક્ષીણ કરીને હું સકદાગામી થાઉં, એવી જેની ઇચ્છા હોય; ઇહલોકગામી પાંચ સંયોજનો નષ્ટ કરીને ઊર્ધ્વલોકમાં જાઉં, અને આ લોકમાં પાછો ન ફરતાં ત્યાં જ મને મોક્ષ મળે (અનાગામી થાઉં) એવી જેની ઇચ્છા હોય; નાના પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરી લઉં, મારા જેવા ઘણા દેહનિર્માણ કરું, પ્રગટ થાઉં, અંતર્ધાન પામું, ભીંતમાં થઈને, તટમાં થઈને, પર્વતમાં થઈને અપ્રતિહત થાઉં જાણે કે ખુલ્લી હવામા થઈને જતા હોઈએ, પાણીમાં ડૂબકી મારતા હોઈએ એવી રીતે જમીનમાં ડૂબકી મારું, આકાશમાં આસન વાળીને પક્ષીઓની જેમ ગમન કરું, ચંદ્રસૂર્યને હાથેથી સ્પર્શ કરું, બ્રહ્મલોક સુધી મારી ગતિ અવ્યાહત થાય, એવી જેની ઇચ્છા હોય; હું દિવ્ય કાનથી દેવલોકના અને મનુષ્યલોકના, દૂરના અને પાસેના શબ્દો સાંભળું, એવી જેની ઇચ્છા હોય; બીજાના મનમાં શું ચાલી રહ્યું છે એ જાણવાની જેની ઇચ્છા હોય; પૂર્વજન્મનું સ્મરણ કરવાની જેની ઇચ્છા હોય; દિવ્ય ચક્ષુથી પ્રાણીઓની ગતિ જાણવાની જેની ઇચ્છા હોય; સર્વ આસવોનો ક્ષય કરીને આ જન્મમાં જ મુક્તિ પ્રાપ્ત કરી લેવાની જેની ઇચ્છા હોય; તેણે શીલનું બરાબર પાલન કરવું, સમાધિનું અવલંબન કરવું, પ્રજ્ઞાસંપન્ન બનવું અને એકાન્તવાસના સેવનની તત્પરતા રાખવી.

"હે ભિક્ષુઓ, શીલસંપન્ન બનો, પ્રાતિમોક્ષસંપન્ન બનો. પ્રાતિમોક્ષને અનુસરીને તમારી ઇંદ્રિયોનું દમન કરો, આચાર અને ગોચરથી સંપન્ન થાઓ, નાના નાના દોષોમાં પણ ભય જુઓ, અને શિક્ષાપદો સંબંધે જે કંઈ શીખવાનું હોય તે બરાબર શીખો, એમ મેં જે તમને કહ્યું તે આ જ ઉદ્દેશથી કહ્યું છે."

આ પ્રમાણે ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનનું અભિનંદન કર્યું.

આકંખેય્યસુત્તસમાપ્ત

## ટીકા

આ સૂત્રનો સાર એ છે કે બધા કુશળ ધર્મનું મૂળ શીલ છે એમ જાણવું. જો માણસમાં શીલ ન હોય તો તે માણસ ધર્મને અનુસરીને પોતાની ઉન્નતિ સાધે એ અસંભવિત છે. શીલ ધર્મનો પાયો છે.

**પ્રાતિમોક્ષ** (પા૦-पातिमोक्ख)—નામનું એક પુસ્તક છે. આ પુસ્તકમા ભિક્ષુ અને ભિક્ષુણીઓને પાળવાના નિયમો આપેલા છે.

**આચાર** એટલે વડીલ માણસો સાથે, સભામાં, નદીના ઘાટ ઉપર અને અન્ય જગ્યાએ સભ્યતાથી વર્તવું તે.

**ગોચર** એટલે જે જગ્યાએ વેશ્યા ન રહેતી હોય, દારૂની દુકાન ન હોય, ગાળો ભાંડનારા લોકો ન હોય એવી વસ્તી. આવી જગ્યાએ જ ભિક્ષુએ ભિક્ષા માટે જવું. ખરાબ વસ્તીમાં ભિક્ષુએ ભિક્ષા લેવા ફરવું નહિ. સારો આચાર અને સારો ગોચર સાચવનારા ભિક્ષુને **આચારગોચરસંપન્ન** કહે છે.

**નાના નાના દોષોમાં ભય જોવો**—આના સંબંધે ધમ્મપદમાં એક આવી જાતની ગાથા છે:

मापमञ्ञेथ पापस्स न मं तं आगमिस्सति ।
उदबिंदुनिपातेन उदकुंभो पि पूरति ।
पूरति बालो पापस्स थोकथोकं पि आचिनं ॥

અર્થ: તેનો દોષ મારા ઉપર શું આવે, એમ જાણી નાના એવા પાપની પણ અવગણના કરવી નહિ. કારણ કે, ટીપેટીપે ઘડો પણ ભરાઈ જાય છે; અને મૂર્ખ માણસ થોડાથોડા પાપથી પૂર્ણ પાપી બને છે.

**શિક્ષાપદોસંબંધે** વગેરે—ભગવાને જે નિયમ કર્યા હોય તેનો વિપર્યાસ ન કરતા અથવા તો તેનો કંઈ જુદો જ અર્થ કાઢવાનો પ્રયત્ન ન કરતાં સીધી રીતે શુદ્ધ અંતઃકરણથી તેને અનુસરવું એને જ, **જે કંઈ શીખવાનું હોય તે સારી રીતે શીખો,** એમ કહેવામાં આવ્યું છે.

પોતાના સબ્રહ્મચારીઓને વહાલા થવાથી માંડીને તે ઠેઠ નિર્વાણના પગથિયા સુધીમા કોઈ પણ સદ્‌વસ્તુની ઇચ્છા ભિક્ષુ રાખતો હોય તો તેણે શીલ, સમાધિ, પ્રજ્ઞા અને એકાન્તવાસ, આ ચાર વસ્તુઓનો અંગીકાર કરવો જોઈએ. દરેક વસ્તુ પછી આ ચારે વસ્તુઓનો ઉલ્લેખ મૂળ સૂત્રમાં કરવામાં આવ્યો છે. પરંતુ વિસ્તાર થવાના ભયથી અમે ફક્ત છેલ્લે તેનો નિર્દેશ કર્યો છે.

**મૃત જ્ઞાતકોને** પોતાના સદાચરણથી સુખ થાય છે એવી કલ્પના હતી. તે જ મુજબ પોતાના પુણ્યનું ફળ દાયકોને મળે છે એવી સમજણ છે.

ત્રણ સંયોજનોનો ક્ષય કરવાથી મનુષ્ય **સોતાપન્ન** (स्रोत=आपन्न) થાય છે. **સક્કાયદિટ્ઠિ** (જડ આત્મા ઉપર વિશ્વાસ), **વિચિકિચ્છા** (બુદ્ધધર્મસંબંધે કુશંકા), **સીલબ્બતપરામાસો** (વ્રત, ઉપવાસ વગેરે પર વિશ્વાસ) એ આ ત્રણ સંયોજનો છે.

**પાંચ સંયોજનો** ( पंच ओरंभागियानि संयोजनानि )—ઉપર બતાવેલાં ત્રણ સંયોજનો અને **કામરાગ** (કામવાસના) અને **પટિઘ** (ક્રોધ) એ બે મળીને પાંચ. આ પાંચ સંયોજનને (બંધનોને) લીધે મનુષ્ય ફરી પાછો ઇહલોકમાં આવે છે. પણ આ સંયોજનનો ક્ષય કર્યા પછી તે બ્રહ્મલોકમાં જાય છે. અને ત્યાં જ મોક્ષ પ્રાપ્ત કરી લે છે.

આ પછી બતાવેલી તે છ **અભિજ્ઞાઓ** છે. તેમનાં પાલી નામો અનુક્રમે આ પ્રમાણે છે:—**ઇદ્ધિવિધં**, **દિબ્બસોતં**, **પરચિત્તવિજાનનં**, **પુબ્બેનિવાસાનુસ્સતિ**, **દિબ્બચક્ખુ** અને **આસવક્ખયઞાણં**,

આકંખેય્યસુત્તની ટીકા સમાપ્ત

૭

## વત્થૂપમસુત્ત

એવું મેં સાભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહેતા હતા, ત્યારે તે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, કોઈ રંગારો મેલું થયેલું વસ્ત્ર રંગવા લાગે તો તે સારી રીતે રંગી શકાતું નથી. કારણકે તે મૂળમાં જ મલિન થયેલું હોવાથી તેના ઉપર રંગ બરાબર ચડતો નથી. તે પ્રમાણે ચિત્ત (પાપવાસનાઓથી) ક્લિષ્ટ થયું હોય, તો (સદ્દગુણોની તેના ઉપર કશી અસર ન થવાને લીધે) તે દુર્ગતિને જ પામવાનું. પણ કોઈ સ્વચ્છ વસ્ત્રને જો રંગવામાં આવે તો તેના ઉપર રંગ બરાબર ઊઘડે છે. તે પ્રમાણે જો ચિત્ત પરિશુદ્ધ હોય તો (તેના ઉપર સદ્દગુણોની અસર થઈ હોવાને લીધે) મનુષ્ય સુગતિ પામે છે.

"હે ભિક્ષુઓ, અભિધ્યા (પરદ્રવ્યાસક્તિ), વ્યાપાદ (દ્વેષ), ઉપનાહ (વેર લેવાની બુદ્ધિ), મક્ખ (અનાદરબુદ્ધિ), પળાસ (સ્પર્ધા), ઈર્ષા, માત્સર્ય, માયા, શઠતા, સ્તંભ (કઠોરતા),

સારંભ (અદેખાઈ), માન, અતિમાન, મદ, અને પ્રમાદ એ ચિત્તના ઉપક્લેશો છે. આ ચિત્તના ઉપક્લેશો છે એમ જાણીને ભિક્ષુ તેમનો ત્યાગ કરે છે. બુદ્ધ ભગવાન ઉપર તેની જ્ઞાનપૂર્ણ આસ્થા બેસે છે; 'તે ભગવાન અર્હન, સમ્યક્-સંબુદ્ધ, વિદ્યાચરણસંપન્ન, સુગત, લોકવિદ, પુરુષદમ્યોનો શ્રેષ્ઠ સારથિ, અને દેવમનુષ્યનો શાસ્તા છે, એમ તે જાણે છે. ધર્મ ઉપર તેની જ્ઞાનપૂર્ણ આસ્થા બેસે છે; ભગવાને ઉતમ રીતે ધર્મનો ઉપદેશ કર્યો છે, ખરા તત્ત્વજ્ઞાનથી તેનો લાભ થાય છે, તે અકાલ ફળ દેનારો છે, તેના સંબંધમા 'આવો અને જુઓ' એમ કહી શકાશે (એટલે તે ઢાકેલો નથી), તે અપનાવાયોગ્ય છે, અને સુજ્ઞોએ પોતાના અંતઃકરણમા બોધ કરી લેવા યોગ્ય છે, એમ તે સમજે છે, સંઘ ઉપર તેની જ્ઞાનપૂર્ણ આસ્થા બેસે છે; ભગવાનનો શ્રાવકસંઘ સારા માર્ગે ચાલનારો છે, સીધા માર્ગે ચાલનારો છે, ન્યાય્ય માર્ગે ચાલનારો છે અને સમીચીન માર્ગે ચાલનારો છે, આ સંઘમા ચાર જોડીઓ એટલે આઠ પુદ્ગલ (વ્યક્તિઓ) છે, ભગવાનનો આ શ્રાવકસંઘ પૂજ્ય છે, મહેમાનગીરી સ્વીકારવા યોગ્ય છે, દક્ષિણા આપવા જેવો છે અને અંજલિ કરવા યોગ્ય છે, આ લોકો માટે ઉત્તમ પુણ્યક્ષેત્ર છે, એમ તે જાણે છે.

"આ ભિક્ષુનું કિલ્મિષ નષ્ટ થયેલું હોવાને લીધે બુદ્ધ, ધર્મ અને સંઘ ઉપર તેની શ્રદ્ધાપૂર્ણ આસ્થા બેસે છે અને તેને લીધે તેને ધાર્મિક આનંદ પ્રાપ્ત થાય છે. આનંદને લીધે પ્રતિ પ્રાપ્ત થાય છે, પ્રીતિને લીધે શાંતિ પ્રાપ્ત થાય છે, શાતિને લીધે સુખ પ્રાપ્ત થાય છે, અને સુખને લીધે તેને ચિત્તની સમાધિ પ્રાપ્ત થાય છે.

"એવા ગુણ જે ભિક્ષુમાં હોય તે જો સુગ્રાસ અન્ન ખાય તોપણ તેનાથી તેને અંતરાય થતો નથી. જેમ મેલું વસ્ત્ર નિર્મળ પાણીથી સ્વચ્છ થાય છે અથવા તો સોનું કુલડીમાં નાંખવાથી સ્વચ્છ થાય છે, તેમ આ ભિક્ષુ સ્વચ્છ થયેલો હોય છે, અને તેથી જ સુગ્રાસ અન્ન પણ તેને અંતરાય કરી શકતું નથી.

"તે મૈત્રીપૂર્ણ ચિત્તથી દશે દિશા ભરી મૂકે છે, કરુણાપૂર્ણ ચિત્તથી, મુદિતાપૂર્ણ ચિત્તથી, અને ઉપેક્ષાપૂર્ણ ચિત્તથી દશે દિશાઓ ભરી મૂકે છે; તેના ચિત્તમા વેર અને દ્વેષનો લવલેશ પણ રહેતો નથી પણ આ કરતા પણ ઊંચું પગથિયું છે, આ ઉત્તમ મનોભાવનામાથી પણ આપણે મુક્ત થવાનું છે એ તે જાણે છે. આથી કામાસવ, ભવાસવ અને અવિદ્યાસવ એ ત્રણે આસવોથી તેનું ચિત્ત વિમુક્ત થાય છે, વિમુક્ત થયા પછી મારું ચિત્ત વિમુક્ત થયું છે એમ તે જાણે છે. આ રીતે તેના પુનર્જન્મનો ક્ષય થાય છે, બ્રહ્મચર્ય પૂર્ણ થાય છે, તે કૃતકૃત્ય બને છે, અને ફરી ઇહલોકમાં જન્મ લેવાનો નથી, એમ જાણે છે. આ ભિક્ષુને અંતરંગ-સ્નાનથી સ્નાત ( સ્નાન કરેલો ) એમ કહે છે."

આ વખતે સુંદરિક ભારદ્વાજ નામનો એક માણસ ભગવાન પાસે બેઠેલો હતો. તે બોલ્યો, "હે ભગવન્ ગોતમ, આપ બાહુકા નદીમાં સ્નાન કરવા જાઓ છો?" ભગવાને પૂછ્યું, "હે બ્રાહ્મણ, બાહુકા નદીનો શું ઉપયોગ છે?" બ્રાહ્મણ બોલ્યો, "લોકો બાહુકા નદીને પવિત્ર માને છે. ત્યા પોતાનાં પાપો ધોવા માટે ઘણા લોકો જાય છે."

ભગવાન બોલ્યા, "બાહુકા, અધિકક્ક, ગયા, સુંદરિકા, સરસ્વતી, પ્રયાગ અને બાહુમતી નદી, એ જગ્યાઓએ કોઈ મૂર્ખ માણસ રોજ જાય તોપણ તે શુદ્ધ થવાનો નથી. જે બધા સાથે વેર કરનારો પાપી માણસ હોય છે તેને સુંદરિકા નદી, પ્રયાગ કે બાહુકા નદી શું કરી શકવાનાં છે? તેને આ (ક્ષેત્રો) શુદ્ધ કરી શકવાનાં નથી. જે શુદ્ધ છે તેને તો રોજ ફલ્ગુ નક્ષત્ર છે, તેને તો રોજ ઉપોસથ છે, અને તેના હાથે હમેશાં વ્રત થયા જ કરે છે. હે બ્રાહ્મણ, તું આ ધર્મમાં જ સ્નાન કર, સર્વ પ્રાણીઓ ઉપર પ્રેમ કર. જો તું ખોટું નહિ બોલે, પ્રાણઘાત નહિ કરે, અદત્તનું આદાન (ચોરી) નહિ કરે, શ્રદ્ધાળુ થઈશ, અને માત્સર્યથી દૂર રહીશ, તો ગયા જવાથી તું વધારે શું કરવાનો છે? કોઈ એક કૂવો પણ તારે માટે તો ગયા જેટલો જ થશે."

આમ કહ્યા પછી સુંદરિક ભારદ્વાજ બોલ્યોઃ "આપનો ઉપદેશ ખૂબ મનોહર છે. જેમ ઊંધુ વાસણ ચત્તું કરવામાં આવે, ઢાંકેલી વસ્તુ ઉઘાડવામા આવે, માર્ગ ભૂલેલાને માર્ગ બતાવવામા આવે, અથવા દેખતા માણસને વસ્તુઓ નજર આવે માટે અંધારામાં મશાલ સળગાવવામા આવે, એવી રીતે અનેક રીતે આપે ઉપદેશ કર્યો છે. આ હું આપને, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જાઉં છું. મને આપ પ્રવ્રજ્યા અને ઉપસંપદા આપો."

સુંદરિક ભારદ્વજની ઇચ્છા મુજબ ભગવાને તેને પ્રવ્રજ્યા અને ઉપસંપદા આપી. ઉપસંપદા પ્રાપ્ત થયા પછી થોડા જ કાળમા ભારદ્વાજે એકાન્તવાસનું સેવન કરીને મહા-પ્રયત્નથી, જેને માટે કુલપુત્રો ઘર છોડી પ્રવ્રજ્યા ધારણ કરે

છે એ બ્રહ્મચર્યનું પર્યવસાન સ્વતઃ મેળવ્યું; પોતાના પુનર્જન્મનો ક્ષય થયો છે, બ્રહ્મચર્ય પૂર્ણ થયું, પોતે કૃતકૃત્ય થયો છે, અને હવે આલોકમાં તેને ફરી આવવાનું નથી, એમ તેણે જાણ્યું. તે અર્હન્તો પૈકી એક અર્હન્ત થયો.

વત્થૂપમસુત્ત સમાપ્ત

## ટીકા

બુદ્ધ, ધર્મ અને સંઘનું સ્મરણ કરવાની જે પદ્ધતિ આ સૂત્રમાં બતાવવામાં આવી છે તેનો ઉલ્લેખ અનેક સૂત્રોમાં આવે છે. બુદ્ધઘોષાચાર્યે વિસુદ્ધિમગ્ગ ગ્રંથમાં બુદ્ધાનુસ્સતિ, ધમ્માનુસ્સતિ, અને સંઘાનુસ્સતિ એ મથાળા નીચે આ પદ્ધતિ ઉપર વિસ્તારથી ટીકા કરી છે. ભાવિક લોકો પાલી શબ્દોમાં જ બુદ્ધ, ધર્મ અને સંઘનું સ્મરણ કરે છે એટલે મૂળ શબ્દ જ અમે અહીં આપીએ છીએ.

**બુદ્ધાનુસ્સતિ**—इति पि सो भगवा अरहं सम्मासंबुद्धो विज्जाचरणसंपन्नो सुगतो लोकविदू अनुत्तरो पुरिसदम्मसारथि सत्था देवमनुस्सानं बुद्धो भगवा ति ॥

**ધમ્માનુસ્સતિ**—स्वाक्खातो भगवता धम्मो संदिट्ठिको अकालिको एहिपस्सिको ओपनयिको पच्चत्तं वेदितब्बो विञ्ञूही ति ॥

**સંઘાનુસ્સતિ**—सुपटिपन्नो भगवतो सावकसंघो उजुपटिपन्नो भगवतो सावकसंघो ञायपटिपन्नो भगवतो सावकसंघो सामीचिपटिपन्नो भगवतो सावकसंघो यदिदं चत्तारि पुरिसयुगानि अट्ठपुरिसपुग्गला एस भगवतो सावकसंघो आहुनेय्यो, पाहुनेय्यो, दक्खिणेय्यो अंजलिकरणीयो अनुत्तरं पुञ्ञक्खेत्तं लोकस्सा ति ॥

મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર ભાવનાઓને બ્રહ્મવિહાર કહે છે. આનો વિસ્તાર વિશુદ્ધિમાર્ગમાં કરેલો છે. આ મહાસાધનાઓ આપણે સાધીએ તોપણ તેમાં આસક્ત થવું ઇષ્ટ નથી. સર્વ પાપથી દૂર રહેવું, બધી પુણ્યપ્રદ ભાવનાઓ બરાબર સાધી લેવી, પણ તેમાં આસક્ત ન થવું એ જ નિર્વાણસ્થિતિ છે. એટલે આ સૂત્રમાં આવી ઉત્તમ મનોભાવનાઓમાંથી પણ આપણે મુક્ત થવાનું છે એમ કહેવામાં આવ્યું છે.

જે લોકો અંતરંગ સ્નાનથી શુદ્ધ ન થતાં બાહ્ય સ્નાનથી પોતાનાં પાપો ધોઈ નાખવાનો પ્રયત્ન કરે છે તે મૂર્ખ છે એ વિચાર-પરંપરા અત્યારના સાધુસંતોના ગ્રંથોમાં પણ નજરે પડે છે. સંત તુકારામ કહે છે :

आली सिंहस्थ पर्वणी । न्हाव्या भटा झाली धणी ॥ १ ॥ अंतरीं पापाच्या कोडी । वरिवरि बोडि डोई दाढी ॥ २ ॥ बोडिलें तें निघालें । काय पालटिलें सांग बहिलें ॥ ३ ॥ पाप गेल्याची काय खूण । नाहीं पालटले अवगुण ॥ ४ ॥

રામદાસ સ્વામી કહે છે :

ऐसें कैसें रे सोंवळें । शिवतां होतसे ओंवळें ॥ स्नानसंध्या टीळे माळा । पोटीं क्रोधाचा उमाळा ॥ नित्य दंडितोसि देह । परिफीटेना संदेह ॥

સાધુ કબીર કહે છે :

तीरथ गये सो तीन जन, चित चंचल मन चौर ॥ एको पाप न काटिया, लादे दशमन और ॥ १ ॥ तीरथ गये ते बहि मुये, जूडे पानी न्हाय ॥ कह कबीर संतौ सुनौ, राक्षस है पछिताय ॥ २ ॥ तीरथ है विष बेलरी, रही युगन युग छाय । कबीर न मूल निकन्दिया कौन हलाहल खाय ॥ ३ ॥

વત્થૂપમસુત્તની ટીકા સમાપ્ત

## ૮

## સલ્લેખસુત્ત

એવું મે સાભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી ાસેના જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે આયુષ્માન મહાચુન્દ સાયંકાળે ભગવાન પાસે જઈને તેમને વંદન કરીને એક બાજુએ બેઠો અને બોલ્યો, "ભદન્ત, આત્માના સંબંધે અને વિશ્વસંબંધે લોકમા જે વિવિધ દૃષ્ટિઓ છે તે દૃષ્ટિનો આદિકારણના વિચારથી નાશ થાય છે?"

ભગવાન બોલ્યા, "આ દૃષ્ટિઓ જ્યાં (મનમાં) ઉત્પન્ન થાય છે, તે સ્થાન મારું નથી, તે મારો આત્મા નથી, એમ જે યથાર્થતયા જાણે છે, તેની આ બધી દૃષ્ટિઓ વિલય પામે છે.

"હે ચુન્દ, કોઈ ભિક્ષુ કામવાસનાઓથી અને અકુશલ વિચારોથી દૂર થઈને વિતર્ક, વિચાર, પ્રીતિ અને સુખથી યુક્ત એવું પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરે છે; અને હું સલ્લેખથી (સાધુવૃત્તિથી) વર્તુ છું, એમ તે માને છે. પરંતુ આને આર્યધર્મમાં સલ્લેખ કહેતા નથી; ઇહલોકમાં સુખપૂર્વક રહેવું

એમ આને કહે છે. બીજો કોઈ ભિક્ષુ વિતર્ક અને વિચારનો ઉપશમ કરીને અંતરંગમાં ચિત્તની શુદ્ધિ અને એકાગ્રતા કરનારું, વિતર્કવિચારવિરહિત સમાધિથી ઉત્પન્ન થયેલા પ્રીતિસુખવાળું બીજું ધ્યાન પ્રાપ્ત કરી લે છે. . . . ત્રીજો કોઈ ભિક્ષુ પ્રીતિના વૈરાગ્યથી ઉપેક્ષાવાન, સ્મૃતિમાન અને સમજનારો બને છે; તે દેહથી સુખનો અનુભવ લે છે જેને આર્યલોકો ઉપેક્ષાવાન, સ્મૃતિમાન અને સુખી કહે છે; તે આવી જાતનું ત્રીજું ધ્યાન પ્રાપ્ત કરે છે. . . . ચોથો કોઈ ભિક્ષુ સુખ અને દુઃખનો નાશ કરીને અને અગાઉ જ સૌમનસ્ય અને દૌર્મનસ્યનો અસ્ત થયાથી સુખદુઃખવિરહિત ઉપેક્ષા અને સ્મૃતિથી પરિશુદ્ધ એવું ચોથું ધ્યાન પ્રાપ્ત કરી લે છે. તેને લાગશે કે હું સલ્લેખથી રહું છું. પરંતુ આર્યધર્મમાં આને (ચાર ધ્યાનોને) સલ્લેખ કહેતા નથી; ઇહલોકનું સુખજીવન કહે છે. પાચમો કોઈ ભિક્ષુ દરેક રીતે રૂપસંજ્ઞાનો અતિક્રમ કરીને, અને વિરોધી સંજ્ઞાનો અસ્ત કરીને વિવિધ સંજ્ઞાઓને મનમા ન લાવતા અનંત આકાશની ભાવનાથી આકાસાનઞ્ચાયતન (आकाशानन्त्यायतन) પ્રાપ્ત કરે છે. . . . છઠ્ઠો કોઈ ભિક્ષુ આકાસાનઞ્ચાયતનનો સમતિક્રમ કરીને અનંત વિજ્ઞાનની ભાવનાથી વિઞ્ઞાણઞ્ચાયતન (विज्ञानानन्त्यायतन) પ્રાપ્ત કરે છે. . . . સાતમો કોઈ ભિક્ષુ બધી રીતે વિઞ્ઞાણઞ્ચાયતનનો સમતિક્રમ કરીને કંઈ નથી એવી ભાવનાથી આકિંચઞ્ઞાયતન (आकिञ्चन्यायतन) પ્રાપ્ત કરી લે છે. . . . આઠમો કોઈ ભિક્ષુ દરેક રીતે આકિઞ્ચઞ્ઞાયતનનો અતિક્રમ કરીને નેવસઞ્ઞાનાસઞ્ઞાયતન પ્રાપ્ત કરી લે છે. આને (ચારે ભિક્ષુઓને) પોતે સલ્લેખથી વર્તે છે એમ લાગવાનો સંભવ

છે. પરંતુ આર્યધર્મમાં આને (ચાર સમાધિઓને) સલ્લેખ કહેતા નથી. આને શાંતવિહાર (શાંતિથી રહેવું) કહે છે.

"બીજા હિંસક થાય તોપણ અમે અહિંસક થઈશું, એવો સલ્લેખ કરવો. બીજા પ્રાણઘાતી થાય તોપણ અમે પ્રાણઘાતથી વિરત થઈશું. . . . બીજા ચોર થાય તોપણ અમે ચોરીથી વિરત થઈશું. . . . બીજા અબ્રહ્મચારી બને તોપણ અમે બ્રહ્મચારી બનીશું. . . . બીજા અસત્યવાદી થાય તોપણ અમે કદી અસત્ય ભાષણ નહિ કરીએ. . . . બીજા ચાડીખોર બને તોપણ અમે ચાડીથી નિવૃત્ત થઈશું. . . . બીજા ગાળો ભાડતા હોય તોપણ અમે કોઈને ગાળો નહિ ભાંડીએ. . . . બીજા નકામો બબડાટ કર્યા કરતા હોય તોપણ વૃથા બબડાટથી અમે પરાવૃત્ત થઈશું. . . . બીજા પરદ્રવ્ય ઉપર નજર નાખતા હોય તોપણ અમે પરદ્રવ્યનું ચિંતન નહિ કરીએ. . . . બીજા દ્વેષ્ટા હોય તોપણ અમે અમારા મનમાં દ્વેષને સ્થાન જ નહિ આપીએ. . . . બીજા મિથ્યાદષ્ટિ હોય તોપણ અમે સમ્યગ્દષ્ટિ થઈશું. . . . બીજા મિથ્યાસંકલ્પી હોય તોપણ અમે સમ્યક્-સંકલ્પી થઈશું. . . . બીજા મિથ્યાવાચા હોય તોપણ અમે સમ્યગ્વાક્ થઈશું. . . . બીજા મિથ્યાકર્મ કરનારા હોય તોપણ અમે સમ્યગ્કર્મ કરનારા બનીશું. . . . બીજા મિથ્યાજીવ હોય તોપણ અમે સમ્યગાજીવ થઈશું. . . . બીજા મિથ્યાવ્યાયામ હોય તોપણ અમે સમ્યગ્વ્યાયામ થઈશું. . . . બીજા મિથ્યાસ્મૃતિ હોય તોપણ અમે સમ્યક્સ્મૃતિ થઈશું. . . . બીજા

મિથ્યાસમાધિ હોય તોપણ અમે સમ્યક્‌સમાધિ થઈશું. . . . બીજા મિથ્યાજ્ઞાની હોય તોપણ અમે સમ્યગ્‌જ્ઞાની થઈશું . . . બીજા મિથ્યાવિમુક્તિ હોય તોપણ અમે સમ્યગ્‌વિમુક્તિ થઈશું. . . . બીજા સાવ આળસુ હોય તોપણ અમે સાવ આળસુ નહિ બનીએ. . . . બીજા ભ્રાન્તચિત્ત હોય તોપણ અમે ભ્રાન્તચિત્ત નહિ બનીએ. . . . બીજા કુશંકા કરનારા હોય તોપણ અમે કુશંકાઓને તરી જઈશું. . . . બીજા ક્રોધી હોય તોપણ અમે ક્રોધથી દૂર રહીશું. . . . બીજા ઉપનાહી (વેર વાળવાવાળા) હોય તોપણ અમે ઉપનાહી નહિ થઈએ. . . . બીજા મક્ખી (અનાદર કરવાવાળા) હોય તોપણ અમે મક્ખી થવાના નથી. . . . બીજા પળાસી (સ્પર્ધા કરવાવાળા) હોય તોપણ અમે પળાસી થવાના નથી. . . . બીજા ઈર્ષાળુ હોય તોપણ અમે ઈર્ષા નહિ કરીએ. . . . બીજા મત્સરી હોય તોપણ અમે મત્સરી નહિ થઈએ. . . . બીજા શઠ હોય તોપણ અમે શઠ નહિ બનીએ. . . . બીજા માયાવી હોય તોપણ અમે માયાવી નહિ થઈએ. . . . બીજા સ્તબ્ધ (કઠોર) હોય તોપણ અમે સ્તબ્ધ નહિ થઈએ. . . . બીજા અતિમાની હોય તોપણ અમે અતિમાની નહિ થઈએ. . . . બીજા ખરાબ બોલનારા હોય તોપણ અમે ખરાબ નહિ બોલીએ. . . . બીજા કુસંગતિ કરનારા હોય તોપણ અમે સાધુસમાગમ સેવનારા થઈશું. . . . બીજા પ્રમત્ત હોય તોપણ અમે અપ્રમત્ત (જાગૃત) બનીશું. . . . બીજા શ્રદ્ધાવિહીન હોય તોપણ અમે

શ્રદ્ધાળુ બનીશું. . . . બીજા નિર્લજ્જ હોય તોપણ અમે સલજ્જ (પાપકર્મથી ડરનારા) બનીશું. . . . બીજા લોકાપવાદથી ડરતા ન હોય તોપણ અમે લોકાપવાદથી ડરીશું. . . . બીજા અલ્પશ્રુત હોય તોપણ અમે બહુશ્રુત બનીશું. . . . બીજા આળસુ હોય તોપણ અમે ઉત્સાહપૂર્ણ બનીશું. . . . બીજા સ્મૃતિવિહીન હોય તોપણ અમે અમારી સ્મૃતિ જાગૃત રાખીશું. . . . બીજા દુષ્પ્રજ્ઞ હોય તોપણ અમે પ્રજ્ઞાસંપન્ન થઈશું . . . બીજા મિથ્યાદૃષ્ટિને વળગી રહેનારા હોય તોપણ અમે મિથ્યાદૃષ્ટિને વળગી નહિ રહીએ, એવો સલ્લેખ કરવો.

"હે ચુન્દ, કુશલધર્મ સંબંધે મનમાં ફક્ત વિચાર આવે એ જ ખૂબ ફાયદાકારક છે, તો પછી કાયા અને વાચાથી કુશલ કર્મનું આચરણ કરવું લાભકારક છે એ કહેવાની જરૂર જ રહેતી નથી. માટે હે ચુન્દ, બીજા વિહિંસાદિ કર્મો કરવા લાગે તોપણ અમે તો તે પાપકર્મથી પરાવૃત્ત થઈશું, એવો વિચાર કરજો.

"હે ચુન્દ, કોઈ વિકટ માર્ગમાંથી બહાર નીકળવા માટે જેમ કોઈ સીધો માર્ગ હોય, કોઈ નદીના વિકટ ઘાટ-માથી ઉપર ચડવા માટે બીજો કોઈ સીધો ઘાટ હોય, તે પ્રમાણે વિહિંસાદિ અકુશલ કર્મમાંથી પાર પડવા માટે, તે કર્મથી નિવૃત્ત થવું એ સીધો માર્ગ છે.

"હે ચુન્દ, બધાં અકુશલ કર્મો અધઃપાત તરફ લઈ જનારાં છે, અને બધાં કુશલ કર્મો ઉદ્ધાર કરનારાં છે માટે વિહિંસાદિ કર્મ કરનારાને માટે, તે કર્મોમાથી નિવૃત્તિ એ જ એક ઉદ્ધારનો માર્ગ છે.

"હે ચુન્દ, કોઈ માણસ પોતે કાદવમાં ખૂંતી ગયો હોય તો તે બીજા કાદવમાં ખૂંતેલ માણસનો ઉદ્ધાર કરે એ અસંભવિત છે; પણ જો તે કાદવમાં ખૂંતેલો ન હોય તો તે બીજા કાદવમાં ખૂંતેલા મનુષ્યનો ઉદ્ધાર કરે એ સંભવનીય છે. તે જાતે જો અદાન્ત, અવિનીત અને અશાંત હોય તો તે બીજાનું દમન કરે, બીજાને વિનય શીખવે કે બીજાને શાંત કરે એ અસંભવિત છે; પણ તે જો દાન્ત, વિનીત અને શાત હોય, તો તે બીજાનું દમન કરે, બીજાને વિનય શીખવે અથવા બીજાને શાત કરે, એ સંભવનીય છે. વિહિંસાદિ કર્મો આચરનારા મનુષ્યને તે કર્મોથી નિવૃત્ત થવું એ જ એક શાંતિનો (પરિનિર્વાણનો) માર્ગ છે.

"હે ચુન્દ, મેં તમને સલ્લેખનો પ્રકાર, વિચારનો પ્રકાર, સીધે માર્ગે ચાલવાનો પ્રકાર, ઉદ્ધારનો પ્રકાર અને પરિનિર્વાણનો પ્રકાર ઉપદેશ્યો છે. કરુણાળુ ધર્મગુરુએ શ્રાવકોની હિતબુદ્ધિથી અને અનુકંપાથી જેટલું કરવું જોઈએ તે મેં કર્યું છે. હે ચુન્દ, આ અરણ્યનાં વૃક્ષો, અને આ એકાન્તવાસની જગ્યાઓ! અહીં તમે ધ્યાન કરો. બેદરકાર થશો નહિ. પાછળથી પશ્ચાત્તાપ કરવાનો વખત આવે એવું ન કરતા. આ જ મારો તમને ઉપદેશ છે."

આ પ્રમાણે ભગવાન બોલ્યા. આયુષ્માન મહાચુન્દે ભગવાનનું અભિનંદન કર્યું.

સલ્લેખસુત્ત સમાપ્ત

## ટીકા

ચોથા સૂત્રની ટીકામાં ચાર ધ્યાનો સંબંધે થોડોક ખુલાસો કર્યો છે. ચાર ધ્યાનો પ્રાપ્ત થયા પછી યોગી આકાસાનઞ્ચાયતન વગેરે ચાર અરૂપાવચર સમાધિ પ્રાપ્ત કરે છે. **આકાસાનઞ્ચાયતન** (સં० आकाश+आनन्त्य+आयतन) એટલે અનંત આકાશથી વ્યાપ્ત થયેલી જગ્યા. દરેક પ્રકારની જડ સૃષ્ટિની કલ્પના મનમાંથી નાબૂદ થયા પછી યોગીને આ સમાધિ સાધ્ય થાય છે. ત્યારપછીનું પગથિયું **વિઞ્ઞાણઞ્ચાયતન**—( સં० विज्ञान+आनंत्य+आयतन ) એટલે અનંત વિજ્ઞાનથી વ્યાપ્ત થયેલું વિશ્વ. ત્યારપછી **આકિઞ્ચઞ્ઞાયતન**—(સં० आकिञ्चन्य+आयतन) કશું જ નથી એવી વિશ્વની કલ્પના. છેલ્લું પગથિયું **નેવસઞ્ઞાનાસઞ્ઞાયતન** (સં० नैवसंज्ञा+नासंज्ञा+आयतन) જ્યાં સંજ્ઞા છે એમ પણ ન બોલી શકાય અને સંજ્ઞા નથી એમ પણ ન કહી શકાય એવી ચિત્તની વિશ્વમય વૃત્તિ. આનો ખુલાસો કરતાં બુદ્ધઘોષાચાર્યે નીચેની ઉપમાઓ આપી છે. એક ભિક્ષુ અને તેનો શિષ્ય રસ્તે ચાલતા હતા. રસ્તામાં થોડુંક વરસાદનું પાણી એકઠું થયું હતું તે જોઈને શિષ્યે કહ્યું, "ગુરુજી, રસ્તામાં પાણી આવે છે, માટે આપ આપના ચંપલ મને આપો." ગુરુ કહે, "તો પાછી મારું નહાવાનું પલાળિયું આપ; મને નહાઈ લેવા દે" શિષ્ય કહે, "નહાવા જેટલું પાણી નથી." ચંપલ પલળે એટલું પાણી હતું પણ સ્નાન કરવા જેટલું પાણી જેમ અહીં નહોતું, તેમ જ આ છેલ્લી મનોવૃત્તિમાં સંજ્ઞા નથી કહીએ તો થોડીક સંજ્ઞા તો હોય છે; પણ જો છે એમ કહીએ તો તે કેવા પ્રકારની છે એ કહેવું મુશ્કેલ પડે.

ભાતનું ઓસામણ પીવા માટે ગુરુએ શિષ્ય પાસે પોતાનું લોખંડી ભિક્ષાપાત્ર માગ્યું ત્યારે શિષ્યે કહ્યું, "તેમાં તેલ છે." ગુરુ કહેઃ "તો પછી મારા પગે થોડું તેલ ઘસ જોઈએ." શિષ્ય કહેઃ "તેટલું તેલ

નથી, ફક્ત ભિક્ષાપાત્રનો કાટ કાઢી નાખવા માટે તેને તેલ લગાડી રાખેલું છે."

અહીં જો પાત્રમાં તેલ નથી એમ કહીએ, તો ભાતનું ઓસામણ પીવામાં હરકત પડવા જેટલું તેલ તેમાં છે; પણ જો તેલ છે એમ કહીએ, તો પગે ચોળવા માટે એક ટીપું પણ તેલ તેમાંથી મળવાનો સંભવ નથી. એવી જ આ છેલ્લી મનોવૃત્તિની સ્થિતિ છે. જો સંજ્ઞાનો લવલેશ પણ ન રહે તો તે સમાધિને નિરોધસમાધિ કહી શકાય. પણ સંજ્ઞા છે એમ કહેતાં તે કેવા પ્રકારની સંજ્ઞા છે તે કહી શકાતું નથી.

ચાર ધ્યાનો અને આ ચાર અરૂપાવચર સમાધિને **સમાપત્તિ** કહેવામાં આવે છે.

ચાર ધ્યાનો એ ઇહલોકનું **સુખજીવન** (સુખવિહાર) છે, અને ચાર અરૂપાવચર સમાપત્તિને **શાંતવિહાર** (શાંત રહેવું) નામ આપવામાં આવ્યું છે. આને સલ્લેખ કહી શકાય નહિ. सत्+लिखमांथी સલ્લેખ શબ્દ બનેલો છે. કોઇ એક શંખને જેમ ઘસીને સાફ કરીને ચકચકિત બનાવવામાં આવે છે, તેમ પોતાના મનમાંના દોષો ઘસી નાખીને તેને સાફ કરવું એને સલ્લેખ કહે છે. આઠ સમાપત્તિના લાભથી માનસિક દોષો નષ્ટ થાય છે એવું નથી. ક્વિનાઈનથી જેમ તાવ તેટલા વખત પૂરતો જ હટી જાય છે, તેમ જ સમાધિ હોય ત્યાં સુધી આ દોષોનું દમન થાય છે. માટે સમાધિ લાભને જ સર્વસ્વ ન માનતાં મનમાંથી નાનીમોટી પાપવાસનાઓ ઘસી નાખવી જોઈએ. આ કામ પોતાની આસપાસના લોકો તરફ નજર રાખીને કરવાનું નથી હોતું. તે લોકો ગમે તેવા હોય તોપણ આપણા મનમાંથી પાપવાસનાનો નાશ કરવો એ આપણી ફરજ છે, એમ સમજીને વર્તન રાખવું જોઈએ; અને તે પાપોનો સમૂળો નાશ કરવો જોઈએ. આ જ સાધુવૃત્તિની ગુરૂકૂંચી છે, અને આ જ આ સૂત્રનો સાર છે.

'એવો સલ્લેખ કરવો' આ વાક્ય, 'બીજા પ્રાણઘાતી હોય તોપણ અમે પ્રાણઘાતી નહિ બનીએ' વગેરે વાક્યોની પાછળ વારંવાર આવેલું છે, પરંતુ અમે તે વિસ્તારભયને લીધે કાઢી નાખ્યું છે, અને ફક્ત તેને પહેલા અને છેલ્લા વાક્ય પછી મૂક્યું છે. અને તેને કાઢી નાખવાના ચિહ્ન તરીકે. . . . આ ટપકાં મૂક્યાં છે.

સલ્લેખસુત્તની ટીકા સમાપ્ત

૯

## સમ્માદિટ્ઠિસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં આયુષ્માન સારિપુત્રે ભિક્ષુઓને ઉદ્દેશીને કહ્યું, "હે બંધુઓ, કોઈ પણ આર્યશ્રાવકને 'આ સમ્યગ્દૃષ્ટિ છે, આની દૃષ્ટિ સીધી છે, આનો ધર્મ ઉપર જ્ઞાનપૂર્ણ વિશ્વાસ છે, અને આ સદ્ધર્મમા પ્રવિષ્ટ થયેલો છે' એમ કઈ રીતે કહી શકાય?"

ભિક્ષુઓ બોલ્યા, "આયુષ્માન, આપની પાસેથી આ વચનોનો બરાબર અર્થ સમજવા માટે અમે દૂરના પ્રદેશોમાંથી પણ અહીં એકઠા થયા છીએ; માટે આપ જ આનો અર્થ સમજાવશો. અહીં એકઠા થયેલા ભિક્ષુઓ આપની પાસેથી આનો અર્થ જાણશે."

સારિપુત્ર બોલ્યો, "આર્યશ્રાવક અકુશલ કર્મ કયું અને અકુશલ કર્મનું મૂળ કયું એ જાણે છે, તેમ જ કુશલ કર્મ કયું અને કુશલ કર્મનું મૂળ કયું એ જાણે છે, તેથી તે સમ્યગ્દૃષ્ટિવાળો થાય છે. પ્રાણઘાત, અદત્તાદાન (ચોરી),

કામમિથ્યાચાર (વ્યભિચાર), મૃષાવાદ (અસત્ય), પિશુનવાચા (ચાડી), પરુષવાચા (ગાળો), સંભિન્નપ્રલાપ (વૃથા બબડાટ), અભિધ્યા (પરદ્રવ્યાસક્તિ), વ્યાપાદ (દ્વેષ), મિથ્યાદષ્ટિ (નાસ્તિકતા), આ (દસ) અકુશલ કર્મો છે. લોભ, દ્વેષ અને મોહ એ અકુશલનાં મૂળ છે. પ્રાણઘાતમાંથી નિવૃત્તિ, અદત્તાદાનથી નિવૃત્તિ, કામમિથ્યાચારથી નિવૃત્તિ, મૃષાવાદથી નિવૃત્તિ, પિશુનવાચાથી નિવૃત્તિ, પરુષવાચાથી નિવૃત્તિ, સંભિન્નપ્રલાપથી નિવૃત્તિ, અનભિધ્યા, અવ્યાપાદ અને સમ્યગ્દષ્ટિ, આ (દસ) કુશલ કર્મો છે. અલોભ, અદ્વેષ અને અમોહ, એ કુશલનાં મૂળ છે. જે આર્યશ્રાવક આ જાણે છે તે દરેક રીતે કામાનુશયનો, પ્રતિઘાનુશયનો (દ્વેષબુદ્ધિનો), અને હું છું એવી દષ્ટિનો સમૂળ નાશ કરીને, અવિદ્યાનો ત્યાગ કરીને અને વિદ્યા મેળવીને ઇહલોકમાં જ દુઃખોનો અંત કરે છે. આ રીતે તે સમ્યગ્દષ્ટિવાળો બને છે."

ભિક્ષુઓએ પૂછ્યું, "જેનાથી આર્યશ્રાવક સમ્યગ્દષ્ટિવાળો થાય એવો બીજો કોઈ પર્યાય છે?"

સારિપુત્ર બોલ્યો, "આર્યશ્રાવક આહાર શું એ જાણે છે, આહારોનો સમુદય જાણે છે, આહારનો નિરોધ જાણે છે, અને આહારનિરોધનો માર્ગ જાણે છે, તેથી પણ તે સમ્યગ્દષ્ટિવાળો બને છે. અન્નનો (સ્થૂળ કે સૂક્ષ્મ અન્નનો) આહાર, સ્પર્શ, ચેતના અને વિજ્ઞાન, એ ચાર પ્રાણીમાત્રનું જીવિત રક્ષણ કરનારા આહાર છે. તૃષ્ણામાંથી આહારોનો સમુદય થાય છે. તૃષ્ણાના નિરોધથી આહારનો નિરોધ થાય છે. સમ્યગ્દષ્ટિ, સમ્યક્સંકલ્પ, સમ્યગ્વાચા, સમ્યક્-

કર્મ, સમ્યગાજીવ, સમ્યગ્વ્યાયામ, સમ્યક્સ્મૃતિ, અને સમ્યક્સમાધિ, આ આર્ય અષ્ટાંગિક માર્ગ આહારનિરોધનો માર્ગ છે. જે આર્યશ્રાવક આ જાણે છે તે કામાનુશયાદિનો નાશ કરીને અને વિદ્યા પ્રાપ્ત કરીને ઇહલોકમાં જ દુઃખનો અંત કરે છે. આ રીતે તે સમ્યગદૃષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ બોલ્યા, "બીજા કોઈ પર્યાયથી આર્યશ્રાવક સમ્યગદૃષ્ટિવાળો થાય છે?"

સારિપુત્ર બોલ્યો, "હા. આર્યશ્રાવક દુઃખ, દુઃખનો સમુદય, દુઃખનો નિરોધ અને દુઃખનિરોધનો માર્ગ જાણે છે, તેથી પણ તે સમ્યગ્દૃષ્ટિવાળો થાય છે. જન્મ, જરા, વ્યાધિ, મરણ, શોક, પરિદેવ, શારીરિક દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ (ઝૂરવું) એ દુઃખકારક છે; ઇચ્છેલી વસ્તુ ન મળે એ પણ દુઃખ છે; ટૂંકમાં (કહેવું હોય તો) પાચ વાસનામય સ્કંધ દુઃખકારક છે; આને (આ બધી વસ્તુઓને) દુઃખ કહે છે. ફરી ફરી પેદા થનાર, જુદાજુદા પદાર્થોમાં આનંદ પામનારી જે વાસના, જેને કામતૃષ્ણા, ભવતૃષ્ણા, અને વિભવતૃષ્ણા (વિનાશતૃષ્ણા) કહે છે, તે જ દુઃખનો સમુદય છે. તે તૃષ્ણાનો નિરોધ, ત્યાગ, મુક્તિ, અનાસક્તિ, એને દુઃખનિરોધ કહે છે. (ઉપર બતાવેલ) આર્ય અષ્ટાંગિક માર્ગ એ જ આ દુઃખનિરોધનો માર્ગ છે. જે આર્યશ્રાવક આ જાણે છે, તે કામાનુશયાદિનો નાશ કરીને, વિદ્યા પ્રાપ્ત કરીને સમ્યગ્દૃષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ બોલ્યા, "બીજા કોઈ પર્યાયથી આર્યશ્રાવક સમ્યગ્દૃષ્ટિવાળો થઈ શકે ખરો?"

સારિપુત્ર બોલ્યો, "હા. આર્યશ્રાવક જરામરણ જાણે છે, જરામરણનો સમુદય જાણે છે, જરામરણનો નિરોધ જાણે છે, અને જરામરણના નિરોધનો માર્ગ જાણે છે, તેથી પણ તે સમ્યગ્દષ્ટિવાળો બને છે. જુદાંજુદાં પ્રાણીઓની જુદીજુદી પ્રાણીજાતિમાં જીર્ણાવસ્થા, ખંડતા, કરચલી પડવી, આયુષ્યહાનિ, ઇંદ્રિયોનો પરિપાક, આને જરા કહે છે. તે તે સત્ત્વાવસ્થાથી ચ્યુત થવું, પતન પામવું, તેને મરણ કહે છે. જન્મથી જરામરણનો સમુદય થાય છે, જન્મના નિરોધથી જરામરણનો નિરોધ થાય છે, આર્ય અષ્ટાંગિક માર્ગ એ જરામરણ નિરોધનો માર્ગ છે. જે આર્યશ્રાવક આ જાણીને કામાનુશયાદિનો નાશ કરે છે અને વિદ્યા પ્રાપ્ત કરે છે, તે સમ્યગ્દષ્ટિવાળો બને છે."

ભિક્ષુઓ કહે: "બીજો કોઈ પર્યાય છે ખરો ?"

સારિપુત્ર બોલ્યો, "હા. આર્યશ્રાવક જાતિ (જન્મ) જાણે છે, જાતિનો સમુદય, જાતિનો નિરોધ, અને જાતિ-નિરોધનો માર્ગ જાણે છે, તેથી પણ તે સમ્યગ્દષ્ટિવાળો થાય છે. જુદાજુદા પ્રાણીવર્ગમાં જે જન્મ, કે ઉત્પત્તિ, તેને જ જાતિ કહે છે. ભવના સમુદયથી જાતિનો સમુદય થાય છે. ભવનિરોધથી જાતિનિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ જાતિનિરોધનો માર્ગ છે. આર્યશ્રાવક આ જાણીને કામાનુશયાદિનો ત્યાગ કરે છે, અને વિદ્યા મેળવીને સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ:—"બીજો કોઈ પર્યાય છે ખરો ?"

સારિપુત્રઃ—"હા. આર્યશ્રાવક ભવ, ભવનો સમુદય, ભવનો નિરોધ અને ભવનિરોધનો માર્ગ જાણે છે, તેથી

પણ તે સમ્યગ્દષ્ટિવાળો થાય છે. કામભવ, રૂપભવ અને અરૂપભવ એ ત્રણ ભવ છે. ઉપાદાનના સમુદયથી ભવનો સમુદય થાય છે. ઉપાદાનના નિરોધથી ભવનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ ભવનિરોધનો માર્ગ છે. આર્યશ્રાવક આ જાણીને અને કામાનુશયાદિનો ત્યાગ કરીને, ાવદ્યાપ્રાપ્તિ કરી સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓઃ—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા. આર્યશ્રાવક ઉપાદાન, ઉપાદાનનો સમુદય, ઉપાદાનનો નિરોધ અને ઉપાદાનનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. ઉપાદાન ચાર છેઃ કામવાસનાનું ઉપાદાન, દષ્ટિનું ઉપાદાન, શીલવ્રતોનું ઉપાદાન અને આત્મવાદનું ઉપાદાન. તૃષ્ણાના સમુદયથી ઉપાદાનનો સમુદય થાય છે. તૃષ્ણાના નિરોધથી ઉપાદાનનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ ઉપાદાનનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ :—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા. આર્યશ્રાવક તૃષ્ણા, તૃષ્ણાનો સમુદય, તૃષ્ણાનો નિરોધ, અને તૃષ્ણાનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. તૃષ્ણા છ છેઃ રૂપતૃષ્ણા, શબ્દતૃષ્ણા, ગંધતૃષ્ણા, રસતૃષ્ણા, સ્પર્શતૃષ્ણા, અને ધમ્મ(વિચાર) તૃષ્ણા. વેદનાના સમુદયથી તૃષ્ણાનો સમુદય થાય છે. વેદનાના નિરોધથી તૃષ્ણાનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ તૃષ્ણાનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓઃ— "બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા. આર્યશ્રાવક વેદના, વેદનાનો સમુદય, વેદનાનો નિરોધ અને વેદનાનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. વેદના છ છેઃ ચક્ષુઃસ્પર્શથી ઉત્પન્ન થયેલી વેદના, કર્ણસ્પર્શથી ઉત્પન્ન થયેલી વેદના, ઘ્રાણસ્પર્શથી ઉત્પન્ન થએલી વેદના, જિહ્વાસ્પર્શથી ઉત્પન્ન થયેલી વેદના, કાયસ્પર્શથી ઉત્પન્ન થયેલી વેદના, અને મનઃસ્પર્શથી ઉત્પન્ન થયેલી વેદના. સ્પર્શના સમુદયથી વેદનાનો સમુદય થાય છે. સ્પર્શના નિરોધથી વેદનાનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ વેદનાનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે.

ભિક્ષુઓઃ—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા આર્યશ્રાવક સ્પર્શ, સ્પર્શનો સમુદય, સ્પર્શનો નિરોધ અને સ્પર્શનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. સ્પર્શ છ છેઃ ચક્ષુઃસ્પર્શ, કર્ણસ્પર્શ, ઘ્રાણસ્પર્શ, જિહ્વાસ્પર્શ, કાયસ્પર્શ, અને મનઃસ્પર્શ. ષડાયતન સમુદયથી સ્પર્શનો સમુદય થાય છે. ષડાયતનનિરોધથી સ્પર્શનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ સ્પર્શનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓઃ—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા. આર્યશ્રાવક ષડાયતન, ષડાયતનનો સમુદય, ષડાયતનનો નિરોધ, અને ષડાયતનનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિ થાય છે. આયતનો છ છેઃ ચક્ષુ આયતન, શ્રોત્ર આયતન, ઘ્રાણ આયતન, જિહ્વા

આયતન, કામ આયતન, અને મન આયતન. નામરૂપના સમુદયથી ષડાયતનનો સમુદય થાય છે. નામરૂપના નિરોધથી ષડાયનનનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ ષડાયતનનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓઃ— "બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ— "હા. આર્યશ્રાવક નામરૂપ, નામરૂપનો સમુદય, નામરૂપનો નિરોધ અને નામરૂપનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. વેદના, સંજ્ઞા, ચેતના, સ્પર્શ અને મનસિકારને નામ કહે છે. ચાર મહાભૂત અને તેમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થોને રૂપ કહે છે. વિજ્ઞાનના સમુદયથી નામરૂપનો સમુદય થાય છે. વિજ્ઞાનના નિરોધથી નામરૂપનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ નામરૂપનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દાષ્ટવાળો થાય છે."

ભિક્ષુઓઃ— "બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ— "હા. આર્યશ્રાવક વિજ્ઞાન, વિજ્ઞાનનો સમુદય, વિજ્ઞાનનો નિરોધ, અને વિજ્ઞાનનિરોધનો માર્ગ જાણવાથી પણ સમ્યગ્દષ્ટિવાળો થાય છે. વિજ્ઞાન છ છેઃ ચક્ષુર્વિજ્ઞાન, શ્રોત્રવિજ્ઞાન, ઘ્રાણવિજ્ઞાન, જિહ્વાવિજ્ઞાન, કાયવિજ્ઞાન અને મનોવિજ્ઞાન. સંસ્કારના સમુદયથી વિજ્ઞાનનો સમુદય થાય છે. સંસ્કારના નિરોધથી વિજ્ઞાનનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ વિજ્ઞાનનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ :—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્રઃ—"હા. સંસ્કાર, સંસ્કારનો સમુદય, સંસ્કારનો નિરોધ, અને સંસ્કારનિરોધનો માર્ગ જાણવાથી પણ આર્યશ્રાવક સમ્યગ્દષ્ટિવાળો થાય છે. સંસ્કારો ત્રણ છેઃ કાયસંસ્કાર, વાચાસંસ્કાર અને ચિત્તસંસ્કાર. અવિદ્યાના સમુદયથી સંસ્કારનો સમુદય થાય છે. અવિદ્યાના નિરોધથી સંસ્કારોનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ સંસ્કારનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓ :—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્ર :—"હા. અવિદ્યા, અવિદ્યાનો સમુદય, અવિદ્યાનો નિરોધ અને અવિદ્યાનિરોધનો માર્ગ જાણવાથી પણ આર્યશ્રાવક સમ્યગ્દષ્ટિવાળો થાય છે. દુઃખસંબંધે અજ્ઞાન, દુઃખસમુદય સંબંધે અજ્ઞાન, દુઃખનિરોધ સંબંધે અજ્ઞાન, અને દુઃખનિરોધના માર્ગ સંબંધેના અજ્ઞાનને અવિદ્યા કહે છે. આસવોના સમુદયથી અવિદ્યાનો સમુદય થાય છે. આસવોના નિરોધથી અવિદ્યાનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ અવિદ્યાનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

ભિક્ષુઓઃ—"બીજો કોઈ પર્યાય છે ખરો?"

સારિપુત્ર :—"હા. આસવ, આસવોનો સમુદય, આસવોનો નિરોધ અને આસવનિરોધનો માર્ગ જાણવાથી પણ આર્યશ્રાવક સમ્યગ્દષ્ટિવાળો થાય છે. આસવો ત્રણ છેઃ કામાસવ, ભવાસવ અને અવિદ્યાસવ. અવિદ્યાના સમુદયથી આસવોનો સમુદય થાય છે. અવિદ્યાના નિરોધથી આસવોનો નિરોધ થાય છે. આર્ય અષ્ટાંગિક માર્ગ જ આસવનિરોધનો માર્ગ છે. આ જાણીને . . . સમ્યગ્દષ્ટિવાળો થાય છે."

આ પ્રમાણે સારિપુત્ર બોલ્યો. તે ભિક્ષુઓએ તેના ભાષણનું મુદિત મનથી અભિનંદન કર્યું.

સમ્માદિટ્ઠિસુત્ત સમાપ્ત

## ટીકા

પ્રથમદર્શને જોનારને અહીં બતાવવામાં આવેલ **કુશલ કર્મ** અને તેનાં મૂળો એ નિષેધાત્મક લાગે, પણ તે તેવા નથી. પ્રાણઘાતમાંથી નિવૃત્ત થવાનો અર્થ ફક્ત પ્રાણીને ન મારવું એવો નથી, પરંતુ પ્રાણી તરફ દયાભરી વર્તણૂક રાખવી એવો પણ થાય છે. એવો જ અર્થ બીજાં કર્મોનો પણ જાણવો. **અલોભનો** એટલે લોભનો અભાવ એટલો જ અર્થ નથી. જેમ અબ્રાહ્મણ એટલે બ્રાહ્મણનો અભાવ એટલો જ અર્થ નહિ, પરંતુ બ્રાહ્મણ નહિ પણ બ્રાહ્મણ જેવો, એવો અર્થ થાય છે; તે રીતે અહીં અલોભ એટલે લોભથી વિરુધ મનોવૃત્તિ—પરોપકારબુદ્ધિ—ને અલોભ કહે છે. **અદ્વેષ** એટલે દ્વેષથી વિરુદ્ધની મનોવૃત્તિ, જેને મૈત્રી કહે છે. **અમોહ** એટલે મોહથી વિરુદ્ધની મનોવૃત્તિ, જેને જ્ઞાન અથવા પ્રજ્ઞા કહે છે.

ભૂતમાત્રની સ્થિતિને ફક્ત **જડ આહાર** જ કારણીભૂત નથી. પરંતુ **સ્પર્શ**, **ચેતના** અને **વિજ્ઞાન** આ ત્રણ આહાર પણ એટલા જ કારણીભૂત છે, એવું બૌદ્ધગ્રંથોમાં વારવાર કહેવામાં આવેલું છે. જન્મમરણથી માંડીને આસવો સુધી એક કાર્યકારણપરંપરા ચાલુ છે એ તો વાચકોના ખ્યાલમાં સહેજે આવે એવું છે. ફક્ત આસવોને લીધે અવિદ્યાનો સમુદય થાય છે અને ફરી અવિદ્યાને લીધે આસવોનો સમુદય થાય છે, એ કથન જરા વિચિત્ર લાગે છે. આનો અર્થ તો એટલો જ હોય એમ **અવિદ્યા** અને **આસવ** એ પરસ્પરાવલંબી છે. જેમ દરિદ્રતા અને પાપ, અથવા રોગ અને અશક્તિ પરસ્પરાવલંબી છે તેમ જ આ પણ સમજવું.

મનુષ્યલોક, નિરયાદિ દુર્ગતિ અને ઇંદ્રાદિ દેવલોકની ઉત્પત્તિ માટે જે મહેનત કરવામાં આવે છે તેને **કામભવ** કહે છે. બ્રહ્મલોકની ઉત્પત્તિ માટે કરવામાં આવતી મહેનતને **રૂપભવ** કહે છે. અને આકાશાનન્ત્યાયતન વગેરે અરૂપલોકની ઉત્પત્તિ માટે કરવામાં આવતી મહેનતને **અરૂપભવ** કહે છે.

**ઉપાદાન** એટલે અત્યંત આસક્તિ. મોજમજાના પદાર્થો ઉપરની અત્યાસક્તિને **કામોપાદાન** કહે છે. કોઈ એક પંથ ઉપરની અત્યાસક્તિને **દષ્ટિનું ઉપાદાન** કહે છે. અહીં શીલ એટલે ગાયની જેમ, કૂતરાની જેમ અથવા તો અન્ય જનાવરોની જેમ વર્તવું તે. વ્રત એટલે ચાંદ્રાયણાદિ વ્રત. આવી વસ્તુઓ ઉપરની અત્યાસક્તિને **શીલવ્રતોનું ઉપાદાન** કહે છે. આત્મવાદ એટલે આત્મા અવિનાશી છે એમ પ્રતિપાદન કરનારું તત્ત્વજ્ઞાન. તેના પ્રત્યેની અત્યાસક્તિને **આત્મવાદનું ઉપાદાન** કહે છે.

અહીં ચક્ષુ, શ્રોત્ર વગેરેના સ્પર્શથી ઉત્પન્ન થતી છ વેદનાઓ બતાવવામાં આવી છે. પણ બીજી જગ્યાઓએ સુખકારક, દુઃખકારક અને ઉપેક્ષાવેદના એવા વેદનાના ત્રણ જ પ્રકાર બતાવવામાં આવે છે.

સમ્માદિટ્ઠિસુત્તની ટીકા સમાપ્ત

## ૧૦

# સતિપટ્ઠાનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન કુરુદેશમાં આવેલા કમ્માસધમ્મ નામના ગામમાં રહેતા હતા. ત્યાં તેઓ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, "પ્રાણીની વિશુદ્ધિનો, શોક અને રુદનનો અતિક્રમ કરવાનો, દુઃખ અને દૌર્મનસ્યનો અસ્ત કરવાનો, ન્યાય જાણવાનો અને નિર્વાણનો સાક્ષાત્કાર કરવાનો, ચાર સ્મૃતિઓના ઉપસ્થાન, એ એક જ માર્ગ છે. કોઈ ભિક્ષુ પોતાના દેહનું નિરીક્ષણ કરે છે, વેદનાઓનું નિરીક્ષણ કરે છે, ચિત્તનું નિરીક્ષણ કરે છે, અને મનોવૃત્તિઓનું નિરીક્ષણ કરે છે. અભિધ્યા અને દૌર્મનસ્યનો નાશ કરીને ઉત્સાહપૂર્વક અને જાગૃત મનથી આ ચારે વસ્તુઓનું નિરીક્ષણ કરવું, એને ચાર સ્મૃત્યુપસ્થાનો કહે છે.

"કોઈ ભિક્ષુ અરણ્યમાં ઝાડની નીચે અથવા એકાન્ત સ્થળે પદ્માસન વાળીને, અને શરીરને ટટાર રાખીને, અને સ્મૃતિ કાયમ સાબૂત રાખીને બેસે છે. તે સ્મૃતિપૂર્વક શ્વાસ લે છે અને સ્મૃતિપૂર્વક શ્વાસ મૂકે છે; દીર્ઘ શ્વાસ

લેતી વખતે દીર્ઘ શ્વાસ લઉં છું એમ જાણે છે અને દીર્ઘ શ્વાસ મૂકતી વખતે દીર્ઘ શ્વાસ મૂકું છું એમ જાણે છે; હ્રસ્વ શ્વાસ લેતી વખતે હ્રસ્વ શ્વાસ લઉં છું એમ જાણે છે અને હ્રસ્વ શ્વાસ મૂકતી વખતે હ્રસ્વ શ્વાસ મૂકું છું એમ જાણે છે; આખા દેહ સંબંધે જાગૃત રહીને આશ્વાસપ્રશ્વાસ કરવાનો પ્રયત્ન કરે છે; કાયસંસ્કાર (દેહના વિકાર) શાંત કરીને આશ્વાસ-પ્રશ્વાસ કરવાનો પ્રયત્ન કરે છે. જેમ કોઈ પેંડું ખેંચનાર અથવા તેનો શિષ્ય, દીર્ઘ ખેંચતી વખતે દીર્ઘ ખેંચું છું, અને હ્રસ્વ ખેંચતી વખતે હ્રસ્વ ખેંચું છું એમ જાણે છે; તેમ આ ભિક્ષુ દીર્ઘાદિ આશ્વાસપ્રશ્વાસ જાણે છે. આ પ્રમાણે અંદરથી અને બહારથી તે દેહનું નિરીક્ષણ કરે છે. દેહનો સમુદય થાય છે કે વ્યય થાય છે, અથવા તો સમુદય અને વ્યય થાય છે, એ જાણે છે. કેવળ જ્ઞાનપ્રાપ્તિ માટે, કેવળ સ્મૃતિલાભ માટે પોતાનો દેહ સાબૂત છે એમ તે જાણે છે. અને જગતમાં કોઈ પણ પદાર્થ ઉપર આસક્તિ ન રાખતાં તે અનાસક્ત થાય છે. આ રીતે તે દેહનું નિરીક્ષણ કરે છે.

"વળી તે જતી વખતે જાઉં છું, ઊભો હોય ત્યારે ઊભો છું, બેઠો હોય ત્યારે બેઠો છું, સૂતેલો હોય ત્યારે સૂતો છું એમ જાણે છે. જે જે અવસ્થામાં તેનો દેહ હોય છે તે તે અવસ્થાનું તે નિરીક્ષણ કરે છે. આ રીતે પણ તે દેહનું નિરીક્ષણ કરે છે.

"વળી તે જવા આવવામાં, આમતેમ જોવામાં, બેસવા-ઊઠવામાં, પાત્ર અને ચીવર ધારણ કરવામાં, જમવામાં, પીવામાં, ખાવામાં, સૂવામાં સાવધાનતાથી વર્તે છે; શૌચ માટે

અથવા લઘુશંકા કરવા બેઠો હોય ત્યારે સાવધાનતાથી વર્તે છે; ચાલવામા, ઊભા રહેવામાં, બેસવામાં, સૂવામાં, જાગૃતિમાં બોલવામાં, મૂંગા રહેવામાં સાવધાનતાથી વર્તે છે. આ રીતે પણ તે દેહનું નિરીક્ષણ કરે છે.

"વળી તે પગની પાનીથી માથાના વાળ સુધી ચામડીથી ઢંકાયેલા આ દેહનું નિરીક્ષણ કરે છે. તે એવી રીતે (વિચારે છે કે), આ દેહમાં વાળ, લોમ, નખ, દાંત, ત્વચા, માંસ, સ્નાયુ, હાડકાં, મજ્જા, વૃક (વક્ક), હૃદય, યકૃત, ક્લોમ, પ્લીહા, ફેફસાં, આતરડાં, આંતરડાંની દોરી, હોજરીમાંના પદાર્થો, વિષ્ટા, પિત્ત, શ્લેષ્મ, પસ, લોહી, સ્વેદ, મેદ, અશ્રુ, વસા, થૂંક, શેડા, રસી અને મૂત્ર આટલા પદાર્થો છે. અનેક જાતનાં અનાજથી ભરેલી બન્ને બાજુએથી બાંધેલી ગાંસડી છોડીને કોઈ દેખતો માણસ તે ગાંસડીમાંથી અનાજ જુદાં પાડી શકે છેઃ આ ડાંગર છે, આ મગ છે, આ અડદ છે, આ તલ છે, અને આ ચોખા છે, એમ તે જાણે છે. તે રીતે આ ભિક્ષુ કેશાદિ પદાર્થ (પ્રજ્ઞાચક્ષુથી) જુદાજુદા જુએ છે. આ રીતે પણ તે દેહનું નિરીક્ષણ કરે છે.

"વળી આ દેહમાં પૃથ્વી, આપ, તેજ અને વાયુ એ ચાર તત્ત્વો છે એમ તે જાણે છે. જેમ કોઈ કસાઈ કે તેનો ચેલો ગાયને મારીને તેના શરીરના (અસ્થિચર્માદિ) ભાગો જુદાજુદા કરીને ચૌટામાં બેસે છે, તેમ આ ભિક્ષુ પોતાના દેહમાનાં ચાર તત્ત્વો જુદાંજુદાં જુએ છે. આ રીતે પણ તે દેહનું નિરીક્ષણ કરે છે.

"વળી તે સ્મશાનમાં નાખેલું, બેત્રણ દિવસનું, સૂજી ગયેલું, ભૂરું થયેલું, પસથી ભરેલું પ્રેત જુએ છે, અને

તેની પોતાના દેહની સાથે તુલના કરે છે: આ મારો દેહ પણ આ અવસ્થા પામશે, આ અવસ્થામાંથી તેની મુક્તિ નથી, એમ તે જાણે છે. વળી તે સ્મશાનમાં નાખેલું, અને કાગડા વગેરે પક્ષીઓએ અથવા તો શિયાળ વગેરે શ્વાપદોએ ખાધેલું હાડપિંજર જુએ છે, ને પોતાના દેહની સાથે તેની તુલના કરે છે: આ મારો દેહ આ અવસ્થા પામશે, અને આ અવસ્થામાથી તેની મુક્તિ નથી, એમ તે જાણે છે. વળી તે માંસ અને લોહીથી ભરેલું હાડકાંનું માળખું જુએ છે, અથવા તો માંસ અને લોહી સિવાયનું હાડકાંનું માળખું જુએ છે; અથવા જ્યાંત્યાં આડાઅવળા પડેલાં હાડકાં જુએ છે, ધોળા સફેદ હાડકાં જુએ છે, અથવા ચૂર્ણવિચૂર્ણ થયેલાં હાડકા જુએ છે, અને પોતાના દેહની સાથે તેની તુલના કરે છે: આ મારો દેહ આ અવસ્થા પામશે, આ સ્થિતિમાંથી તે મુક્ત નથી, એમ તે જાણે છે. આ રીતે પણ તે દેહનું નિરીક્ષણ કરે છે.

"હે ભિક્ષુઓ, કોઈ ભિક્ષુ સુખકારક વેદના અનુભવતો હોય તો સુખકારક વેદના અનુભવું છું એમ જાણે છે; દુઃખકારક વેદના અનુભવતો હોય તો દુઃખકારક વેદના અનુભવું છું એમ જાણે છે; સુખદુઃખવિરહિત વેદના અનુભવતો હોય તો સુખદુઃખવિરહિત વેદના અનુભવું છું એમ જાણે છે. લોભયુક્ત સુખકારક વેદના અનુભવતો હોય તો લોભયુક્ત સુખકારક વેદના અનુભવું છું એમ જાણે છે; નિર્લોભ સુખકારક વેદના અનુભવતો હોય તો નિર્લોભ સુખકારક વેદના અનુભવું છું એમ જાણે છે; સલોભ દુઃખકારક વેદના અનુભવતો હોય તો સલોભ

દુખકારક વેદના અનુભવુ છુ એમ તે જાણે છે; નિર્ગોભ દુખકારક વેદના અનુભવતો હોય તો નિર્ગોભ દુ:ખકારક વેદના અનુભવુ છુ એમ જાણે છે, સયોભ સુખદુખ-વિરહિત વેદના . . નિર્લોભ સુખદુખવિરહિત વેદના અનુભવતો હોય તો નિર્લોભ સુખદુખવિરહિત વેદના અનુભવું છુ એમ જાણે છે આ રીતે અદરથી અને બહારથી તે વેદનાનુ નિરીક્ષણ કરે છ વેદના ઉત્પન્ન થાય છે અને લય પામે છે એ તે જાણે છે. તે જાણતો હોય છે કે કેવળ જ્ઞાનલાભ માટે, સ્મૃતિલાભ માટે વેદનાઓ હોય છે તે ઇહલોકના પદાર્થો ઉપર આસક્ત ન થતા અનાસક્ત થાય છે આ રીતે તે વેદનાઓનુ નિરીક્ષણ કરે છે

"તે પોતાનુ ચિત્ત સકામ હોય તો સકામ છે એમ જાણે છે, નિષ્કામ હોય તો નિ:કામ છે એમ જાણે છે, સદ્વેષ હોય તો સદ્વેષ છે, વીતદ્વેષ હોય , સમોહ હોય . . , વીતમોહ હોય , સક્ષિપ્ત હોય . ., વિક્ષિપ્ત હોય . . , મહદ્ગત હોય . . , મહદ્-ગત ન હોય . . , સહોત્તર હોય , અનુત્તર હોય . . , સમાધાન પામેલુ હોય . . , સમાધાન પામેલુ ન હોય , વિમુક્ત હોય , વિમુક્ત ન હોય તો વિમુક્ત નથી એમ જાણે છે આ રીતે તે અદરથી અને બહારથી ચિત્તનુ નિરીક્ષણ કરે છે, ચિત્તનો ઉદય અને વ્યય જુએ છે તેને ખબર હોય છે કે ચિત્ત કેવળ જ્ઞાનલાભ માટે અને સ્મૃતિલાભ માટે છે તે ઇહલોકના પદાર્થો ઉપર આસક્તિ છોડીને અનાસક્ત બને છે

"હે ભિક્ષુઓ, કોઈ ભિક્ષુ મનોવૃત્તિઓનુ નિરીક્ષણ કરે છે કામચ્છદ, વ્યાપાદ (ક્રોધ), આળસ, ભ્રાતવૃત્તિ, અને કુશકા, એ પાચ ચિત્તના આવરણોનુ તે નિરીક્ષણ કરે છે આ આવરણો પોતાના અતકરણમા છે કે નથી, તેમની ઉત્પત્તિ કેમ થાય છે, ને તેમનો નાશ કયા ઉપાયથી કરી શકાય છે એ તે જાણે છે આ રીતે તે મનોવૃત્તિઓનુ નિરીક્ષણ કરે છે

' વળી તે પાચ વાસનામય સ્કધોનુ નિરીક્ષણ કરે છે રૂપ, વેદના સજ્ઞા, સસ્કાર અને વિજ્ઞાન, આ પાચે સ્કધો કેવા છે, તેમનો ઉદય કેમ થાય છે અને તેમનો અસ્ત કેમ થાય છે, એ તે જાણે છે આ રીતે તે મનોવૃત્તિઓનુ નિરીક્ષણ કરે છે

' વળી તે આધ્યાત્મિક અને બાહ્ય આયતનોનુ નિરીક્ષણ કર છે તે ચક્ષુ રૂપ અને તે બન્નેના સયોગથી ઉત્પન્ન થનારુ સયોજન (બધન) જાણે છે તે સયોજનની ઉત્પત્તિ કેમ થાય છ અને વિનાશ કેમ થાર છે એ પણ તે જાણે છે શ્રોત્ર, શબ્દ અને એમના સયોગથી થનારુ સયોજન . ઘ્રાણ ગધ અને તેમના સયોગથી ઉત્પન્ન થનારુ સયોજન જિહ્વા રસ કાય સ્પર્શ મન અને મનોવૃત્તિ અને તેમના સયોગથી ઉત્પન્ન થનારુ સયોજન જાણે છે તે સયાજનની ઉત્પત્તિ કેમ થાય છે અને ઉત્પન્ન થયેલ સયોજનનો વિનાશ કેમ થાય છે એ તે જાણે છ આ રીતે તે મનોવૃત્તિઓનુ નિરીક્ષણ કરે છે

' વળી તે, સ્મૃતિ, ધર્મપ્રવિચય વીર્ય, પ્રીતિ, પ્રસ્રબ્ધિ ( શાતિ ), સમાધિ અને ઉપેક્ષા એ સાતે સબોધ્યગો પોતાના અતઃકરણમા છે કે નથી, ન હોય તો તેમની ઉત્પત્તિ

કેમ થાય, અને ઉત્પન્ન થયા પછી ભાવનાથી તેની પૂર્ણતા કઈ રીતે કરી શકાય, એ તે જાણે છે. આ રીતે તે મનોવૃત્તિઓનું નિરીક્ષણ કરે છે.

"વળી, તે દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને દુઃખનિરોધગામિનીપ્રતિપદા (માર્ગ), એ ચારે આર્યસત્યો યથાર્થતયા જાણે છે. આ રીતે તે મનોવૃત્તિઓનું નિરીક્ષણ કરે છે.

"જે કોઈ આ ચાર સ્મૃત્યુપસ્થાનોની ભાવના સાત વરસ કરશે તેને અર્હત્ત્વ અથવા અનાગામિત્વ પ્રાપ્ત થશે. હે ભિક્ષુઓ, સાત વરસ જવા દો, જે કોઈ છ વરસ . . . પાંચ વરસ . . . ચાર વરસ . . . ત્રણ વરસ . . . બે વરસ . . . એક વરસ . . . સાત માસ . . . છ માસ . . . પાંચ માસ . . . ચાર માસ . . . ત્રણ માસ . . . બે માસ . . . એક માસ . . . પંદર દિવસ . . . સાત દિવસ . . . આ સ્મૃત્યુપસ્થાનોની ભાવના કરશે તે અર્હત્ત્વ અનાગામિત્વ પ્રાપ્ત કરશે.

"હે ભિક્ષુઓ, પ્રાણીઓની વિશુદ્ધિ માટે શોક અને રુદન ઉપર જય મેળવવા માટે, દુઃખ અને દૌર્મનસ્યનો અસ્ત કરવા માટે, ન્યાય જાણવા માટે અને નિર્વાણનો સાક્ષાત્કાર કરવા માટે ચાર સ્મૃત્યુપસ્થાનો એ જ એક માર્ગ છે એમ મેં જે કહ્યું તે આને જ ઉદ્દેશીને કહેલું છે."

આ રીતે ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

સતિપટ્ઠાનસુત્ત સમાપ્ત

**વર્ગ પહેલો સમાપ્ત**

## ટીકા

આ સૂત્ર દક્ષિણ તરફના બૌદ્ધ લોકોમાં ખૂબ જ પ્રસિદ્ધ છે. આવી જ જાતનું બીજું સૂત્ર દીઘનિકાયમાં છે. તેને મહાસતિપટ્ઠાન એવું નામ છે. કેટલાક કાળ પહેલાં ભાવિક ગૃહસ્થો તેની નકલો કરાવીને ભિક્ષુઓને તે નકલોનું દાન કરતા, અને એમ કરવાથી મહાપુણ્ય થાય છે એવી સમજણ હતી. હાલમાં સિંહલદ્વીપમાં આ સૂત્ર મોટા અક્ષરોએ છાપેલું છે, અને ગૃહસ્થો તેની છાપેલી પ્રતો ભિક્ષુઓને દાનમાં આપે છે. આ ઉપરથી આ સૂત્રની મહત્તા વાચકોના ખ્યાલમાં આવશે. ઉત્તર તરફના મહાયાન પંથમાં પણ સ્મૃતિની યોગ્યતા ઘણી મોટી માનવામાં આવે છે. શાંતિદેવાચાર્ય પોતાના બોધિચર્યાવતાર નામના ગ્રંથમાં કહે છે:

बद्धश्चेच्चित्तमातंगः स्मृतिरज्ज्वा समंततः ।
भयमस्तंगतं सर्वं कृत्स्नं कल्याणमागतं ॥

અર્થ: ચિત્તરૂપી મત્ત હાથીને સ્મૃતિરૂપી રજ્જુથી જો બાંધવામાં આવે તો, બધી બીક અસ્ત પામે છે, અને બધું કલ્યાણ પ્રાપ્ત થાય છે.

કાયાનું અવલોકન પ્રથમ કહેવામાં આવ્યું છે. તેનું કારણ એટલું જ છે કે કાયા સ્થૂળ હોવાને લીધે તેનું નિરીક્ષણ કરવું સહેલું થઈ પડે છે. વેદના, ચિત્ત, અને મનોવૃત્તિ એ ત્રણે ઉત્તરોત્તર સૂક્ષ્મ હોવાને લીધે તેમનો યથાક્રમ નિર્દેશ કરવામાં આવ્યો છે.

સતિપટ્ઠાનસુત્તની ટીકા સમાપ્ત

છે કે નહિ? જો પ્રાપ્તવ્ય એક જ છે તો તે સલોભ, સદ્વેષ, સમોહ એવા મનુષ્યને પ્રાપ્ત થશે કે નિર્લોભ, નિર્દ્વેષ, નિર્મોહ મનુષ્યને પ્રાપ્ત થશે? જો તે પરિવ્રાજકોને સીધો જવાબ આપવો હશે તો તેઓ કહેશે કે, જે પ્રાપ્તવ્ય છે તે નિર્લોભ, નિર્દ્વેષ, નિર્મોહ મનુષ્યને જ પ્રાપ્ત થાય છે. તેને તમે વળી આગળ પ્રશ્ન પૂછજો—તે પ્રાપ્તવ્ય તૃષ્ણાયુક્તને પ્રાપ્ત થાય છે કે તૃષ્ણારહિતને પ્રાપ્ત થાય છે; ઉપાદાનયુક્તને પ્રાપ્ત થાય છે કે ઉપાદાનરહિતને, વિદ્વાનને પ્રાપ્ત થાય છે કે અવિદ્વાનને, આસક્તને પ્રાપ્ત થાય છે કે અનાસક્તને, વિરુદ્ધને પ્રાપ્ત થાય છે કે અવિરુદ્ધને પ્રાપ્ત થાય છે? સીધું બોલનારા હશે તો કહેશે કેઃ તૃષ્ણારહિતને, ઉપાદાન-રહિતને, વિદ્વાનને, અનાસક્તને, અને અવિરુદ્ધને જ તે પ્રાપ્તવ્ય પ્રાપ્ત થાય છે. પછી પૂછજો—તે પ્રપંચ*પ્રિયને પ્રાપ્ત થાય છે કે નિષ્પ્રપંચને પ્રાપ્ત થાય છે? તેઓ કહેશેઃ નિષ્પ્રપંચને જ તે પ્રાપ્ત થાય છે.

"હે ભિક્ષુઓ ભવદૃષ્ટિ અને વિભવદૃષ્ટિ એવી આ બે દૃષ્ટિઓ છે. ભવદૃષ્ટિ ઉપર શ્રદ્ધા રાખવાવાળા શ્રમણ કે બ્રાહ્મણ વિભવદૃષ્ટિનો વિરોધ કરે છે, અને જે વિભવદૃષ્ટિને જ ચુસ્તપણે વળગી રહેનારા છે તેઓ ભવદૃષ્ટિનો વિરોધ કરે છે. જે શ્રમણ કે બ્રાહ્મણ આ બન્ને દૃષ્ટિઓનો સમુદય, અસ્તંગમ, આસ્વાદ, આદીનવ (હાનિ), અને નિસ્સરણ (મુક્તિ) યથાર્થ રીતે જાણતા નથી, તે સલોભ, સદ્વેષ, સમોહ, તૃષ્ણાયુકત, ઉપાદાનયુક્ત, અવિદ્વાન, આસક્ત, વિરુદ્ધ અને

* પ્રપંચ=વિસ્તાર, દ્વન્દ્વની મોહ, અથવા નિર્વાણ આડે આવનાર અંતરાય.

## વર્ગ બીજો

### ૧૧

### ચૂળસીહનાદસુત્ત

એવું મેં સાભળ્યું છે. એકવાર શ્રાવસ્તી પાસેના જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં ભગવાન રહેતા હતા. ત્યારે તેઓ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, આ જ પંથમાં પહેલો, બીજો, ત્રીજો, અને ચોથો શ્રમણ છે, બીજા પંથો શૂન્ય છે એવી સિંહ-ગર્જના કરો. પણ જો બીજા પરિવ્રાજકો તમને પૂછે કે આમ કેમ? તો તમે તેને કહેજો—હે બંધુઓ, તે ભગવાને જે ચાર વસ્તુઓ કહી તે અમારામાં છે, એટલે અમે આમ કહીએ છીએ. ગુરુ ઉપર ભક્તિ, ધર્મ ઉપર ભક્તિ, શીલોનું સમ્યક્ પરિપાલન અને ગૃહસ્થ અને ભિક્ષુ એ સહધાર્મિકો તરફનો પ્રેમ, આ એ ચાર વસ્તુઓ છે. તમને બીજા પરિવ્રાજકો કહે કે, આ વસ્તુઓ જેમ તમારામાં છે તેમ અમારામાં પણ છે; પછી તમારામાં અને અમારામાં ફરક શું છે? તો તમે તેમને એમ પૂછજો કે—એક જ પ્રાપ્તવ્ય

પ્રપંચપ્રિય છે, અને તે જાતિ (જન્મ), જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસથી મુક્ત થતા નથી, પરંતુ જે શ્રમણબ્રાહ્મણ આ બન્ને દૃષ્ટિઓનો સમુદય, અસ્તંગમ, આસ્વાદ, આદીનવ, અને નિસ્સરણ બરાબર રીતે જાણે છે, તે નિર્લોભ, નિર્દ્વેષ, નિર્મોહ, તૃષ્ણારહિત, ઉપાદાનરહિત, વિદ્વાન, અનાસક્ત, અવિરુદ્ધ અને નિષ્પ્રપંચ થાય છે; તે જાતિજરામરણાદિથી મુક્ત થાય છે, એમ હું કહું છું

"ઉપાદાનો ચાર છેઃ કામઉપાદાન, દૃષ્ટિઉપાદાન, શીલવ્રતઉપાદાન અને આત્મવાદઉપાદાન. કેટલાક શ્રમણ બ્રાહ્મણો બધાં ઉપાદાનોનો નાશ કરવો એવો ઉપદેશ કરવાને બદલે કેવળ કામઉપાદાનનો જ નાશ કરવો એમ કહે છે. કારણ કે તેઓ બાકીનાં ત્રણ ઉપાદાનોથી અજ્ઞાત હોય છે. બીજા કેટલાક, પહેલા બે ઉપાદાનોના નાશથી બધા ઉપાદાનો નાશ પામે છે એમ ઉપદેશે છે. કારણ કે તેઓ બાકીના બે ઉપાદાનો જાણતા હોતા નથી. બીજા કેટલાક પહેલા ત્રણ ઉપાદાનોનો નાશ થવાથી બધા ઉપાદાનો નાશ પામે છે એમ કહે છે. કારણ કે તેઓ છેલ્લું ઉપાદાન જાણતા હોતા નથી. આવી જાતના ધર્મપંથમાના લોકોની પોતાના ગુરુ તરફની ભક્તિને સારી ભક્તિ કહી શકાય નહિ; તેમની ધર્મ ઉપરની ભક્તિને યોગ્ય ગણી શકાય નહિ; શીલનું પરિપાલન યોગ્ય ગણી શકાય નહિ; સહધાર્મિકો તરફના પ્રેમને બરાબર ગણી શકાય નહિ. જે ધર્મનો ઉપદેશ વ્યવસ્થિત રીતે કરવામા નથી આવતો, જે ધર્મ શાંતિના કારણરૂપ નથી થતો, જે ધર્મનો ઉપદેશ સમ્યક્‌સંબુદ્ધે કરેલો નથી, તે ધર્મમાં આ અવસ્થા થાય છે.

"પરંતુ તથાગત અર્હન્ત સમ્યક્સંબુદ્ધ આ ચારે ઉપાદાનોનો નાશ કરવાનો ઉપદેશ આપે છે. અને આ પંથમાના લોકોની ગુરુભક્તિ સારી છે; ધર્મ તરફની ભક્તિ યોગ્ય છે; શીલનું પરિપાલન બરાબર છે; અને સહધાર્મિકો ઉપરનો પ્રેમ બરાબર છે, એમ જણાય છે. જે ધર્મનો ઉપદેશ ઉત્તમ રીતે કરવામા આવ્યો છે, જે ધર્મ ઉપશમના કારણરૂપ બને છે, જે સમ્યક્સંબુદ્ધે જાણેલો છે, તે ધર્મમાં આમ બને છે.

"હે ભિક્ષુઓ, તૃષ્ણામાથી આ ચાર ઉપાદાનો ઉત્પન્ન થાય છે. વેદનામાથી તૃષ્ણા, સ્પર્શમાથી વેદના, ષડાયતનમાંથી સ્પર્શ, નામરૂપમાથી ષડાયતન, વિજ્ઞાનમાથી નામરૂપ, સંસ્કારમાથી વિજ્ઞાન અને અવિદ્યામાંથી સંસ્કાર ઉત્પન્ન થાય છે. પણ જ્યારે કોઈ ભિક્ષુની અવિદ્યા નષ્ટ થાય છે અને તેના અંતઃકરણમા વિદ્યાની ઉત્પત્તિ થાય છે, ત્યારે તે આ ચારે ઉપાદાન ગ્રહણ કરતો નથી, અને તેનાથી ભય પામતો નથી; અને નિર્ભયતાથી તેને આધ્યાત્મિક શાંતિની પ્રાપ્તિ થાય છે. આ સ્થિતિમાં તે જાણે છે કે, જાતિનો ક્ષય થયો છે, બ્રહ્મચર્યવાસ પૂરો થયો છે, કર્તવ્ય સંપૂર્ણ થયું છે, અને ફરીવાર ઇહલોકમા આવવાનું નથી."

આ રીતે ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિવંદન કર્યું.

ચૂળસીહનાદસુત્ત સમાપ્ત

## ટીકા

પહેલો શ્રમણ એટલે સોતાપન્ન, બીજો સકદાગામી, ત્રીજો અનાગામી, અને ચોથો અરહા.

**ભવદૃષ્ટિને** શાશ્વતદૃષ્ટિ કહે છે, અને **વિભવદૃષ્ટિને** ઉચ્છેદદૃષ્ટિ પણ કહે છે. આત્મા મરણોત્તર શાશ્વત જ છે, તેના ઉપર કર્મનું પરિણામ થતું નથી, વગેરે દૃષ્ટિ તે શાશ્વતદૃષ્ટિ. આત્મા નથી જ, અથવા તો મરણ પછી આત્માનો નાશ થવાનો છે, એ ઉચ્છેદદૃષ્ટિ. આ બન્ને અંતિમ છેડાઓ છે. તે અંતિમ છેડાઓ ઉપર ન જતાં ભગવાને મધ્યમ માર્ગ શોધી કાઢ્યો. આત્મા છે એમ પણ નહિ, અને આત્મા નથી એમ પણ નહિ, પરંતુ આત્મા (મન) કર્મ પ્રમાણે બદલાનારો છે. કિંબહુના, તે કર્મમય જ છે. સારાં કર્મો કરવાથી તે સારો થાય છે, અને ખરાબ કર્મો આચરવાથી તે ખરાબ થાય છે. માટે અનાસક્ત થઈને સત્કર્મનું અખંડિત આચરણ કરવું એ જ મનુષ્યનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.

ચૂળસીહનાદસુત્તની ટીકા સમાપ્ત

૧૨

## મહાસીહનાદસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન વૈશાલી નગરની બહાર અવરપુર નામના બાગમાં રહેતા હતા. તે વખતે સુનકખત્ત નામના એક લિચ્છવીએ તાજેતરમાં જ આ ધર્મ છોડ્યો હતો. તે વૈશાલીમાં સભામાં એમ કહેતો કે, શ્રમણ ગોતમ પાસે આર્યોને શોભે એવું લોકોત્તર જ્ઞાન **નથી.** તે કેવળ તર્ક અને મીમાંસાના બળ ઉપર ધર્મોપદેશ કરે છે; પરંતુ તેનો ધર્મ તે ધર્મને અનુસરનારાનાં દુઃખનો અંત કરે છે. સારિપુત્ર વૈશાલીમા પિંડ માટે ફરતો હતો ત્યારે તેના કાન ઉપર આ વાત આવી, અને પિંડપાત કરીને પાછા ફર્યા પછી ભોજનોત્તર તેણે આ વાત ભગવાનને કહી સંભળાવી.

ત્યારે ભગવાન બોલ્યા, "હે સારિપુત્ર, સુનકખત્ત હલકો અને ક્રોધી માણસ છે, ક્રોધમાં તે આવું બોલે છે, પોતે તથાગતની નિંદા કરે છે એમ માનીને તે તથાગતની સ્તુતિ જ કરે છે. જે કાર્ય માટે તથાગતે ધર્મોપદેશ કર્યો

તે ધર્મ તે ધર્મને અનુસરનારાનાં દુઃખનો અંત કરે છે એમ કહેવું એ એક રીતે તથાગતની સ્તુતિ કર્યા બરાબર જ છે.

"તે ભગવાન અરહા, સમ્યક્સંબુદ્ધ, વિદ્યાચરણસંપન્ન, લોકવિત, શ્રેષ્ઠ, પુરુષદમ્યનો સારથિ, અને દેવમનુષ્યનો ગુરુ છે, એ મારા ગુણોનું જ્ઞાન મૂર્ખ સુનક્ખત્તને થાય જ નહિ. ભગવાન અનેકવિધ સિદ્ધિ અનુભવે છે, એક હોવા છતાં તે અનેક રૂપો ધારણ કરે છે, ગમે તે જગ્યાએ નિર્વિઘ્ને જઈ શકે છે, પાણીની માફક જ પૃથ્વીમા પણ ડૂબકી મારે છે, જમીન ઉપર જ જાણે ચાલતો હોય એમ પાણી ઉપર ચાલે છે, આકાશમા આસન વાળીને બેસે છે, ચંદ્ર અને સૂર્યને હાથેથી સ્પર્શ કરે છે, આ પણ તથાગતના ગુણોનું તેને જ્ઞાન થવાનું નથી. ભગવાન દિવ્ય શ્રોત્રથી (કર્ણેંદ્રિયોથી) મનુષ્યલોકના અને દેવલોકના, પાસેના અને દૂરના શબ્દો સાંભળે છે, આ મારા ગુણોનું પણ તે મૂર્ખને જ્ઞાન થવાનું નથી. ભગવાન બીજા પ્રાણીનું ચિત્ત જાણી શકે છે, એ મારા ગુણનું પણ તેને જ્ઞાન થવાનું નથી.

"હે સારિપુત્ર, તથાગતનાં આ દસ બળ છે. તે બળના જોર ઉપર તે નેતાપદ સ્વીકારે છે, સભામાં સિંહગર્જના કરે છે, અને બ્રહ્મચક્રનું (ધર્મચક્રનું) પ્રવર્તન કરે છે. આ દસ બળ કયાં? (૧) તે યોગ્યાયોગ્ય યથાર્થ રીતે જાણે છે; (૨) ભૂત, વર્તમાન અને ભવિષ્ય કર્મોનું પરિણામ શું થવાનું છે એ તે યથાર્થ રીતે જાણે છે; (૩) તે સર્વત્ર (દુર્ગતિએ અથવા સુગતિએ) જનારો માર્ગ યથાર્થ રીતે જાણે છે; (૪) ભિન્નપ્રકૃતિવાળા લોકોનું તેને યથાર્થ જ્ઞાન

હોય છે; (૫) પ્રાણીઓની જુદીજુદી અભિરુચિ તે યથાર્થ રીતે જાણે છે; (૬) પ્રાણીઓની ઓછીવધતી માનસિક શક્તિઓનું (ઇંદ્રિયોનું) તેને યથાર્થ-જ્ઞાન હોય છે; (૭) ધ્યાન, વિમોક્ષ, સમાધિ અને સમાપત્તિની મલિનતા, પરિશુદ્ધિ અને ઉત્થાન તે યથાર્થ રીતે જાણે છે; (૮) તે અનેક પૂર્વજન્મો સંભારી શકે છે; (૯) તે દિવ્યચક્ષુથી બીજાનાં જન્મમરણ, સુગતિએ કે દુર્ગતિએ ગમન, વગેરે જોઈ શકે છે; અને (૧૦) તેને આસવોના ક્ષયનું જ્ઞાન છે. આ તથાગતનાં દસ બળ છે. મારામાં આટલું સામર્થ્ય હોવા છતાં મારામાં લોકોત્તર ધર્મ નથી, કેવળ તર્ક અને મીમાંસાના બળ ઉપર હું ધર્મોપદેશ કરું છું, એમ જે કહેશે, અને તે કથનનો અને એવા વિચારનો ત્યાગ નહિ કરે, તે નિઃસંશય નરકે જશે. શીલ, સમાધિ અને પ્રજ્ઞા, એ ત્રણ ગુણથી સંપન્ન ભિક્ષુ જેમ ખાતરીથી નિર્વાણ પામે છે, તેમ આ (મારા ઉપર દોષારોપ કરનાર માણસ) નિઃસંશય નરકે જશે.

"હે સારિપુત્ર, આ તથાગતનાં ચાર વૈશારદ્યો (નિર્ભયતા) છેઃ (૧) કોઈ શ્રમણ, બ્રાહ્મણ, દેવ, માર, બ્રહ્મા અથવા બીજો કોઈ મને એમ નહિ કહી શકે કે તું તારી જાતને સમ્યક્સંબુદ્ધ કહેવરાવે છે, પરંતુ આટલી વસ્તુઓ તેં જાણી નથી; (૨) કોઈ એમ નહિ કહી શકે કે, તારા આ આસવો નાશ પામ્યા નથી; (૩) એવું કોઈ કહેનારો નથી કે, તું જે વસ્તુઓ અંતરાયકારક છે એવું ગણાવે છે તે વસ્તુઓ ધર્મમાર્ગમા અંતરાયકારક નથી; (૪) તું જેને માટે ધર્મનો ઉપદેશ કરે છે, તે દુઃખનો અંત, એ ધર્મનું આચરણ કરનારને થતો નથી, એવું કહેનાર કોઈ

નથી. આની ખાતરી હોવાથી હું ક્ષેમ, અભય અને વૈશારદ્ય પામ્યો છું.

"હે સારિપુત્ર, આઠ પરિષદો છેઃ ક્ષત્રિયપરિષદ, બ્રાહ્મણ-પરિષદ, ગૃહસ્થપરિષદ, શ્રમણપરિષદ, ચાતુર્મહારાજિકપરિષદ, તાવત્ત્રિંશત્પરિષદ, મારપરિષદ, અને બ્રહ્મપરિષદ. આ આઠે પરિષદોમાં હું ગયો છું, ત્યાં બેઠો છું, ભાષણ કર્યું છે અને સંવાદ કર્યો છે. ત્યાં મને કદી બીક લાગતી નથી, અને તેથી હું ક્ષેમ, અભય અને વૈશારદ્ય પામ્યો છું.

"હે સારિપુત્ર, અંડજ, જરાયુજ, સંસ્વેદજ, અને ઔપપાતિક, એવી ચાર યોનિઓ છે. જે સત્ત્વો ઈંડાંમાથી ઉત્પન્ન થાય છે તે અંડજયોનિમાં ગણાય છે. ગર્ભાશયમાથી પેદા થાય છે તે જરાયુજ યોનિમા ગણાય છે. જે સત્ત્વો સડી ગયેલા પદાર્થોમા, ગટરમા વગેરે જગ્યાઓએ ઉત્પન્ન થાય છે, તે સંસ્વેદજ યોનિમાં ગણાય છે. દેવ, નરકમાંનાં પ્રાણી, કેટલાક મનુષ્યો, અને કેટલાક દુર્ગતિ પામેલાં પ્રાણીઓ, એટલા ઔપપાતિક યોનિમા ગણાય છે.

"હે સારિપુત્ર, પાચ ગતિઓ છેઃ નિરય, તિરશ્ચાનયોનિ, પેત્તિવિસય, મનુષ્ય અને દેવ. આ પાચે ગતિઓ હું જાણું છું, આ પાંચે ગતિઓના માર્ગ હું જાણું છું અને કયા કર્મને લીધે પ્રાણી મરણોત્તર તે તે ગતિને પામે છે તે પણ હું જાણું છું. હું નિર્વાણ જાણું છું, નિર્વાણનો માર્ગ જાણું છું, અને કયા ઉપાયોથી આસવોનો ક્ષય કરીને નિર્વાણ પ્રાપ્ત કરી શકાય તે પણ હું જાણું છું.

"કોઈ એક માણસ નરકે જવાનાં કર્મો કરે છે, એમ હું આંતર્જ્ઞાનથી જાણું છું, અને તે મરણોત્તર નરકે જાય છે, એ પણ હું આંતર્જ્ઞાનથી જાણું છું. જેમ કોઈ માણસ

તડકાથી તપ્ત થયેલો હોઈ સળગતા કોલસાથી ભરેલી ખાઈ તરફ જાય, અને તેને જોઈ કોઈ દેખતો માણસ કહે કે આ માણસ જઈને તે ખાઈમાં પડ્યા વગર રહેવાનો નથી; અને પછી ખરેખર જ તે મનુષ્યને ખાઈમાં પડેલો તે જુએ. તે જ રીતે આ પાપકર્મો કરનાર માણસ નરક તરફ જાય છે, અને પછી ખરેખર જ તે નરકમા પડેલો છે, એ હું જોઉં છું. બીજો કોઈ માણસ તિરશ્ચાનયોનિમા લઈ જનારાં કર્મો કરે છે, અને પછી મરણોત્તર તે તે યોનિમા ઉત્પન્ન થયો છે, એ હું દિવ્ય ચક્ષુથી જોઉં છું. જેમ કોઈ તડકાથી સંતપ્ત થયેલો, અને તરસથી વ્યાકુળ થયેલો માણસ, ઘણાં વરસોથી ભરેલા ગૂથકૂપ તરફ (શૌચકૂપ તરફ) જાય છે, બીજો કોઈ દેખતો માણસ તેને જોઈને કહે કે આ માણસ આ રસ્તે જતા તે શૌચકૂપમા જઈને પડશે. પછી તે દેખતો માણસ ખરેખર જ શૌચકૂપમા પડેલા તે માણસને દુઃખ ભોગવતો જુએ છે. તે રીતે આ માણસ પાપકર્મો કરીને તિરશ્ચાન-યોનિમા જન્મ પામ્યો છે એમ હુ જાણું છું. કોઈ તડકાથી તપ્ત થયેલો અને તરસથી વ્યાકુળ થયેલો માણસ ઊંચી જગ્યા ઉપર ઊગેલા, ઓછી છાયાવાળા, વૃક્ષ તરફ જાય છે. તેને જોઈને દેખતો માણસ કહે છે કે, આ તે વૃક્ષે જનારા રસ્તા ઉપર છે. પછી ખરેખર જ તે વૃક્ષની નીચે જઈને દુઃખ ભોગવતા તે મનુષ્યને દેખતો માણસ જુએ છે. તે રીતે કોઈ મનુષ્ય પૈતૃવિષય તરફ જનારા રસ્તા ઉપર છે, અને પછી તે ત્યા જન્મીને દુઃખ ભોગવે છે, એ હું દિવ્ય ચક્ષુથી જોઉં છું. તડકાથી તપ્ત થયેલો અને તરસથી વ્યાકુળ થયેલો કોઈ માણસ મેદાનમા વૃદ્ધિ પામેલા ઘાડી છાયાવાળા વૃક્ષને રસ્તે

જાય છે. દેખતો મનુષ્ય તેને જોઈને કહે છે કે, આ માણસ તે વૃક્ષના માર્ગે છે; અને પછી તે દેખતો માણસ તે મનુષ્યને તે વૃક્ષ નીચે બેઠેલો અથવા તો સુખપૂર્વક ઊંઘતો જુએ છે. તે રીતે કોઈ માણસ મનુષ્યયોનિ તરફ જનારાં કર્મો કરે છે, અને મરણોત્તર ખરેખર જ મનુષ્યયોનિમાં જન્મ્યો છે, એમ હું દિવ્ય ચક્ષુથી જાણું છું. કોઈ માણસ ઉત્તમ મહેલનો રસ્તો લે છે. દેખતો માણસ તેને જોઈને કહે છે કે, આ તે પ્રાસાદના માર્ગે છે, અને પછી ખરેખર જ તેને તે પ્રાસાદમાં સુંદર દીવાનખાનામા ઉત્તમ પલંગ ઉપર નિરાતે બેઠેલો કે નિરાતે સૂતેલો જુએ છે. તે રીતે કોઈ માણસ સ્વર્ગે લઈ જનારા કર્મો કરે છે, અને મરણોત્તર ખરેખર જ તે લોકમા તે જન્મ્યો છે, તે હું દિવ્ય ચક્ષુથી જાણું છું. બીજો કોઈ તડકાથી તપેલો અને તરસથી વ્યાકૂળ થયેલો માણસ એક રમણીય તળાવને રસ્તે જાય છે. તેને જોઈને દેખતો માણસ કહે છે કે, આ માણસ ચોકસ તે તળાવે જશે; અને પછી ત્યાં જઈને તે તળાવમા સ્નાન કરીને અને પાણી પીને, તે તળાવના કિનારા ઉપરના બાગમાં નિરાંતે બેઠેલો અથવા તો સૂતેલો છે, એમ તે દેખતા માણસના જોવામાં આવે છે. તે રીતે કોઈ માણસ નિર્વાણ તરફ લઈ જનારાં કર્મો આચરે છે, અને પછી આ જ જન્મમાં તે નિર્વાણ પામ્યો છે, એ હું દિવ્ય ચક્ષુથી જોઉં છું. આ બધી વસ્તુઓ હું જાણતો હોવા છતાં આર્યોને શોભે એવું લોકોત્તર જ્ઞાન મારામાં નથી, એમ જે કહે છે, અને આ વચનનો અને આવા વિચારનો ત્યાગ કરતો નથી તે અવશ્ય નરકે જવાનો છે.

"હે સારિપુત્ર, મેં (ઘણાં જન્મો પહેલાં) ચાર જાતનું તપ કર્યું છે. હું તપસ્વી થયો છું; રુક્ષ થયો છું; જુગુપ્સી થયો છું; અને એકાન્તવાસી થયો છું;

"હું નગ્ન હતો, આચારનું અવલંબન કરતો નહિ, હાથ ઉપર જ ભિક્ષા લઈને ખાતો હતો, એમ જો કોઈ કહેતું કે આવો, બેસો અથવા જરા ઊભા રહો, તો હું તે સાંભળતો નહિ, મારી પાસે આણેલું કે કોઈએ મારા માટે તૈયાર કરેલું અન્ન હું સ્વીકારતો નહિ, મને કોઈ આમંત્રણ કરે તો હું જતો નહિ, વાસણમા આણેલું અન્ન હું લેતો નહિ, ઉંબરાની, લાકડીની કે સાબેલાની પેલી તરફ ઊભા રહીને આપેલું અન્ન હું ગ્રહણ કરતો નહિ, સ્ત્રીપુરુષ જમવા બેઠાં હોય ત્યારે તેમાથી એકે ઊઠીને ઊભા થઈ આપેલી ભિક્ષા હું લેતો નહિ, ગર્ભિણી સ્ત્રી, છોકરાને ધવરાવતી સ્ત્રી અને પુરુષની સાથે એકાન્ત સેવતી સ્ત્રીની પાસેથી અન્ન લેતો નહિ, નેવાં પડતાં હોય એવી જગ્યાએ ઊભો રહીને, કૂતરાની પાસે ઊભો રહીને કે જ્યા ઘણી માખીઓ હોય એવી જગ્યાએ ઊભો રહીને હું ભિક્ષા લેતો નહિ, મત્સ્ય, માંસ, સુરા વગેરે ગ્રહણ કરતો નહિ, એક જ ઘેર ભિક્ષા માગીને એક જ કોળિયો અન્ન હું ખાતો, બે ઘેર ભિક્ષા માગીને બે કોળીયા કે સાત ઘેર ભિક્ષા માગીને સાત કોળિયા અન્ન હું ખાતો, એક પળીથી, બે પળીથી કે સાત પળીથી હું મારો નિર્વાહ ચલાવતો. એક દિવસે એકવાર, બે દિવસે એકવાર, સાત દિવસે એકવાર, કે પંદર દિવસે એકવાર જમતો, એકલી શાકભાજી ખાઈને હું રહેતો, શામાક અથવા નીવાર આ (અરણ્યના) ધાન્ય ખાઈને હું રહેતો, ચમારે નાખી દીધેલા ચામડાના કટકા ખાતો, શેવાળ,

કુશકી અથવા ભાતના ઓસામણ ઉપર બાઝી ગયેલું પડ ખાતો, ખોળ( पिण्याक ), ખડ અથવા ગોમય ( છાણ )ખાઈને જ પડયો રહેતો, અથવા વનમાંના કંદમૂળ ખાઈને જ ગુજારો કરતો, શણનાં વસ્ત્રો, મિશ્ર વસ્ત્રો, પ્રેત ઉપરનાં વસ્ત્રો, અથવા રસ્તામાં પડેલાં ચીંથરાનાં વસ્ત્રો ધારણ કરતો, વલ્કલ, અજિનચર્મ, દર્ભની સાદડી, ઝાડની છાલ, અથવા લાકડાના પાટિયાથી જ મારું શરીર હું ઢાંકતો, માણસના વાળનો કામળો, ઘોડાના વાળનો કામળો, અથવા ઘૂવડની પાંખોનો કામળો ધારણ કરતો, આખોના અને દાઢીના વાળ ખેંચી કાઢવાના વ્રતનું આચરણ કરતો, ઊભા રહેવાનું વ્રત કરતો, ઉભડક બેસવાનું વ્રત કરતો, કાંટાની શય્યા ઉપર સૂવાનું વ્રત કરતો, અથવા ત્રિકાલસ્નાન કરવાનું વ્રત કરતો. આ રીતે અનેક રીતે હું દેહદંડનનું વ્રત આચરતો. આવી મારી તપશ્ચર્યા હતી.

"હવે હું રુક્ષ કેવી રીતે હતો તે કહું. અનેક વર્ષોની ધૂળ મારા શરીર ઉપર એકઠી થઈ હતી; ધૂળનો થર જ મારા શરીર ઉપર થયો હતો; જેમ કોઈ તિંદુક વૃક્ષનું ઠૂંઠું ધૂળથી ભરેલું હોય, તે રીતે હું ધૂળથી ભરેલો હતો, અને મને એમ લાગતું નહોતું, કે આ ધૂળ હું જાતે મારા હાથ વતી ખંખેરી નાખીશ, અથવા બીજો કોઈ હાથ વતી ખંખેરશે. આવી મારી રુક્ષતા હતી.

"હવે હું જુગુપ્સી કેમ હતો તે કહું. હું બહુ કાળજીપૂર્વક આવતોજતો, પાણીના ટીપા ઉપર પણ મારી દયા હતી, નાનાંનાનાં પ્રાણી પણ મારા હાથે નાશ ન પામે, એવી હું કાળજી રાખતો. આવી મારી જુગુપ્સિતા હતી.

"હવે હું એકાન્તવાસી કઈ રીતે હતો તે કહું. હું કોઈ જંગલમાં રહેતો હોઉં ત્યારે, કોઈ ગોવાળ, કઠિયારો કે જંગલમાં કામ કરનારો માણસ મારી નજરે ચડતો, તો હું તે અરણ્યમાંથી બીજા ગહન અરણ્ય તરફ ભાગતો; કારણ મારી ઇચ્છા હતી કે તેઓ મને ન જુએ અને હું તેમને ન જોઉં. જેમ કોઈ વનમૃગ માણસોને જોઈને નાસવા માંડે તેમ જ હું મનુષ્યોને જોઈને નાસતો. આવો મારો એકાન્તવાસ હતો.

"જંગલમાં જે જગ્યાએ ગાયોને બાંધતા તેવી જગ્યાએ, ગોવાળ તે ગાયોને ત્યાંથી બીજી જગ્યાએ લઈ જાય તે પછી, હું જતો, અને તરુણ વાછરડાઓનું છાણ ખાતો. જ્યાં સુધી હું દિશાએ જતો, અને લઘુશંકા કરતો ત્યાં સુધી એ (સ્વશરીરમાંથી નીકળેલા) પદાર્થો ઉપર જ મારો નિર્વાહ ચલાવતો. આવું મારું મહાવિકટ ભોજન હતું.

"એકાદા અત્યંત ભયાનક જંગલમાં હું પ્રવેશ કરતો. જે કોઈ સકામ મનુષ્યો તે જંગલમાં જતા તેમના શરીરે રોમાંચ ખડાં થતાં. ટાઢના દિવસોમાં જ્યારે રાત્રે ઝાકળ પડવાની શરૂઆત થતી ત્યારે હું ખુલ્લા મેદાનમાં આવીને બેસતો, અને દિવસે ગહન ઝાડીમાં રહેતો. ભરઉનાળામાં દિવસે ખુલ્લા મેદાનમાં બેસતો અને રાત્રે ઝાડીમાં રહેતો. તે વખતે મને આ અશ્રુતપૂર્વ ગાથા સૂઝી:

सोतत्तो सोसीनो एको भिंसनके वने ।
नग्गो न चग्गिमासीनो येसनापसुतो मुनीति ॥

(ખૂબ તપેલો અને ખૂબ પલળેલો, ભયંકર અરણ્યમાં એકલો રહેનારો, નગ્ન અને અગ્નિ પાસે ન હોય એવો મુનિ પ્રાપ્તવ્યની શોધમાં દક્ષ છે.)

"શ્મશાનમાં જઈને મનુષ્યોનાં હાડકાનું ઓશીકું કરીને હું સૂતો. ત્યાં ગ્રામ્ય જનો મારી પાસે આવીને મારા ઉપર થૂંકતા, પેશાબ કરતા, ધૂળ ફેંકતા, અથવા તો કાનમાં સળીઓ ભરાવીને મારી મશ્કરી કરતા. પણ તેઓ સંબંધે મારા મનમાં બિલકુલ ખરાબ વિચાર આવ્યો નહિ. આવી મારી ઉપેક્ષા હતી.

"કેટલાક શ્રમણબ્રાહ્મણો પ્રતિપાદન કરે છે કે, આહારથી જ શુદ્ધિ છે. તેઓ બોર, મગ, તલ અથવા ચોખા ઉપર પોતાનો નિર્વાહ કરે છે; બોરના, મગના, તલના કે ચોખાના જ પદાર્થો ખાઈને તેઓ નિર્વાહ ચલાવે છે. આ બધું મેં કરી જોયું છે. એક જ બોર, એક જ મગ, એક જ તલનો દાણો કે એક જ ચોખાનો દાણો ખાઈને મેં ચલાવ્યું છે. કોઈને કદાચ એમ લાગવાનો સંભવ છે કે તે કાળે આ પદાર્થો બહુ મોટા હતા, તો અહીં એટલું જ કહેવું જરૂરી છે, કે આ પદાર્થોનો આકાર આજકાલના કરતાં તે વખતે મોટો નહોતો. જ્યારે હું એક બોર, એક મગ, એક તલ કે એક ચોખાનો દાણો ખાઈને ચલાવતો, ત્યારે મારું શરીર અત્યંત કૃશ થતું. આસીતિકવલ્લી કે કાલવલ્લીની ગાંઠો જેવું મારું શરીર બેડોળ દેખાતું; ઊંટના પગ જેવી મારી કમર થતી; તરાકની બનાવેલી માળાની જેવી મારી પીઠની કરોડ દેખાતી; જૂના ઘરના વાંસની જેમ મારી પાંસળીઓ ખભળી જતી; પાણીમાં પડતા તારાઓના પ્રતિબિંબની માફક મારી આંખો ઊંડી ગયેલી દેખાતી; કડવી તુંબડી કાચી જ કાપીને તડકે સૂકવવાથી જેમ કરમાઈ જાય છે, સુકાઈ જાય છે, તેવી રીતે મારી માથાની ચામડી કરમાઈ ગઈ હતી; પેટ દબાવવા

માટે હું હાથ પેટ ઉપર દાબતો ત્યાં મારા હાથમાં પીઠની કરોડ જ આવતી; પીઠની કરોડ દાબવાનો પ્રયત્ન કરતાં પેટ જ હાથ આવતું; એટલે પેટ અને પીઠ એક થઈ ગયાં હતાં; શૌચ કરવા કે લઘુશંકા કરવા બેસતા ત્યાં જ પડી જતો; શરીર ઉપર હાથ ફેરવતાં શરીર ઉપરના રોમ ખરી પડતા. આ ઉપોષણોને લીધે મારી આવી સ્થિતિ થતી.

"કેટલાક શ્રમણબ્રાહ્મણો સંસારથી (સર્વ યોનિમા જન્મ લઈને) શુદ્ધિ થાય છે, એમ પ્રતિપાદન કરે છે. પરંતુ એવી એક પણ યોનિ નથી કે જેમા મેં જન્મ ન લીધો હોય. એક શુદ્ધાવાસ દેવલોક સિવાય બીજી બધી યોનિઓમા મેં જન્મ લીધો છે. શુદ્ધાવાસલોકમાં હું જન્મ્યો હોત તો ઇહલોકમાં હું ફરીવાર ન આવત.

"યજ્ઞથી શુદ્ધિ થાય છે એમ કેટલાક શ્રમણબ્રાહ્મણો પ્રતિપાદન કરે છે. પણ એવો એક પણ યજ્ઞ બાકી નથી કે પૂર્વજન્મમા ક્ષત્રિય રાજા થઈને કે શ્રેષ્ઠ બ્રાહ્મણ થઈને મેં ન કર્યો હોય.

"અગ્નિપૂજાથી શુદ્ધિ થાય છે એમ કેટલાક શ્રમણબ્રાહ્મણો પ્રતિપાદન કરે છે. પણ એવો એકે અગ્નિ નહિ મળે, કે પૂર્વજન્મમા ક્ષત્રિયરાજા થઈને કે શ્રેષ્ઠ બ્રાહ્મણ થઈને મેં ન પૂજ્યો હોય.

"કેટલાક શ્રમણબ્રાહ્મણો એમ પ્રતિપાદન કરે છે, કે મનુષ્યપ્રાણી જ્યા સુધી જુવાન હોય છે ત્યા સુધી તેની પ્રજ્ઞા તીવ્ર હોય છે, પણ તે જ વૃદ્ધ થયા પછી—એંશી નેવું કે સો વરસનો થયા પછી—તેની પ્રજ્ઞા ક્ષીણ થતી જાય છે. પણ આજે હું એંશી વરસનો વૃદ્ધ છું, અને ધારો કે, સો વર્ષો

જીવનારા સ્મૃતિ, ગતિ, ધૃતિથી યુક્ત એવા મારા ચાર શિષ્યો સ્મૃત્યુપસ્થાન સંબંધે મને પ્રશ્ન પૂછે, તો તેના પ્રશ્નોના જવાબો હું આપતો જઈશ. આખો દિવસ તેઓ આ કામ કરે તોપણ તથાગતનો ધર્મોપદેશ પૂરો થવાનો નથી. તે ચારે શિષ્યો સો વરસ જીવીને મૃત્યુ પામે તોપણ તથાગતનું ધર્મવ્યાખ્યાન અધૂરું જ રહેવાનું. હે સારિપુત્ર, મંચક ઉપર બેસારીને મને લઈને તમે ગામેગામ ફરશો તોપણ મારો ધર્મોપદેશ પૂરો થવાનો નથી. જ્ઞાની પ્રાણી પુષ્કળ લોકોના કલ્યાણ માટે, દેવોના અને મનુષ્યોના હિત માટે, સુખ માટે ઇહલોકમાં જન્મ્યો છે, એમ જો કોઈના સંબંધમા બોલવું હોય તો તે મારા માટે જ કહી શકાય એમ છે."

તે વખતે આયુષ્માન નાગસમાલ બુદ્ધ ભગવાનની પાછળ તેમને પવન નાખતો ઊભો હતો. તે બોલ્યોઃ "ભદન્ત, આપનો આ ઉપદેશ બહુ આશ્ચર્યકારક છે. તે સાંભળીને હું રોમાંચિત થયો છું. આનું નામ શું?" ભગવાને જવાબ આપ્યો, "એમ જો હોય તો તું આને લોમહર્ષપર્યાય કહેજે."

આ પ્રમાણે ભગવાન બોલ્યા. આયુષ્માન નાગસમાલે મુદિત મનથી તેનું અભિનંદન કર્યું.

મહાસીહનાદસુત્ત સમાપ્ત

## ટીકા

**વૈશાલી** વજ્જીઓના રાજ્યની રાજધાનીનું નગર હતું. આ રાજ્ય મગધ દેશની ઉત્તરમાં આવેલું હતું. તે મહાજનસત્તાક હતું. વજ્જીઓની સ્વારીઓ ન થાય એ હેતુથી રાજા અજાતશત્રુએ પાટલીપુત્ર (પટણા) વસાવ્યું. મહાપરિનિબ્બાનસુત્તમાં આ વજ્જીઓ સંબંધેની ઘણી માહિતી આપેલી છે. બુદ્ધઘોષાચાર્યે આ (મહાસીહનાદ)સુત્તની અટ્ઠકથામાં આ વજ્જીઓની ઉત્પત્તિની વિચિત્ર દંતકથા આપી છે. તેનો સારાંશ: વારાણસીરાજાની રાણીને પ્રસૂતિ વખતે માંસનો લોચો જ અવતર્યો. તેને સોનાના દાબડામાં મૂકીને ગંગામાં તરતો મૂકયો. પાણીના પ્રવાહમાં તરતુંતરતું તે પાત્ર એક તપસ્વીને હાથ આવ્યું. તેણે તે ઉઘાડીને જોયું, તો તેમાં તેણે તાજો માંસનો ગોળો જોયો. ખાલી માંસ હોત તો સડી જાત, એમ લાગવાથી તેણે તે માંસના ગોળાનું સારી રીતે પ્રતિપાલન કર્યું. પછી ક્રમશઃ તે ગર્ભ પરિપક્વ થયો, ને તેમાંથી એક પુત્ર અને એક પુત્રી ઉત્પન્ન થયાં. તે તપસ્વીએ તેમને દૂધ પાઈને ઉછેર્યાં. તેમના પેટમાં ગયેલા આ દૂધ વગેરે પદાર્થો સ્પષ્ટ નજરે આવતા, અથવા તો તે બન્નેની ચામડી ચોંટેલી હતી એટલે તેમને લિચ્છવિ (लिन+छवि) એવું નામ અપાયું. તે બન્ને જ્યારે મોટાં થયાં ત્યારે તે તપસ્વીએ આસપાસ રહેતા ગોવાળિયાઓને તે બાલકો સોપ્યાં, અને સાથેસાથે તેણે એવી ઇચ્છા બતાવી કે તે બન્ને જ્યારે ઉંમરલાયક થાય ત્યારે તેમને પરણાવવા, અને તે પ્રદેશનું રાજ્ય પણ તે બન્નેને સોંપવું. ગોવાળિયાનાં છોકરાં સાથે રમતાં રમતાં જ્યારે તકરાર થતી ત્યારે આ બન્ને તેમને મારતાં. તે છોકરાં પોતાનાં માબાપો પાસે જ્યારે આવી ફરિયાદ લઈ જતાં ત્યારે તે ગોવાળ માબાપો તેમને કહેતાં, તે બન્નેને તમે છાડી દો (वज्जितब्बा इमे)." તે ઉપરથી તેમનું નામ વજ્જી પડ્યું. ઉંમરલાયક થયા પછી તે બન્નેનું લગ્ન થયું, અને ગોવાળોએ તેમનો રાજ્યાભિષેક કર્યો. તેમની સંતતિને પણ પછી વજ્જી અથવા લિચ્છવી નામ અપાયું.

આ દંતકથા ઉપરથી એવું અનુમાન નીકળી શકે છે કે, વજ્જીઓના પૂર્વજો કોઈ ફરનારા (nomadic) ગોપાલવૃત્તિવાળા માણસો હશે. વ્રજ એટલે જવું, એ ધાતુમાંથી આ શબ્દ ઉત્પન્ન થયો હોવો જોઈએ. લિચ્છવી નામ આ ગોપાલવૃત્તિવાળા માણસોની ટોળીને કેમ અપાયું તે કહી શકાતું નથી. અટ્ઠકથામાં આપેલી વજ્જીઓની વ્યુત્પત્તિ વિચિત્ર જણાય છે. વજ્જીઓને મહત્તા મળે એ જ ઉદ્દેશ ફક્ત આ દંતકથાનો હોવો જોઈએ.

મહાસીહનાદસુત્તની ટીકા સમાપ્ત

## ૧૩

# મહાદુઃખક્ખંધસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાના અનાથપિંડિકના આરામમાં રહેતા હતા, ત્યારે કેટલાક ભિક્ષુઓ સવારના પહોરમા શ્રાવસ્તીમા ભિક્ષા લેવા ગયા. તે વહેલા નીકળ્યા હોવાથી રસ્તામાં એક પરિવ્રાજકના આરામમાં ગયા. તે પરિવ્રાજકોને કુશલ-પ્રશ્નાદિ પૂછીને એક બાજુએ બેઠા. ત્યારે તે પરિવ્રાજકોએ ભિક્ષુઓને પૂછયું, "હે બંધુઓ, શ્રમણ ગોતમ વિષયોનો, રૂપોનો અને વેદનાઓનો નાશ કરવાનું કહે છે. અમે પણ એ જ કહીએ છીએ. પછી અમારા અને શ્રમણ ગોતમના પંથમાં ફેર શો?"

તે પરિવ્રાજકોનું ભાષણ સારું છે કે ખરાબ છે એવું કશું ન કહેતાં, ભગવાનની પાસેથી જ આ વસ્તુનો ખુલાસો કરી લેવાના હેતુથી તે ભિક્ષુઓ ત્યાંથી ચાલતા થયા. શ્રાવસ્તીમાં ભિક્ષા ગ્રહણ કર્યાં પછી ભોજન પૂરું થયા બાદ તેમણે ભગવાનની મુલાકાત લીધી, અને નમસ્કાર કરીને આ વાત નિવેદન કરી. ત્યારે ભગવાન બોલ્યા, "આવો પ્રશ્ન

જો પરધર્મીઓ તમને પૂછે, તો તમારે તેમને સામું પૂછવું કે વિષયોનો આસ્વાદ (સ્વાદ) કયો, વિષયમા આદીનવ (દોષ) કયો, અને વિષયમાથી નિસ્સરણ (મુક્તિ) કયું? રૂપોનો આસ્વાદ કયો, આદીનવ કયો અને નિસ્સરણ કયું? વેદનાઓનો આસ્વાદ કયો, આદીનવ કયો અને નિસ્સરણ કયું? તમે આવો પ્રશ્ન પૂછશો એટલે પરધર્મીઓ આનો જવાબ જ આપી શકવાના નથી. કારણ કે, આ તેમનો વિષય નથી. તથાગત, તથાગતનો શ્રાવક અથવા તેમની પાસે શીખેલા બીજા કોઈ સિવાય આ પ્રશ્નોના જવાબ આપનાર પ્રાણી મળવો મુશ્કેલ છે.

'હે ભિક્ષુઓ, વિષયોનો આસ્વાદ કયો એ હું કહું. પાચ વિષયો છેઃ આખને પ્રિય લાગનારા રૂપો, કાનને મધુર લાગનારા શબ્દો, ઘ્રાણને મધુર લાગનારી ગંધ, જીભને મધુર લાગનારા સ્વાદ, અને ત્વચાને પ્રિય લાગનારા સ્પર્શ પદાર્થ. આ પાચે વિષયોથી ઉત્પન્ન થતું સુખ એ વિષયોનો આસ્વાદ છે.

"પણ વિષયોનો આદીનવ શું? કોઈ ગૃહસ્થ ખેતી, વેપાર, ગોરક્ષા, સિપાઈગીરી, રાજકર્મ વગેરે ધંધા કરીને પોતાનો ઉદરનિર્વાહ કરે છે; ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરેની મુશ્કેલીઓ સહન કરીને તેને આ ધંધા કરવા પડે છે. કેવળ વિષયપ્રાપ્તિ માટે તે આ બધી મહેનત કરે છે. આ વિષયોનો આદીનવ છે. વારુ, જો કદાચ તેને ધંધામા નિષ્ફળતા મળે તો શોકાકુલ થઈને તે રુદન કરતો બેસે છે, મોહથી વ્યગ્ર થાય છે, મારો પ્રયત્ન વૃથા ગયો, મારી મહેનત નકામી ગઈ, એમ તે કહે છે. આ પણ વિષયોનો આદીનવ છે. ધારો કે, સુદૈવે કરીને તે ધંધામાં સફળ થયો, તો પોતાની

સંપત્તિનું રક્ષણ કરવામાં તેને અત્યંત દુઃખ થાય છે. પોતાની સંપત્તિ રાજા કે ચોર હરી ન જાય, અગ્નિથી બળી ન જાય, પાણીથી ડૂબી ન જાય, અથવા અપ્રિય દાયાદ તે પડાવી ન લે, તે માટે તે મહેનત કર્યા કરે છે. પણ કોઈક સમય એવો આવે છે કે જ્યારે રાજા અથવા ચોર તેની સંપત્તિ હરી જાય છે, અગ્નિ બાળે છે, પાણી ડુબાવે છે, અથવા અપ્રિય દાયાદ પડાવી લે છે, આવી સ્થિતિમા, જે મારી પાસે હતું તે હવે નથી, એમ કહીને તે અત્યંત દુઃખી થાય છે. આ પણ વિષયોનો આદીનવ છે.

"વળી આ વિષયો ખાતર રાજા રાજાઓ સાથે લડ્યા કરે છે, ક્ષત્રિયો ક્ષત્રિયો સાથે લડે છે, બ્રાહ્મણ બ્રાહ્મણો સાથે, ગૃહસ્થ ગૃહસ્થો સાથે, મા દીકરા સાથે, દીકરો માતા સાથે, બાપ દીકરા સાથે, દીકરો બાપ સાથે, ભાઈ ભાઈ સાથે અથવા બહેન સાથે, બહેન ભાઈ સાથે, મિત્ર મિત્રની સાથે લડ્યા કરે છે. તકરારો કરીને તેઓ એકબીજાને હાથેથી, પથરાથી, લાઠીઓથી અથવા શસ્ત્રોથી મારે છે, અને તેને પરિણામે કાં તો મરે છે અથવા તો મરણાન્તિક દુઃખ અનુભવે છે. આ પણ વિષયોનો આદીનવ છે.

"વળી, વિષયો માટે શસ્ત્રાસ્ત્રોનો વરસાદ વરસતો હોય છતાં લોકો ઢાલતરવાર લઈને, ધનુષ્યબાણ સજ્જ કરીને સંગ્રામમાં ઊતરે છે. તેઓ તે જગ્યાએ જખમી થાય છે, મરણ પામે છે અથવા તો મરણાંતિક દુઃખ અનુભવે છે. આ પણ વિષયનો આદીનવ છે.

"વળી વિષયો ખાતર લોકો બીજાનાં ઘરમાં ચોરી કરે છે, લૂંટફાટ કરે છે, કોઈ ઘર ઉપર દરોડો પાડે છે,

કેમનું કામ છે, પરદારાગમન કરે છે; તેઓને રાજાઓ પકડીને જુદીજુદી જાતની શિક્ષા કરે છે; ચાબુકનો માર મારે છે, નેતરની સોટીઓથી માર મારે છે, લાઠીથી મારે છે, હાથપગ કાપી નાખે છે, નાકકાન કાપે છે, અને બીજી પણ અનેક જાતની શિક્ષા કરે છે, આ પણ વિષયોનો આદીનવ છે.

"વળી આ વિષયો માટે લોકો કાયા, વાચા અને મનથી પાપકર્મ કરીને મરણોત્તર દુર્ગતિ પામે છે. આ પણ વિષયોનો આદીનવ છે.

" વિષયોનું નિસ્સરણ શું ? હે ભિક્ષુઓ, વિષયોનો છંદ છોડવો, વિષયોના છંદનો સમૂળો નાશ કરવો, એ જ વિષયોનું નિસ્સરણ છે. જે શ્રમણબ્રાહ્મણે વિષયોનો આસ્વાદ, આદીનવ અને નિસ્સરણ જાણ્યાં નથી, તે પોતે વિષયો છોડે, કે બીજાને તેમ કરવા ઉપદેશ કરે, એ અસંભવિત છે. પરંતુ જે શ્રમણબ્રાહ્મણો વિષયોનો આસ્વાદ, આદીનવ અને નિસ્સરણ જાણે છે, તે જાતે વિષયો છોડે અને બીજાને તેમ કરવા ઉપદેશ કરે એ સંભવિત છે.

" હે ભિક્ષુઓ, રૂપોનો આસ્વાદ કયો ? કોઈ સોળ વરસની ક્ષત્રિયકન્યા, બ્રાહ્મણકન્યા કે ગૃહપતિકન્યા અત્યંત સુસ્વરૂપ હોય, તો તેનું રૂપ બધાં રૂપોમાં શ્રેષ્ઠ છે, એમ કહી શકાય ખરું ?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો, " હા, ભદન્ત. "

" આ સૌંદર્ય જોઈને જે સુખ થાય છે તે જ રૂપોનો આસ્વાદ છે. પણ તેનો આદીનવ શું ? તે જ તરુણ સ્ત્રીને જો એંશીનેવું કે સો વરસની તેની વૃદ્ધાવસ્થાએ

તેને જોઈએ, તો તેની કેડ નમી ગઈ હોય છે, હાથમાં લાકડી લઈને તેને ટેકેટેકે ધ્રૂજતી ધ્રૂજતી ચાલતી હોય છે, દાત પડી ગયેલા હોય છે, વાળ પાકી ગયા હોય છે, ડોક ધ્રૂજ્યા કરે છે, શરીરે કરચલીઓ પડી ગયેલી હોય છે; આવી સ્થિતિમા તેનું તે સૌંદર્ય નષ્ટ થઈને તેના શરીરમાં આદીનવ ઉપસ્થિત નથી થયો શું?"

ભિક્ષુઓ બોલ્યા, "હા, ભદન્ત."

"હે ભિક્ષુઓ, આ જ રૂપોનો આદીનવ છે.

"વળી તે જ તરુણ સ્ત્રી માંદી પડીને પોતાના જ મલમૂત્રમા સબડયા કરે, બીજા તેને ઉઠાડે એવી સ્થિતિમા આવી પડે, તો તેનું રૂપ નાશ પામીને ત્યાં આદીનવ ઉપસ્થિત થયો નથી શું?"

"હા, ભદન્ત."

"આ પણ રૂપોનો આદીનવ છે."

"વળી, હે ભિક્ષુઓ, તે જ યુવાન સ્ત્રીના મૃત શરીરને જો સ્મશાનમા નાખી દેવામા આવે, અને જો તે શરીર સૂજી ગયેલું, ભૂરું થઈ ગયેલું, પરુથી ભરાઈ ગયેલું જોવામા આવે અથવા કાગડા, ગીધ વગેરે પક્ષીઓ, શિયાળ, કૂતરાં વગેરે પશુઓ કે નાના પ્રકારના કીડાઓ તે શરીર ફોલી ખાવા માંડે, અથવા તે શરીરનું માસલોહીથી ભરેલું ખાલી હાડ-પિંજર જ બાકી રહે, અથવા લોહીમાંસ વગરનું જ બાકી રહે, તેના હાડકા આડાઅવળા પડેલા હોય, અથવા એક વરસ થયા પછી તે હાડકા સફેદ દેખાવા લાગે, ચૂરેચૂરા થઈ ગયેલાં લાગે, તો આ ભિન્નભિન્ન સ્થિતિમાં તેનુ તે સૌંદર્ય નાશ પામીને આદીનવ પ્રાદુર્ભૂત નથી થયો શું?"

ભિક્ષુઓ બોલ્યા, " હા, ભદન્ત. "

ભગવાન બોલ્યા, " હે ભિક્ષુઓ, આ પણ રૂપોનો આદીનવ છે. હવે રૂપોનું નિસ્સરણ શું એ કહું. રૂપોનો છંદ છોડવો, રૂપોના છંદનો નાશ કરવો, એ રૂપોનું નિસ્સરણ છે.

" જે કોઈ શ્રમણ અથવા બ્રાહ્મણ પોતે રૂપોનાં આસ્વાદ, આદીનવ, અને નિસ્સરણ જાણતા નથી, તેઓ જાતે રૂપો છોડી દે અથવા બીજાને તેમ કરવા ઉપદેશ કરે એ અસંભવિત છે. પણ જેઓ આ વસ્તુ જાણે છે, તેઓ જાતે રૂપોનો ત્યાગ કરે અને બીજાઓને તે રસ્તે દોરે એ સંભવિત છે.

" હે ભિક્ષુઓ, વેદનાઓનો આસ્વાદ કયો ? કોઈ ભિક્ષુ કામવાસના અને અકુશલ વિચારોથી મુક્ત થઈને વિતર્ક વિચારયુક્ત, એકાન્તમાથી ઉત્પન્ન થયેલા પ્રીતિસુખવાળું પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરે છે. તે વખતે તે પોતાની જાતને કે બીજાને ત્રાસ પહોચાડવાનો વિચાર મનમાં લાવતો નથી; અને આ વેદના કરતા બીજી કોઈ સામાન્ય વેદના શ્રેષ્ઠ હોઈ શકતી નથી. તે ભિક્ષુ વળી બીજું; ત્રીજું અને ચોથું; એમ ચારે ધ્યાન સાધ્ય કરી લે છે; ત્યારે તેનું મન પોતાની જાતને કે બીજાને ત્રાસ પહોચાડવાના વિચારથી મુક્ત હોય છે; અને તેની તે વેદના સામાન્ય વેદના કરતા શ્રેષ્ઠ છે; અને બધી વેદનાઓના આસ્વાદમા આ વેદનાનો આસ્વાદ શ્રેષ્ઠ છે.

" પરંતુ વેદનાઓનો આદીનવ શું ? આ બધા પ્રકારની વેદના અનિત્ય છે, બદલાનારી છે, દુઃખકારક છે; આ જ

વેદનાનો આદીનવ છે. વેદનાઓનો છંદ છોડવો, વેદનાઓના છંદનો નાશ કરવો, એ વેદનાનું નિસ્સરણ છે.

"જે કોઈ શ્રમણબ્રાહ્મણ આ રીતે વેદનાઓનાં આસ્વાદ, આદીનવ અને નિસ્સરણ જાણતા નથી, તે જાતે વેદનાઓનો ત્યાગ કરે કે બીજાને તેમ કરવાનો યોગ્ય માર્ગ બતાવે, એ અસંભવિત છે, પણ જે કોઈ વેદનાઓના આસ્વાદ, આદીનવ અને નિસ્સરણ યથાર્થ રીતે જાણે છે, તે જાતે વેદનાઓનો ત્યાગ કરે અને બીજાને તે માટે યોગ્ય માર્ગ બતાવે, એ સંભવિત છે."

આ રીતે ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાદુખક્ખંધસુત્ત સમાપ્ત

## ૧૪

## ચૂળદુકખકખંધસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શાકય દેશમાં કપિલવસ્તુના નિગ્રોધારામમાં રહેતા હતા. તે વખતે મહાનામ શાક્ય તેમની પાસે આવ્યો, અને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો અને બોલ્યો, "ભગવન, લોભ દ્વેષ અને મોહ એ ચિત્તના ઉપક્લેશો છે, એ હું આપના ઉપદેશથી જાણું છું, છતાં કોઈ કોઈવાર આમાનો કોઈ એક મનોધર્મ મારા મનને હરાવે છે; ત્યારે મને એમ લાગે છે કે મારા મનની કઈ એવી પ્રવૃત્તિ નષ્ટ નથી થઈ કે જેથી લોભ, દ્વેષ અને મોહ મારા મનને હરાવે છે?"

ભગવાન બોલ્યા, "હે મહાનામ, હજી તારા મનની એક એવી પ્રવૃત્તિ કાયમ છે કે જેનાથી લોભ, દ્વેષ અને મોહ તારા મનને હરાવે છે. જો તે પ્રવૃત્તિ નષ્ટ થઈ હોત તો તું ગૃહસ્થધર્મમાં રહ્યો હોત નહિ; અને વિષયસુખનો ઉપભોગ ન લેત.

"વિષયસુખમાં આસ્વાદ થોડો અને દુઃખ વધારે છે, એ વસ્તુ આર્યશ્રાવક સંપૂર્ણ રીતે સમજતો હોય છતાં, જ્યાં સુધી કામસુખ કરતા શ્રેષ્ઠ સુખની તેને ખબર નથી હોતી

ત્યાં સુધી તે કામસુખ છોડી શકતો નથી. પણ જ્યારે તે વિષયસુખ કરતાં શ્રેષ્ઠ સુખ મેળવે છે ત્યારે તે તે વિષયો તરફ જતો નથી. સંબોધ પ્રાપ્ત થયા પહેલાં હું પણ જાણતો હતો કે વિષયસુખમાં સુખ ઓછું છે અને દુઃખ વધારે છે. પણ તે સુખ કરતાં ઉચ્ચ પ્રકારનું સુખ હું જાણતો ન હોવાથી તે સુખ મેં છોડ્યું નહોતું. પણ જ્યારે શ્રેષ્ઠ પ્રકારનું સુખ મને હાથ લાગ્યું ત્યારે વિષયોથી હું પરાઙ્મુખ થયો. હે મહાનામ, વિષયોનો આસ્વાદ કયો? (વગેરે ઉપરના સૂત્રમાં આવેલ બધી હકીકત અહીં પણ ગણવી. ત્યાં તે હકીકત ભિક્ષુઓને ઉદ્દેશીને આપેલી છે; અહીં તે મહાનામને ઉદ્દેશીને આપેલી ગણવી).

"હે મહાનામ, એકવાર રાજગૃહ પાસે આવેલા ગૃધ્રકૂટ પર્વત ઉપર હું રહેતો હતો. તે વખતે ઈસિગિલિ પર્વતની તળેટીમાં કાલશિલા ઉપર કેટલાક નિગંઠ (નિર્ગ્રંથ=જૈન) ઊભા રહીને દેહદંડન કરતા હતા. તેથી તેમને અત્યંત દુઃખ થતું હતું. ત્યારે સાયંકાળે એકાંતમાંથી ઊઠીને હું તેમની પાસે ગયો, અને તેમને ઉદ્દેશીને મેં કહ્યું: 'હે નિગંઠબંધુઓ, તમે આ દુઃખ કેમ અનુભવો છો?'

"તેઓ બોલ્યાઃ 'આયુષ્મન, નિગંઠ નાથપુત્ર સર્વજ્ઞ સર્વદર્શી છે. તે, પોતે બધું જાણે છે, એવું પોતાને માટે કહેવરાવે છે. તે કહે છેઃ "હે નિગંઠો, તમે પૂર્વજન્મમાં પાપ કર્યું છે, તે આ કડક દેહદંડનથી નાશ પામશે, અને હવે કાયા, વાચા અને મનથી તમે સંવૃત છો, એટલે હવે પછી પાપ થશે નહિ. આ રીતે તપ વડે પાછલાં પાપોનો નાશ કરવાથી અને ત્યારપછી તમારે હાથે પાપ ન થવાથી

કર્મોનો ક્ષય થશે; કર્મક્ષયથી દુઃખનો ક્ષય, દુઃખક્ષયમાંથી વેદનાઓનો ક્ષય, અને વેદનાઓના ક્ષયમાંથી સર્વ દુઃખોનો નિરોધ થશે.' નાથપુત્રનો આ ઉપદેશ અમને ગમે છે, અને તેથી અમને આનંદ થાય છે.

"હે મહાનામ, તે પછી મેં તે નિગંઠ લોકોને પૂછ્યુંઃ 'નિગંઠબંધુઓ, તમે પૂર્વજન્મમાં હતા કે નહોતા એ જાણો છો?' નિ૦—ના. હું—તમે પાપ કર્યું છે કે નથી કર્યું એ જાણો છો? નિ૦—ના. હું—કયા પ્રકારનું પાપ કર્યું છે એ જાણો છો? નિ૦—ના. હું—આટલું દુઃખ પૂરું થયું અને આટલું બાકી રહ્યું એ જાણો છો? નિ૦—ના. હું—આલોકમાં જ પાપોનો નાશ કરી શકાય છે અને પુણ્યની પ્રાપ્તિ કરી શકાય છે, એ જાણો છો? નિ૦—ના. હું—જો આ વસ્તુઓ તમે નથી જાણતા તો, એમ કહેવું જોઈએ કે પૂર્વજન્મમાં અત્યંત ક્રૂર કર્મો આચરનારા ચોરચાડાલાદિ લોકો જ આ જન્મમાં નિગંઠના ધર્મમાં પ્રવેશ કરે છે.

"નિર્ગ્રંથ બોલ્યાઃ આયુષ્મન ગોતમ, સુખથી સુખ પ્રાપ્ત થતું નથી, દુઃખથી સુખ મેળવવું જોઈએ. જો સુખથી સુખ પ્રાપ્ત થતું હોત તો સેનિય બિંબિસાર મગધરાજાને વધારે સુખ મળત; તે આયુષ્માન ગોતમ કરતાં વધારે સુખી થાત.

"મેં કહ્યુંઃ તમે વિચાર કર્યા વગર આ બોલ્યા. જો તમે મને એમ પૂછ્યું હોત કે બિંબિસાર રાજા અને આયુષ્માન ગોતમ એ બન્નેમાં વધારે સુખી કોણ? તો તે વધારે શોભત. નિ૦—તો પછી અમારું બોલવું જવા દો. તમારા બન્નેમાં વધારે સુખી કોણ તે (તમે જ) કહો.

"મેં કહ્યુંઃ તો પછી હું તમને જ પૂછું છું કે, બિંબિસાર રાજા દેહ હલાવ્યા સિવાય અને શબ્દ ઉચ્ચાર્યા સિવાય સાત દિવસ સુધી પૂર્ણ સુખ અનુભવશે ખરો? નિ૦—ના. હું—છ દિવસ, પાંચ દિવસ, ચાર દિવસ, ત્રણ દિવસ, બે દિવસ, એક દિવસ તે પૂર્ણ સુખ અનુભશે ખરો? નિ૦—ના. હું—પણ હું દેહને ન હલાવતાં, શબ્દ ન ઉચ્ચારતાં એક દિવસ પૂર્ણ સુખ અનુભવી શકું છું; બે દિવસ, ત્રણ દિવસ, ચાર દિવસ, પાંચ દિવસ, છ દિવસ, સાત દિવસ પૂર્ણ સુખ અનુભવી શકું છું. તો પછી રાજા બિંબિસાર અને મારામાં કોણ વધારે સુખી એ (તમે જ) કહો. નિગંઠ બોલ્યાઃ જો એમ હોય તો કહેવું જોઈએ કે મગધરાજા કરતાં આયુષ્માન ગોતમ જ વધારે સુખી છે."

આ રીતે ભગવાન બોલ્યા. મુદિત મનથી મહાનામ શાક્યે ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચૂળદુક્ખક્ખંધસુત્ત સમાપ્ત

## ટીકા

શાક્ય લોકોનું રાજ્ય કોસલ દેશની ઉત્તરે હિમાલયની તળેટીમાં આવેલું હતુ. હાલ નેપાળી તરાઈમાં* ભગવાનપુર નામનું એક તાલુકાનું મુખ્ય ગામ છે. તે ગામથી બે માઈલના અંતરે લુંબિનદેવી

* હિમાલયની તળેટીનો જે ફળદ્રુપ પ્રદેશ નેપાળના તાબે છે, તે ભાગને નેપાળી તરાઈ કહેવામાં આવે છે.

નામની જગ્યા છે. આ જ જગ્યા તે બુદ્ધકાળનું લુંબિનીવન. અહીં બુદ્ધ ભગવાનનો જન્મ થયો હતો. અહીંથી પૂર્વમાં ચૌદ માઈલના અંતર ઉપર નિગ્લિવા નામનું એક ગામ છે. તેની પાસે કપિલવસ્તુ નગરના અવશેષો મળી આવ્યા છે.

શાક્યોના એક કુટુંબમાં શુદ્ધોદન, શુક્લોદન, અશુક્લોદન, ધૌતોદન અને અમિતોદન નામના પાંચ ભાઈઓ હતા. તેમને અમિતાવી નામની એક બહેન હતી. આપણો તથાગત અને નંદ બન્ને શુદ્ધોદનના દીકરા; મહાનામ અને અનુરુદ્ધ એ બન્ને શુક્લોદનના દીકરા; અને આનંદ એ અમિતોદનનો દીકરો થાય. મહાનામ તથાગત કરતાં મોટો હતો અને આનંદ નાનો હતો. નંદ, આનંદ અને અનુરુદ્ધ ભિક્ષુ બન્યા પણ મહાનામ ગૃહસ્થાશ્રમધર્મમાં જ રહ્યો.

અહીં નિગંઠ લોકોની વાત કેમ આપવામાં આવી એ એકદમ ધ્યાનમાં આવતું નથી. આધ્યાત્મિક સુખનો સ્વાદ સમજ્યા વગર વિષયસુખોનો સ્વાદ છોડી શકાતો નથી, એ આ સૂત્રનો ઝોક છે; અને આ મુદ્દો સ્પષ્ટ કરવા માટે જ ભગવાને આ વાત કહી છે. દેહનું ગમે તેટલું દંડન કરવા છતા પણ વિષયોનો સ્વાદ છૂટી શકતો નથી, ઊલટો તે વધવાનો સંભવ છે. દુઃખથી સુખ પ્રાપ્ત થાય છે એ સિદ્ધાંત પણ ખોટો છે. દુઃખથી પ્રાપંચિક સુખની પ્રાપ્તિ કદાચ થતી હશે, પણ આધ્યાત્મિક સુખને માટે દુઃખ ભોગવવાની જરૂર નથી. રાજા બિંબિસારનું સુખ પ્રાપંચિક હતુ, એટલે કે તે દુઃખમિશ્રિત જ હતુ. ક્ષેમેન્દ્ર કવિ રાજસુખનું વર્ણન કરતાં લખે છે:

आक्रम्याटविकैः परैरपहृता सामन्तसीमान्तभू-
रीर्ष्यार्त्ता मरणोद्यता प्रियतमा मुह्यस्तुरंगो मृतः ।
मन्त्री द्रोहसमुद्यतोऽतिबलवानित्यात्तचिन्ताशतै-
र्भूपालः किल कोमलेऽपि शयने निद्रादरिद्री सदा ॥

અર્થ: આજે જંગલી લોકોએ સરહદ ઉપરનો પ્રાંત જબરદસ્તીથી છીની લીધો; મુખ્ય રાણી આજ મત્સરગ્રસ્ત થઈને મરણ માટે તૈયાર થઈ છે; આજે ઘોડારમાંનો મુખ્ય ઘોડો મૃત્યુ પામ્યો; આપણો મંત્રી વિરોધ કરીને રાજ્ય લઈ લેવા માગે છે, અને તે બળવાન છે; આવી અનેક ચિન્તાઓથી વ્યાકુળ થયેલો ભૂમિપાલ રાજા કોમલ શય્યા ઉપર સૂએ તોપણ નિદ્રાદરિદ્રી જ રહે છે!

પણ અધ્યાત્મસુખ આવું નથી. સાત દિવસ સર્વ પ્રાણીઓ ઉપર મૈત્રીભાવના કરીને ધ્યાનસુખમાં રહેવાનો વિચાર કરે, તો યોગી તેમ કરી શકે છે, અને આવી જાતના નિર્વૈર સુખની પ્રાપ્તિ વગર સવૈર વિષયસુખનો સ્વાદ છોડી શકાતો નથી. મહાનામને આ અધ્યાત્મસુખની પ્રાપ્તિ નહોતી થઈ, અને તેથી જ વિષયસુખ ખરાબ છે એમ જાણવા છતાં તેનાથી તે છોડી શકાયું નહિ.

ચૂળદુક્ખક્ખંધસુત્તની ટીકા સમાપ્ત

## ૧૫

## અનુમાનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર આયુષ્માન મહામોગ્ગલ્લાન ભગ્ગ (ભર્ગ) દેશમાં આવેલા સુંસુમાર નામના ગામ પાસે ભેસકળા નામના હરણના બાગમાં રહેતો હતો. તે વખતે ભિક્ષુઓને ઉદ્દેશીને તે બોલ્યોઃ

"બંધુઓ, કોઈ ભિક્ષુ, મને ઉપદેશ આપો, મારા દોષો બતાવો, એવી પોતાના સબ્રહ્મચારી ભિક્ષુઓને વિનંતિ કરે છે; પણ તે જો ચીડિયો, ખરાબ શબ્દો બોલનારો, ઉપદેશનો વિપર્યાસ કરનારો હોય, તો સબ્રહ્મચારીઓ તેની સાથે બોલવા ઇચ્છતા નથી, ઉપદેશ આપવા ઇચ્છતા નથી અને તેનો વિશ્વાસ કરતા નથી.

"બંધુઓ, કઈ વસ્તુઓથી મનુષ્ય ચીડિયો બને છે એ કહું: (૧) કોઈ ભિક્ષુ ખરાબ ઇચ્છા મનમાં લાવે છે, ખરાબ ઇચ્છાઓને વશ થાય છે; (૨) તે પોતાની સ્તુતિ અને બીજાની નિંદા કરે છે; (૩) ક્રોધથી આંધળો બનેલો હોય છે; (૪) ક્રોધથી વેર વાળવાની ઇચ્છા ધરાવે છે; (૫) ક્રોધને લીધે તે શત્રુતા ભૂલતો નથી; (૬) ક્રોધને

લીધે ન બોલવા જેવા શબ્દો બોલે છે; (૭) બીજા કોઈ તેના દોષો ખુલ્લા કરે તો તેની શત્રુતા કરે છે; (૮) બીજા દોષો બતાવે તો તેમના ઉપર રોષ કરે છે; (૯) દોષ બતાવવામાં આવે તો દોષો બતાવનારા ઉપર સામો દોષારોપ કરે છે; (૧૦) દોષ બતાવતા ભળતા જ પ્રશ્નો ઊભા કરે છે, બીજી જ વાતો કાઢે છે અને પોતાનો દ્વેષ પ્રગટ કરે છે; (૧૧) બીજા દોષો ખુલ્લા કરે તો રીતસર પોતાની વાત કહેતો નથી; (૧૨) તે મક્ખી (અનાદર કરવાવાળો) અને પળાસી (સ્પર્ધા કરનારો) હોય છે; (૧૩) ઈર્ષા કરનારો અને મત્સરી હોય છે; (૧૪) શઠ અને માયાવી હોય છે; (૧૫) સ્તબ્ધ (કઠોર) અને અતિમાની હોય છે; (૧૬) મિથ્યા દૃષ્ટિને વળગી રહેનારો હોય છે. આ બધા દુર્ગુણો ચીડિયાપણું પેદા કરનારા છે.

"બંધુઓ, બીજો કોઈ ભિક્ષુ, મારા દોષો મને બતાવે, મને ઉપદેશ આપો, એવી વિનંતિ કરતો નથી; છતા પણ જો તે મીઠા સ્વભાવનો હોય, શાંત હોય, ઉપદેશનો વિપર્યાસ કરનારો ન હોય, તો સબ્રહ્મચારી ભિક્ષુઓ તેની સાથે બોલવા ઇચ્છે છે, તેને ઉપદેશ આપવા ઇચ્છે છે ને તેના ઉપર વિશ્વાસ કરે છે. બંધુઓ, પ્રેમ ઉત્પન્ન કરનારા ગુણો કયા? ઉપર જે દુર્ગુણો બતાવ્યા તેમનો નાશ કરવો, તેમનાથી દૂર રહેવું (તેમના પ્રતિયોગી સદ્‌ગુણો સંપાદન કરવા) એ જ પ્રીતિ ઉત્પન્ન કરનારા ગુણો છે.

"ભિક્ષુએ એવું અનુમાન કરવું કે ઉપર બતાવેલા દુર્ગુણો પૈકી એક અથવા અનેક દુર્ગુણો જો કોઈનામાં હોય તો તે ભિક્ષુ આપણને ગમતો નથી; તો પછી તેમાંનો એક

અથવા તો અનેક દુર્ગુણ જો મારામાં હોય તો બીજાને હું કઈ રીતે ગમું? માટે એ દુર્ગુણોથી અલિપ્ત રહેવાનો તેણે સંકલ્પ કરવો. આ દુર્ગુણો પોતામાં છે કે નથી તેનું તેણે પ્રત્યવેક્ષણ (આત્મપરીક્ષણ) કરવું, અને પ્રત્યવેક્ષણથી જો તેને એમ જણાય કે આ પૈકી એક કે અનેક દુર્ગુણ પોતાનામા છે, તો તેમના નાશ માટે તેણે પ્રયત્ન કરવો. જો આ પૈકી એકાદ અથવા અનેક દુર્ગુણો પોતાનામાં ન હોય, તો તે નથી એમ જાણીને આનંદિત થવું, અને બીજા દુર્ગુણોના નાશ માટે અને સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો. કોઈ યુવાન સ્ત્રી કે પુરુષ પોતે સુશોભિત થવા માટે અરીસામા જુએ છે. તેમા જો તેને પોતાના શરીર ઉપર ધૂળ કે મેલ દેખાય તો તે સ્ત્રી કે પુરુષ તે કાઢી નાંખે છે. જો શરીર સ્વચ્છ હોય તો પોતે સ્વચ્છ છે એવા વિચારથી તેમને આનંદ થાય છે. તે જ રીતે ભિક્ષુનામાં આ દુર્ગુણો હોય તો પ્રત્યવેક્ષણ કરીને તે જાણવા અને તેને કાઢી નાંખવાનો તેણે પ્રયત્ન કરવો. પણ પ્રત્યવેક્ષણ કરતા તેને એમ જણાય કે આ દુર્ગુણો પોતાનામા નથી તો મુદિત મનથી બીજી વધારે સારી વસ્તુઓ શીખવાનો તેણે પ્રયત્ન કરવો"

આ રીતે આયુષ્માન મહામોગ્ગલ્લાન બોલ્યો. તે ભિક્ષુઓએ મુદિત મનથી તેના ભાષણનું અભિનંદન કર્યું.

અનુમાનસુત્ત સમાપ્ત

## ૧૬

# ચેતોખિલસુત્ત

એવું મેં સાભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહેતા હતા ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા :

"હે ભિક્ષુઓ, જેના પાચ ચેતોખિલ (ઉખર) અને ચિત્તના પાચ વિનિબધ (બંધનો) નષ્ટ થયા નથી, તે ધર્મવિનયમા વૃદ્ધિ પામે એ અસંભવિત છે. હવે પાંચ ચેતોખિલ કયા છે તે કહું : (૧) કોઈ ભિક્ષુ ગુરુ સંબધે મનમા કુશંકા લાવે છે, ગુરુ ઉપર વિશ્વાસ રાખતો નથી; (૨) તે ધર્મ ઉપર વિશ્વાસ રાખતો નથી; (૩) સંઘ ઉપર વિશ્વાસ રાખતો નથી; (૪) શિક્ષા (પ્રાતિમોક્ષના નિયમો) ઉપર વિશ્વાસ રાખતો નથી; (૫) સબ્રહ્મચારી ભિક્ષુઓ ઉપર ક્રોધે ભરાય છે, અને તેમનું અહિત ચિંતવે છે. આ પાંચ ચેતોખિલ છે. આને લીધે ચિત્ત પ્રયત્ન કરવા તૈયાર થતું નથી, અને માટે જ તે ચેતોખિલ છે.

"હવે વિનિબંધ ગણાવું : (૧) કોઈ ભિક્ષુ વિષયોનો મોહ છોડી શકતો નથી; (૨) દેહનો મોહ છોડી શકતો નથી; (૩) રૂપોનો મોહ છોડી શકતો નથી; (૪) તે

ખાઈપીને સોડ તાણીને સૂઈ જાય છે, એટલે આળસમાં જ મજા માણે છે; (૫) કોઈ દેવલોકમાં પોતાનો જન્મ થાય, એ હેતુથી બ્રહ્મચર્યનું આચરણ કરે છે, આ શીલથી, આ વ્રતથી, આ તપથી કે આ બ્રહ્મચર્યથી હું દેવ બનું એવી તેની ઇચ્છા હોય છે. આ પાચ ચેતોખિલ અને પાંચ વિનિબંધો જો નાશ ન પામે તો તે ભિક્ષુ ધર્મવિનયમાં વૃદ્ધિ પામે એ અસંભવિત છે. પણ જે ભિક્ષુના આ પાચ ચેતોખિલ અને પાંચ વિનિબંધો નષ્ટ થયા હશે તે ધર્મ-વિનયમાં વૃદ્ધિ પામે એ સંભવિત છે. આ નષ્ટ થયા પછી તે છંદઋદ્ધિપાદ, વીર્યઋદ્ધિપાદ, ચિત્તઋદ્ધિપાદ અને મીમાસા-ઋદ્ધિપાદની ભાવના કરે છે. ઉત્સાહ એ જ તેનો પંદરમો ગુણ છે. આ પંદર ગુણોથી યુક્ત એવો ભિક્ષુ સંબોધ પામવા, નિર્વાણ પામવા યોગ્ય છે. કોઈ કૂકડી આઠ, દસ કે બાર ઈંડાં મૂકે. સારી જગ્યાએ તે મૂકે. એને બરાબર સેવે. તેમની બરાબર કાળજી રાખે. આ સ્થિતિમા તે ઈંડાંમાથી બચ્ચાંઓ બહાર નીકળે એવી તે કૂકડીની ઇચ્છા ન હોય તોપણ બરાબર યોગ્ય સમયે તે ઈંડાંમાથી બચ્ચાં બહાર આવે જ છે, એમાં શક નથી. તે જ રીતે જે ભિક્ષુ આ પંદર ગુણો પ્રાપ્ત કરે તેને સંબોધ પ્રાપ્ત થાય, એમાં શક જ નથી."

આ રીતે ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચેતોખિલસુત્ત સમાપ્ત

## ટીકા

**ઋદ્ધિપાદ** એટલે સિદ્ધિના પગ. મનમાં સત્કાર્યની લગની લગાડીને તે સત્કાર્ય સિદ્ધ કરવું એટલે **છંદઋદ્ધિપાદ**; ઉત્સાહથી જ ધ્યાન સમાધિ પ્રાપ્ત કરવી એટલે **વીર્યઋદ્ધિપાદ**; મનની એકાગ્રતાથી જ કાર્યસિદ્ધિ કરવી એટલે **ચિત્તઋદ્ધિપાદ**; અને વ્યવસ્થિત વિચારસંકલનાથી કાર્યસિદ્ધિ કરવી, એટલે **મીમાંસાઋદ્ધિપાદ.**

પહેલા પાંચ ચેતોખિલ નાશ કરવાની તુલના કૂકડી સારી જગ્યાએ ઇંડાં મૂકે એની સાથે કરવામાં આવી છે. ગુરુ ઉપર, ધર્મ ઉપર, સંઘ ઉપર, શિક્ષા ઉપર યોગ્ય વિશ્વાસ અને સબ્રહ્મચારીઓ પ્રત્યે યોગ્ય વિશ્વાસ ન હોય, તો ધર્મસાધનનો પાયો જ નબળો રહેવાનો. ખરાબ જગ્યાએ મૂકેલાં ઇંડાં નીચે પડીને કે કોઈ અન્ય કારણથી ક્યારે ફૂટી જાય એ નક્કી નથી હોતું; તેમ આ સાધુ ધર્મસાધનથી ક્યારે ભ્રષ્ટ થાય એ નિશ્ચિત નથી. ઇંડાંને સેવવાની તુલના વિનિબંધના નાશની સાથે કરવામાં આવી છે. વિષય, દેહ અને રૂપનો મોહ, સુખની લાલસા અને દેવલોકમાં જન્મ લેવાની વાસના—એ વસ્તુઓ જો પ્રયત્નપૂર્વક મનમાંથી બહાર ન કાઢવામાં આવે, તો મન ધર્મ-માર્ગમા પરિપક્વ દશા પામે એ કઠણ છે. ઇંડાંની કાળજી લેવાની તુલના ચાર ઋદ્ધિપાદ અને ઉત્સાહ એ પાંચ મનોધર્મની સાથે કરેલી છે. આની ભાવનાથી મનની બરાબર સંભાળ લેવી જોઈએ. આ રીતે પૂર્વતૈયારી થયા પછી ઇંડાંમાથી બચ્ચા નીકળશે કે કેમ એની ચિંતા કૂકડીને રાખવાપણું રહેતું નથી તેમ, ભિક્ષુ પાંચ ચેતોખિલ અને પાંચ વિનિંબધોનો નાશ કરીને ઉત્સાહપૂર્વક ચાર ઋદ્ધિપાદની ભાવના કરે એટલે સંબોધ મળશે કે નહિ એની ચિંતા ભિક્ષુએ કરવાની જરૂર નથી; એ તો એની મેળે જ થઈ જાય છે.

ચેતોખિલસુત્તની ટીકા સમાપ્ત

## ૧૭

## વનપત્થસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, વનપ્રસ્થપર્યાય હું કહું છું તે તરફ બરાબર ધ્યાન આપો. કોઈ ભિક્ષુ કોઈ વનમાં રહેતો હોય, અને ત્યાં જે સ્મૃતિ તેનામાં ન હોય તે સ્મૃતિ ઉત્પન્ન ન થતી હોય, અસમાહિત ચિત્ત સમાધાન પામતું ન હોય, ક્ષય ન પામેલા આસવો ક્ષય ન પામતા હોય, અનુત્તર યોગક્ષેમ (નિર્વાણ) પ્રાપ્ત ન થતું હોય, અને ચીવર, પિંડપાત, શયનાસન અને ઔષધિ પદાર્થ પણ જ્યાં અત્યંત ત્રાસથી મળતા હોય, તો તેણે બરાબર વિચાર કરીને રાત હોય તો રાતે જ અને દિવસ હોય તો દિવસે જ તે વન છોડવું.

"પણ બીજા એક વનમાં રહેતાં તેને જે સ્મૃતિ તેનામાં ન હોય તે સ્મૃતિ ઉત્પન્ન ન થતી હોય—પે૦[1] અનુત્તર

---

૧. પે૦ એટલે પેય્યાલં એનો અર્થ ઉપરની જ વસ્તુ ફરીવાર વાંચો, એવો થાય છે.

યોગક્ષેમ પ્રાપ્ત ન થતું હોય, પણ ચીવર—પે૦—ઔષધિ પદાર્થ સુખપૂર્વક મળે છે એમ લાગે, તો તેણે એવો વિચાર કરવો કે, મેં કેવળ ચીવરાદિ માટે પ્રવ્રજ્યા લીધી નથી. અહીં મને જે સ્મૃતિ નહોતી તે ઉત્પન્ન થતી નથી— પે૦ — અનુત્તર યોગક્ષેમ મળતો નથી, એવો બરાબર વિચાર કરીને તે વનમાં ન રહેતાં તેણે ત્યાંથી ચાલ્યા જવું.

"બીજા એક વનમાં રહેતાં જે સ્મૃતિ પહેલાં નહોતી તે ઉત્પન્ન થતી હોય, અસમાહિત ચિત્ત સમાધાન પામતું હોય, ક્ષય ન પામેલા આસવો ક્ષય પામતા હોય, અનુત્તર યોગક્ષેમની પ્રાપ્તિ થતી હોય, પરંતુ ચીવરાદિ પદાર્થો મહા-મહેનતે મળે છે એમ તેને લાગે, તો મેં ચીવરાદિ માટે પ્રવ્રજ્યા લીધી નથી, પણ જે મેળવવા જેવી વસ્તુઓ છે તે અહીં મળે છે એવો વિચાર તેણે કરવો અને ત્યાં જ રહેવું, ત્યાંથી બીજે જવું નહિ. પણ બીજા એક અરણ્યમાં રહેતાં ત્યા જે પહેલા નહોતી એ સ્મૃતિ ઉત્પન્ન થતી હોય —પે૦ — અનુત્તર યોગક્ષેમ મળે છે, અને ચીવરાદિ પદાર્થો સુખપૂર્વક મળે છે એમ લાગે તો તે ભિક્ષુએ બધુ આયુષ્ય તે જ વનમાં ગાળવું, ત્યાંથી બીજે ન જવું. કોઈ ગામના કે મનુષ્યના આશરે રહીને ઉપર પ્રમાણે જો અનુભવ થાય તો ઉપર કહ્યા પ્રમાણે જ વર્તવું."

આ રીતે ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

વનપત્થસુત્ત સમાપ્ત

## ૧૮
# મધુપિંડિકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શાકચદેશમાં કપિલવસ્તુમાં નિગ્રોધારામમાં રહેતા હતા. તે એક દિવસે કપિલવસ્તુમા ભિક્ષા માટે ફર્યા પછી ભોજનોત્તર વિશ્રાંતિ લેવા માટે મહાવનમા ગયા, અને ત્યા બીલીના ઝાડ નીચે બેઠા. ત્યાં દંડપાણિ શાકચે તેમની મુલાકાત લીધી, કુશલ-સમાચાર પૂછયા અને પછી તેને પૂછયું, "આપ કયા મતનું પ્રતિપાદન કરો છો?" ભગવાને કહ્યું, "જેથી આલોકમા કોઈની સાથે તકરાર ઊભી ન થાય, અને જેથી વિષયોમા સ્વાદ ન રહેવાથી, કુશંકા નષ્ટ થવાથી અને ભવા-ભવની તૃષ્ણાનો ક્ષય થવાથી, બ્રાહ્મણના મનમાં (તત્ત્વવેત્તાના મનમા) સંજ્ઞાનું બીજ ન રહે, તે તત્ત્વનું હું પ્રતિપાદન કરું છું."

આ સાંભળી દંડપાણિ શાકચે માથું હલાવ્યું, જીભ હલાવી, કપાળમાં બહુ કરચલીઓ પાડી, અને લાકડીને ટેકે તે ત્યાંથી ચાલતો થયો.

ધ્યાનસમાધિ પૂરી કરીને ભગવાન નિગ્રોધારામમાં આવ્યા, અને ત્યાં તેમણે આ વાત ભિક્ષુઓને કહી. ત્યારે

તે ભિક્ષુઓમાંથી એક જણે કહ્યું, "ભગવન, આપના આ વાક્યનો અર્થ શું?" ભગવાન બોલ્યા, "હે ભિક્ષુ, પ્રપંચસંજ્ઞા ઉત્પન્ન થવા છતાં મનુષ્યને આનંદ થતો નથી, આસક્તિ થતી નથી, તેથી તેના રાગ (કામ), પ્રતિઘ (ક્રોધ), દૃષ્ટિ, વિચિકિચ્છા (શંકા), માન, ભવરાગ અને અવિદ્યા, આ (સાત) અનુશયો નષ્ટ થાય છે, અને દંડગ્રહણ, શસ્ત્રગ્રહણ, વિગ્રહ, વિવાદ, હોંસાતોંસી, ચાડી અને ખોટાપણું, આ પાપકારક ધર્મોનો સમૂળ નિરોધ થાય છે."

આમ બોલીને ભગવાન આસન ઉપરથી ઊઠીને વિહારમાં ગયા. ત્યારે એ ભિક્ષુઓને એવો પ્રશ્ન ઊભો થયો કે ભગવાને કરેલા આ સંક્ષિપ્ત ઉપદેશનો વિસ્તારથી કોણ અર્થ સમજાવે? તે સમયે મહાકચ્ચાન (કાત્યાયન) ત્યાં હતો. ભિક્ષુઓ તેની પાસે ગયા અને ભગવાનના ઉપદેશનો વિસ્તારપૂર્વક અર્થ સમજાવવા માટે વિનંતિ કરી. ત્યારે તે બોલ્યો, "હે બંધુઓ, સાર શોધવા ગયેલ માણસ જેમ સારવાન વૃક્ષનું મૂળ અને થડ છોડીને ડાળીઓ અને સૂકાં પાદડાં એ જ સાર છે એમ સમજે તેમ તમે ભગવાનને મૂકીને આ વાક્યનો અર્થ સમજવા મારી પાસે આવો છો તે છે. ભગવાન યથાર્થ રીતે જાણે છે. તેઓ ધર્મમાર્ગમાં લોકોનું લોચન છે. તે સાક્ષાત્ ધર્મ જ છે, સાક્ષાત્ બ્રહ્મ જ છે. તે વક્તા છે, પ્રવક્તા છે, અમૃતદાતા છે, તે ધર્મસ્વામી છે. તે તથાગત છે. તેમને જ તમે પૂછીને તેનો અર્થ સમજો."

ભિક્ષુઓ બોલ્યા, "હવે અમે અહીં તો આવ્યા છીએ, તો જો તમને ભારે ન લાગતું હોય તો આનો અર્થ વિસ્તારપૂર્વક સમજાવો."

મહાકચ્ચાન બોલ્યો, "ચક્ષુ અને રૂપમાંથી ચક્ષુર્વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ. સ્પર્શમાંથી વેદના પેદા થાય છે. જેનાથી વેદના ઉત્પન્ન થાય છે તેનાથી જ સંજ્ઞા ઉત્પન્ન થાય છે. સંજ્ઞાને લીધે જ વિતર્કની ઉત્પત્તિ થાય છે, અને જ્યાં વિતર્ક છે ત્યાં પ્રપંચ છે જ. પ્રપંચમાથી પ્રપંચસંજ્ઞા ઉત્પન્ન છે. શ્રોત્ર અને શબ્દમાંથી શ્રોત્રવિજ્ઞાન ઉત્પન્ન થાય છે; આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ . . . ઘ્રાણ અને ગંધમાથી ઘ્રાણવિજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ . . . જીહ્વા અને રસમાથી જીહ્વાવિજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ . . . કાય અને સ્પસ્ર્યપદાર્થોથી કાયવિજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ . . . મન અને મનોધર્મમાંથી મનોવિજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણેનું સંમેલન એ જ સ્પર્શ. સ્પર્શમાથી વેદના વગેરે પેદા થાય છે. ચક્ષુ, રૂપ વગેરે પદાર્થો ન હોય તો ચક્ષુર્વિજ્ઞાન અને તેમાથી સ્પર્શ વગેરે પરંપરા ઉત્પન્ન નહિ થાય. અર્થાત્ પ્રપંચસંજ્ઞાનો નિરોધ થાય છે. હવે આ મારા કથનમાં કંઈ ઓછુંવત્તું હોય તો તમે ભગવાનને જ પૂછો."

એટલે તે ભિક્ષુઓ ભગવાન પાસે ગયા, અને મહાકચ્ચાને જે સ્પષ્ટીકરણ કર્યું તે તેમને નિવેદન કર્યું. ત્યારે ભગવાન બોલ્યા, "હે ભિક્ષુઓ, મહાકચ્ચાન પંડિત છે અને મહાપ્રજ્ઞાવાન છે. જો તમે મને મારા સંક્ષિપ્ત ઉપદેશનો વિસ્તારપૂર્વકનો અર્થ પૂછ્યો હોત તો મેં પણ મહાકચ્ચાનની માફક જ સ્પષ્ટીકરણ કર્યું હોત."

તે સમયે આયુષ્માન આનંદ ત્યાં હતા. તેણે ભગવાનને કહ્યું, "ભદંત, જેમ કોઈ ભૂખ્યા માણસને મધુપિંડિકા મળે; અને તેનો તે માણસ જેમજેમ આસ્વાદ લેતો જાય તેમતેમ તેને વધારે ને વધારે મધુર લાગતી જાય; તેમ જ કોઈ સુજ્ઞ ભિક્ષુ આ ધર્મોપદેશનું જેમ જેમ વધારે ને વધારે પર્યાલોચન કરશે તેમતેમ તેનું ચિત્ત મુદિત અને પ્રસન્ન બનશે. ભદંત, આ ધમ પર્યાયનું નામ શું?"

ભગવાન બોલ્યા, "એમ હોય તો તું આ ઉપદેશને મધુપિંડિકપર્યાય જ કહેજે."

આમ ભગવાન બોલ્યા. આયુષ્માન આનંદે મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મધુપિંડિકસુત્ત સમાપ્ત

## ટીકા

ભગવાનથી બીજે નંબરે મહાકચ્ચાનના જ ઉપદેશને મહત્ત્વ આપવું એ આ સૂત્રનો મુખ્ય ઉદ્દેશ હોય એમ લાગે છે. દંડપાણિને ભગવાને પોતાના મતનું તત્ત્વ સમજાવ્યું. આ જાતનાં સારભૂત વાક્યો સુત્તનિપાતના છેલ્લા બે વગ્ગમાં પુષ્કળ મળી આવે છે. તેનો ટૂંકામાં એવો અર્થ થાય છે કે સંજ્ઞાથી તકરાર ઊભી થાય છે. અને અનેક પ્રકારની શંકાકુશંકા, વિષયલંપટતા વગેરે પાપવાસના સંજ્ઞાને લીધે જ ઊભી થાય છે. આજનું આધુનિક ઉદાહરણ રાષ્ટ્રીયતા છે. રાષ્ટ્રીયતા એ એક જ સંજ્ઞાને વળગીને લાખો મનુષ્યો એકબીજાની સાથે લડીને પોતાના પ્રાણ આપવા તૈયાર હોય છે. પૂર્વે ધર્મપંથ વગેરે સંજ્ઞાને વળગી રહીને માણસોએ અનેક યુદ્ધો

કરેલાં છે. હાલમાં પણ રાષ્ટ્રીયત્વ વગેરે સંજ્ઞાને વળગવાથી મનુષ્યો ઘોર રક્તપાત કરે છે. એટલે ભગવાન કહે છે કે કોઈ પણ સંજ્ઞાને તમે વધારે મહત્ત્વ ન આપો. સંજ્ઞાને મહત્ત્વ આપવાથી સારાસાર વિચાર કરવાની તાકાત તમારામાં રહેવાની નથી; તમે લડવા તૈયાર થશો; તમને વિષય ગમવા લાગશે; શંકાકુશંકા થવા લાગશે; ભવાભવની તૃષ્ણા નાશ નહિ પામે.

આનું જ થોડુંક સ્પષ્ટીકરણ ભગવાને કરેલું છે, અને પછી ચક્ષુ, રૂપ વગેરેમાંથી પ્રપંચસંજ્ઞાની ઉત્પત્તિ કઈ રીતે થાય છે એનું વિવરણ મહાકચ્ચાને કર્યું છે. પણ આ બધામાં મુદ્દાની વાત તો એ છે કે પ્રપંચસંજ્ઞા ગમે તે ઇંદ્રિયોને લીધે ઉત્પન્ન થઈ હોય તોપણ તેને આપણે વળગવું નહિ, એટલું જ નહિ પણ તેને ઉત્પન્ન થવા દેવી એ જ ઇષ્ટ નથી.

મધુપિંડિકસુત્તની ટીકા સમાપ્ત

## ૧૯

# દ્વેધાવિતક્કસુત્ત

એમ મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમા અનાથપિંડિકના આરામમાં રહેતા હતા, ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, જ્યારે હું બોધિસત્ત્વ હતો, અને સંબોધ પ્રાપ્ત થયો નહોતો ત્યારે જ મારા મનમાં એવો વિચાર આવ્યો કે, વિતર્કના બે ભાગ કરવા. એ અનુસાર કામ-વિતર્ક (વિષયવિતર્ક), વ્યાપાદવિતર્ક (દ્વેષવિતર્ક), અને વિહિંસાવિતર્ક (બીજાને અથવા તો પોતાની જાતને ત્રાસ આપવાનો વિતર્ક), એ ત્રણ વિતર્કોનો મેં એક વિભાગ કર્યો; અને નૈષ્કર્મ્ય (એકાન્તવાસ) વિતર્ક, અવ્યાપાદ (મૈત્રી), અને અવિહિંસા (ત્રાસ ન આપવાની બુદ્ધિ) આ ત્રણ વિતર્કોનો બીજો વિભાગ બનાવ્યો. પછી બહુ સાવધાનીથી અને દક્ષતાથી વર્તતા પહેલાં ત્રણ—કામ, વ્યાપાદ, વિહિંસા—વિતર્કો પૈકી કોઈ એક વિતર્ક મારા મનમાં ઉત્પન્ન થતો, ત્યારે હું એવો વિચાર કરતો કે આ ખરાબ વિતર્ક મારા મનમાં ઊભો થયો છે; તે મારા દુઃખનું, બીજાના દુઃખનું

કે બન્નેના દુઃખનું કારણ બનશે, પ્રજ્ઞાનો નિરોધ કરશે, અને મને નિર્વાણ પામવા નહિ દે. આવો વિચાર હું કરતો ત્યારે એ વિતર્ક મારા મનમાંથી નાશ પામતો. ઘણું કરીને માણસ જે જે વિતર્ક મનમાં લાવે છે, તે તે વિતર્ક તરફ તેનું મન જાય છે. નૈષ્કર્મ્યવિતર્કને છોડી દઈને કામવિતર્કને વધારે પોષીએ તો કામવિતર્ક તરફ જ મન જાય છે; અવ્યાપાદવિતર્ક છોડી દઈને વ્યાપાદવિતર્કને જ વધારે પોષીએ તો મન વ્યાપાદવિતર્ક તરફ જ જાય છે; અને અવિહિંસાવિતર્ક છોડી દઈને વિહિંસાવિતર્કને જ વધારે પોષીએ તો, વિહિંસાવિતર્ક તરફ જ મન જાય છે.

"હે ભિક્ષુઓ, શરદ ઋતુમા જ્યારે ચારે તરફ અનાજનાં ખેતરો પાકી ગયા હોય છે ત્યારે, ગોવાળ લાકડી વતી બધા ઢોરોને સરખા રાખે છે; તેની સંભાળ રાખે છે; કારણ કે, જો તેમ ન કરવામા આવે તો ઢોરો બીજાનાં ખેતરોમા ઘૂસી જશે, અને તેથી પોતાને દંડ કે સજા થશે, એ તે જાણે છે. તે જ રીતે કામ, વ્યાપાદ, વિહિંસા વગેરે અકુશલ મનોવૃત્તિ ભયાવહ છે, એમ સમજીને મેં તેમનું આકલન કર્યું.

"તે વખતે હું અત્યંત સાવધાનતાથી અને પ્રયત્નપૂર્વક વર્તતો ત્યારે મારા મનમાં નૈષ્કર્મ્ય, અવ્યાપાદ અને અવિહિંસા, એ ત્રણ વિતર્કોમાંથી એકાદ વિતર્ક પેદા થતો. તે સમયે હું એવો વિચાર કરતો કે, આ કુશલ વિતર્ક મારા મનમાં ઉત્પન્ન થયો છે; તે મને, બીજાને કે બન્નેને દુઃખ આપવાનો નથી, પ્રજ્ઞાની અભિવૃદ્ધિ કરનારો છે, અને નિર્વાણ અપાવનારો છે; તેનું આખી રાત કે આખો દિવસ ચિંતન કરવા છતાં તે ભયાવહ નથી; છતા ઘણા કાળ સુધી

ચિંતન કરવાથી મારો દેહ માત્ર શ્રાન્ત થશે, અને દેહ શ્રાન્ત થવાથી ચિત્ત સ્થિર રહેશે નહિ; અસ્થિર ચિત્તને સમાધિ ક્યાંથી પ્રાપ્ત થાય ? આથી અભ્યંતરમાં હું મારૂં મન સ્થિર કરતો. જે કામવિતર્ક છોડી દે છે તેનું ચિત્ત નૈષ્કર્મ્યવિતર્ક તરફ વળે છે. જે અવ્યાપાદવિતર્કની વૃદ્ધિ કરે છે અને વ્યાપદવિર્તકનો ત્યાગ કરે છે, તેનું મન અવ્યાપાદવિતર્ક તરફ વળે છે. જે અવિહિંસાવિતર્કની વૃદ્ધિ કરે છે, અને વિહિંસાવિતર્કનો ત્યાગ છે, તેનું મન અવિહિંસાવિતર્ક તરફ વળે છે. ઉનાળાને અંતે જ્યારે લોકો ખેતરમાનો બધો પાક ઘેર લાવ્યા હોય છે ત્યારે કોઈ ગોવાળ ગાયોને છૂટી મૂકી દે છે. તે ઝાડની નીચે બેઠો હોય કે ખુલ્લામા બેઠો હોય છતાં ગાયો ઉપર ધ્યાન રાખવા કરતા વધારે તે કશું જ કરતો નથી. તે રીતે નૈષ્કર્મ્યવિતર્કાદિ કુશલ મનોધર્મ ઉત્પન્ન થતા ત્યારે આ કુશલ ધર્મો છે એટલી જ સ્મૃતિ હું રાખતો. તેમનો નિગ્રહ કરવાનો પ્રયત્ન હું ન કરતો.

"હે ભિક્ષુઓ, કોઈ અરણ્યમાં એક મોટું તળાવ હોય; તેમાં ત્યાં રહેનાર મૃગગણુ પાણી પીવા આવે. તે મૃગસંઘનો નાશ કરવાની ઇચ્છા રાખનાર એકાદ માણસ ત્યાં આવી તળાવે પહોંચવાનો સીધો અને નિર્ભય માર્ગ પૂરી દે, અને બીજો કુમાર્ગ ખુલ્લો કરીને તેમાં પાંજરું (ઓકચર) અને જાળ (ઓકચારિકા) મૂકી રાખે છે; તેથી કરીને તે મૃગસંઘ સંકટમાં આવી પડે છે (તેમાંના ઘણા મૃગો નાશ પામે છે). પણ તે મૃગસંઘનું હિત ઇચ્છનારો, સુખ ઇચ્છનારો કોઈ બીજો માણસ તે જગ્યાએ આવીને, તે કુમાર્ગ પૂરી દઈ જૂનો સીધો અને નિર્ભય માર્ગ ખુલ્લો કરે છે, પાંજરું ભાંગી નાખે છે,

અને જાળ તોડી નાંખે છે, તેથી કેટલેક વખતે તે મૃગસંઘની અભિવૃદ્ધિ થાય છે.

"હે ભિક્ષુઓ, આ મેં ઉપમા આપી છે. એનો અર્થ આવો છે—આલોકનાં સુખો એ તે તળાવ જેવાં છે. મૃગ મનુષ્યપ્રાણીઓ જેવા છે. તેમનો નાશ કરવાની ઇચ્છા રાખનાર માણસ માર છે. મિથ્યા દૃષ્ટિ, મિથ્યા સંકલ્પ, મિથ્યા વાચા, મિથ્યા કર્મ, મિથ્યા આજીવ, મિથ્યા વ્યાયામ, મિથ્યા સ્મૃતિ અને મિથ્યા સમાધિ. એ જ કુમાર્ગ છે. વિષયાસક્તિ એ પાંજરું છે, અને અવિદ્યા જાળ છે. તેનું કલ્યાણ વાંછનાર મનુષ્ય સમ્યક્ સંબુદ્ધ તથાગત છે. સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિ, આ આર્ય અષ્ટાંગિક માર્ગ જ સીધો માર્ગ છે. આ રીતે હે ભિક્ષુઓ, સીધો, નિર્ભય અને સુખાવહ માર્ગ મેં ખુલ્લો કર્યો છે; કુમાર્ગ ઢાંકી દીધો છે, પાંજરું ભાંગી નાંખ્યું છે અને જાળ તોડી નાંખી છે; ધર્મગુરુ શ્રાવકો પ્રત્યેની હિતબુદ્ધિથી અનુકંપાપૂર્વક જે કરે તે મેં કર્યું છે. આ ઝાડો અને આ એકાન્ત જગ્યાઓ જુઓ, ધ્યાન ધરો, નિષ્કાળજીપૂર્વક વર્તો નહિ, અને આગળ ઉપર પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવવા ન દો, એટલો જ મારો તમને ઉપદેશ છે."

આ રીતે ભગવાન બોલ્યા તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

દ્વેધાવિતક્કસુત્ત સમાપ્ત

## ટીકા

આ સૂત્રમાં જે બે ઉપમાઓ આવી છે તે મૂળ ગ્રંથમાં બરાબર મુકાઈ નથી એવું મારું માનવું છે. એ વસ્તુ બાજુએ મૂકીએ તો તે ઉપમાઓ અત્યંત સરસ છે એમ જણાશે. કામાદિ અકુશલ વિચારોને આપણા મનમાં સ્વચ્છંદ વિહાર કરવા દઈએ તો શરત્કાલમાંની ગાયોની માફક તે બીજાઓની હદમાં ઘૂસી જઈને આપણા ઉપર મહાસંકટો લાવે છે. પણ નૈષ્કર્મ્યાદિ કુશલ વિચારો ઉનાળામાંની ગાયો જેવા છે. તેમને ગમે તેટલો સ્વૈરવિહાર કરવા દઈએ તોપણ તેમાં જોખમ નથી. ફક્ત તેમની પાછળ દોડતાં દોડતાં આપણો દેહ શ્રાન્ત થવાનો સંભવ છે. માટે ચિત્તનું સમાધાન રાખવું જોઈએ. તળાવની ઉપમા તો આ કરતાં પણ સરસ છે. ઓકચર એટલે એક જાતનો મૃગ અને ઓકચારિકા એટલે એક જાતની મૃગી એવો અર્થ અટ્ઠકથાચાર્યે આપેલો છે. પણ તે અહીં બંધબેસતો આવતો નથી. આ જો જીવંત પ્રાણીઓ છે એમ ગણીએ તો તે સજ્જન પુરુષ તેઓનો નાહક નાશ શા માટે કરે? એ વિચારે ઓકચર એટલે પાંજરું, અને ઓકચારિકા એટલે જાળ એવો અર્થ કર્યો છે. પાંજરાની ઉપમા વિષયાસક્તિની સાથે અને જાળની ઉપમા અવિદ્યાની સાથે બરાબર બંધબેસતી આવે છે. છતાં આ અર્થને બીજા ગ્રંથોમાં આધાર મળેલો નથી કોશમાં પણ આ બન્ને શબ્દોના અર્થ હાથ લાગ્યા નથી.

દ્વેધાવિતક્કસુત્તની ટીકા સમાપ્ત

## ૨૦

## વિતક્કસંઠાનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એક વાર ભગવાન શ્રાવસ્તી પાસે આવેલા જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, યોગમાર્ગનો અભ્યાસ કરતા ભિક્ષુએ આ પાંચ નિમિત્તોનું વારંવાર ચિંતન કરવુંઃ

"(૧) કોઈ એક નિમિત્ત મનમાં આવતાં, જો પાપચ્છંદ, દ્વેષ અને મોહથી મિશ્રિત અકુશલ વિતર્ક મનમાં ઊભા થાય તો બીજા કુશલ નિમિત્તનું ચિંતન કરીને તે નિમિત્તને દૂર કરવું. જેમ કોઈ સુતાર પાટિયામાં અથવા તો લાકડાના વાંસામાં બેસારેલી મેખ બીજી સૂક્ષ્મ અને મજબૂત મેખ મારીને કાઢી નાંખે છે, તે રીતે કુશલ નિમિત્તનું મનમાં ચિંતન કરીને અકુશલ નિમિત્તને યોગીએ દૂર કરવું.

"(૨) આટલાથી પણ જો કામ ન સધાય તો યોગીએ અકુશલ વિતર્કોનો આદીનવ (દોષ) જોવો. આ વિતર્કો

અપાયકારક છે, નિંદ્ય છે એવો તેણે વિચાર કરવો. જેમ કોઈ પોતાની જાતને સુશોભિત દેખાડવાનો પ્રયત્ન કરનાર તરુણ માણસના ગળામા મરી ગયેલ સાપ, કૂતરો કે મનુષ્યનાં અવયવો લટકાવવામા આવે તો તે અત્યંત કંટાળી જાય તે રીતે ભિક્ષુએ અકુશલ વિતર્કોનો આદીનવ જાણીને તેનાથી કંટાળવું.

"(૩) આટલાથી કામ ન સરે તો તેણે તે વિતર્કો તરફ ધ્યાન જ ન આપવું. જેમ કોઈ માણસ પોતાને જે વસ્તુ જોવાની ઇચ્છા ન હોય તેમ વસ્તુ તરફ નથી જોતો, અથવા બીજી બાજુ નજર રાખીને પસાર થઈ જાય છે, તે રીતે ભિક્ષુએ અકુશલ વિતર્કો તરફ ધ્યાન જ ન આપવું.

"(૪) આટલાથી પણ કામ ન સરે તો તેણે તે અકુશલ વિતર્કોનો પૂરેપૂરો વિચાર કરવો. જેમ કોઈ માણસ (વિચાર કર્યા વગર) દોડવા લાગે છે; તે એમ વિચારે કે હું દોડું છું શા માટે? ખાલી ચાલું તોપણ પૂરતું છે; પણ પછી ચાલવાનું પણ પ્રયોજન નથી. ફક્ત ઊભો રહું તોપણ અડચણ નથી, એમ તેને લાગે; ઊભા રહ્યા પછી બેસવાનો અને બેઠા પછી સૂવાનો વિચાર તેને આવે; અને તે પ્રમાણે તે આચરણ કરે છે. એટલે આ રીતે તે દોડવાથી માંડીને ક્રમશઃ સૂવા સુધીની પોતાની શરીરની ગતિ શાંત કરે છે. તે રીતે ભિક્ષુએ અકુશલ વિતર્કોનો પૂરેપૂરો વિચાર કરીને પોતાના મનની ગતિ શાત કરવી.

"(૫) આટલાથી પણ જો કામ ન પતે, તો દાંત બરાબર ભીસી રાખીને, જીભ તાળવે અડાડીને અને મનને બરાબર દાબી રાખીને તેણે તે વિતર્કોનો નાશ કરવો. જેમ

કોઈ બળવાન માણસ બીજા દુર્બળ માણસને પકડીને દબાવી નાખે છે તે રીતે આ ભિક્ષુએ અકુશલ વિતર્કોનું જબરદસ્તીથી દમન કરવું.

"આ પાંચે નિમિત્તોનું યથાકાલ ચિંતન કરવામાં આવે તો અકુશલ વિતર્કોનો નાશ થાય છે, અને ચિત્ત એકાગ્ર તથા શાંત થાય છે. આ જાણનાર ભિક્ષુ વિતર્કોને પોતાના કબજામા રાખી શકે છે; જે વિતર્ક જોઈતો હોય તે જ વિતર્કને મનમા આવવા દે છે, અને જે ન જોઈતો હોય તેને મનમાંથી દૂર ખસેડી શકે છે. આથી તે તૃષ્ણાનો નાશ કરે છે, સંયોજનો તોડી નાખે છે, અને અહંકારનો ત્યાગ કરીને દુઃખનો અંત લાવે છે."

આ રીતે ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

વિતક્કસંઠાનસુત્ત સમાપ્ત

**સીહનાદવગ્ગ બીજો સમાપ્ત**

## વર્ગ ત્રીજો

### ૨૧

### કકચૂપમસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે અરસામાં મોલિયફગ્ગુન નામનો એક ભિક્ષુ ભિક્ષુણીઓની સાથે વારંવાર ફરતો. જો કોઈ માણસ તે ભિક્ષુણીઓને દોષ દેતો તો ફગ્ગુન ક્રોધે ભરાતો, અને કોઈ તે ફગ્ગુનને દોષ દેતો તો ભિક્ષુણીઓ ચિડાતી. આ હકીકત એક ભિક્ષુએ ભગવાનને જણાવી. એટલે તે જ ભિક્ષુને મોકલીને ભગવાને ફગ્ગુનને બોલાવ્યો, અને તેને કહ્યું, "હે ફગ્ગુન, તારા સંબંધમાં જે વાતો ચાલે છે તે ખરી છે?" ફગ્ગુને જવાબ આપ્યો, "હા, ભદંત." ભગવાનઃ "તેં સારા કુટુંબમાં જન્મ લીધો અને કેવળ શ્રદ્ધાને લીધે તેં ઘરનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા લીધી. એટલે તારે માટે આમ કરવું એ વાજબી નથી. જો તારી સમક્ષ ભિક્ષુણીઓને કોઈ દોષ દે તો તારે ક્રોધે ભરાવું જોઈએ નહિ, એટલું જ નહિ પરંતુ તારા

મનમાં તારે મૈત્રી અને અનુકંપા રાખવી જોઈએ. તારી સામે તે ભિક્ષુણીઓને કોઈ થપાટ મારે, તેમના ઉપર પથ ફેંકે, લાઠીથી કે કોઈ શસ્ત્રથી તેમના ઉપર પ્રહાર કરે, તો અપરાધી માણસો ઉપર ક્રોધ ન કરવો જોઈએ; તારા ચિત્ત માંથી હિતાનુકંપા અને મૈત્રી ડગમગવાં ન જોઈએ. તને પોતાને જ કોઈ દોષ દે, તને થપાટ મારે, તારા ઉપ પથરા ફેંકે, લાઠીથી અથવા કોઈ શસ્ત્રથી તારા ઉપર પ્રહા કરે, તોપણ તારે તેના ઉપર ક્રોધ કરવો ન ઘટે. તારે એવો નિશ્ચય કરવો જોઇએ કે મારું ચિત્ત વિકૃત નહિ થાય, મુખ વાટે ખરાબ શબ્દો નહિ નીકળે, મનમા દ્વેષનું બીજ નહિ રહે; પણ હિતાનુકંપા અને મૈત્રી અટળ રહેશે."

તે પછી ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, "ભિક્ષુઓ, એકવાર ભિક્ષુઓએ મને સંતુષ્ટ કર્યો. હું કહેતો કે એકવાર જ જમવાથી મને વ્યાધિ નડતા નથી, શરીર હળવું રહે છે, શરીરમા બળ રહે છે, અને હું સુખમાં રહું છું. તમે પણ જો એકવાર જ ભોજન લેશો તો સુખી થશો. તે ભિક્ષુઓને મારે બહુ ઉપદેશ આપવો પડતો નહિ. તેમને ફક્ત સંભારી દેવાથી જ કામ સરતું. જેમ કોઈ સરસ પલોટેલા ઘોડા જોડેલો રથ ચોકમાં ઊભો હોય, અને કોઈ ઉત્તમ સારથિ તેના ઉપર આરૂઢ થઈ ડાબા હાથમાં લગામ લે અને જમણા હાથમા ચાબૂક લઈને ઘોડાને પોતાની મરજી પડે એ દિશામા વાળે, એ રીતે હું તે ભિક્ષુઓને ફક્ત સંભારી દેતો એટલાથી જ કામ સરતું. માટે હે ભિક્ષુઓ, તમે પણ અકુશલનો ત્યાગ કરો, અને કુશલ ધર્મનો અભ્યાસ કરો. એથી આ ધર્મવિનયમાં તમારી વૃદ્ધિ થશે.

"કોઈ ગામ પાસે કે શહેર પાસે એક મોટું શાલવૃક્ષોનું વન છે, અને તે એરંડા જેવાં નિરુપયોગી વૃક્ષોથી ભરેલું છે, એવી કલ્પના કરો. તે અરણ્યનું હિત ઇચ્છનારો કોઈ માણસ ત્યાં આવીને અંદરનાં નિરુપયોગી ઝાડો અને વાંકાંચૂંકાં ઊગેલાં શાલનાં ઝાડો તોડી નાંખીને સીધાં ઝાડો રાખે છે અને તેની સંભાળ લે છે. આને લીધે કેટલેક કાળે તે શાલવન વૃદ્ધિ પામે છે. તે રીતે હે ભિક્ષુઓ, તમારાં મનમાંના અકુશલ ધર્મોનો ત્યાગ કરો અને કુશલ ધર્મોનું અનુષ્ઠાન કરો. આથી કરીને તમે વૃદ્ધિ પામશો.

"હે ભિક્ષુઓ, પ્રાચીન કાળમાં આ જ શ્રાવસ્તી નગરીમાં વૈદેહિકા નામની એક ગૃહિણી રહેતી હતી. તે શાંત અને નમ્ર છે એવી તેની ખ્યાતિ હતી. તેની પાસે કાલી નામની એક દાસી હતી. પોતાની શેઠાણી ખરેખર જ શાંત છે, કે પોતે વ્યવસ્થાપૂર્વક બરાબર કામ કરે છે એટલે તેને ક્રોધ કરવાનો પ્રસંગ જ પ્રાપ્ત થતો નથી, એ વાતની પરીક્ષા કરવાનો નિશ્ચય કરીને તે એક દિવસ સવારે મોડી ઊઠી. ત્યારે વૈદેહિકાએ તેને પૂછ્યું, 'અલી કાલી, આજે મોડી કેમ ઊઠી?' કાલીએ જવાબ આપ્યો, 'કંઈ નહિ, બા, એ તો સહેજ મોડું થઈ ગયું.' આથી વૈદેહિકા ચિડાઈ અને ભવાં ચડાવ્યાં. એટલા ઉપરથી કાલી તો સમજી ગઈ કે શેઠાણી શાંત નથી પણ ક્રોધી છે; ફક્ત હું બરાબર કામ કર્યા કરું છું એટલે તેને ચિડાવાનો અવસર જ મળતો નથી. બીજે દિવસે કાલી એથી પણ વધારે મોડી ઊઠી, એટલે વૈદેહિકાએ તેને ખૂબ ગાળો દીધી. ત્રીજે દિવસે કાલીએ ઊઠવામાં એથી પણ વધારે મોડું કર્યું. એટલે બારણાની ભોગળ (અર્ગલા)

કાઢીને વૈદેકહિકાએ કાલીના માથામાં મારી. ફૂટેલા માથા સહિત રાડો પાડતીપાડતી કાલી રસ્તા ઉપર ગઈ અને આડોશીપાડોશીને ભેગાં કર્યાં, અને તેમને કહ્યું, 'અમારી નમ્ર અને શાંત શેઠાણીનું કાર્ય જુઓ. હું એકલી જ બાઈ આ ઘરમાં કામ કરું છું છતાં એકાદ દિવસ ઊઠવામાં જરા મોડુ થાય તો એ મને કેમ મારે છે?' ત્યારથી વૈદેહિકા ખૂબ ક્રોધી અને જાજરમાન છે એવી તેની ખ્યાતિ થઈ.

"તે પ્રમાણે હે ભિક્ષુઓ જ્યાં સુધી ખરાબ શબ્દો કાન ઉપર આવતા નથી ત્યા સુધી તે ભિક્ષુ બહુ શાંત અને નમ્ર ગણાય છે. પણ જ્યારે ખરાબ શબ્દો તેના કાન ઉપર પડે ત્યારે જ તે શાંત છે કે નથી, નમ્ર છે કે નથી તે ઓળખી શકાય. જે ભિક્ષુ ચીવર, પિંડપાત, શયનાસન અને ભૈષજ્ય પદાર્થો (મેળવવા) માટે મધુર ભાષણ કરે છે, તેને હું મધુરભાષી કહેતો નથી. કારણકે જો આ પદાર્થો તેને ન મળે તો તે મધુર ભાષણ કરતો નથી. પણ જે ધર્મને જ પૂજ્ય ગણીને ધર્મના જ ગૌરવથી મધુર ભાષણ કરે છે તે જ મધુરભાષી છે એમ હું માનું છુ. માટે હે ભિક્ષુઓ, ધર્મને જ પૂજ્ય માનીને ધર્મના જ ગૌરવથી તમે મધુર ભાષણ કરતાં શીખો.

"શબ્દના આ પાંચ પ્રકાર છેઃ (૧) કોઈ તમને વખતે કવખતે કંઈક કહેશે; (૨) કોઈ બની ગયેલ બનાવ માટે કહેશે, (૩) કોઈ સૌમ્યતાથી કે કઠોરતાથી બોલશે, (૪) કોઈ અન્વર્થક કે અનર્થક બોલશે, અને (૫) કોઈ મૈત્રીપૂર્વક કે દ્વેષથી બોલશે. આ પાંચે પ્રકારમાંથી ગમે તે એક પ્રકારે લોકો તમને કંઈ પણ કહે તોપણ તમારું ચિત્ત વિકૃત ન થાય, તમારા મુખમાંથી ખરાબ શબ્દો બહાર ન પડે,

હિતાનુકંપા અને મૈત્રી તમારા મનમાં અટળ રહે, દ્વેષ રહે નહિ, અને તે મનુષ્ય ઉપર મૈત્રીભાવના કરીને તેનાથી બધાં પ્રાણીઓને મૈત્રીમય ચિત્તથી ઢાંકીશું, એવી રીતે તમારું ચિત્ત તૈયાર કરવાનું તમારે શીખવું જોઈએ.

"જો કોઈ માણસ આ મહાપૃથ્વીનો નાશ કરવાની ઇચ્છાથી જ્યાંત્યાં ખોદવા માંડે, જ્યાંત્યાં થૂંકવા લાગે, અથવા પેસાબ કરવા માડે, 'હે પૃથ્વી નષ્ટ થા,' એમ બોલવા માંડે, તો તેનાથી આ પૃથ્વી નાશ પામે ખરી?"

ભિક્ષુઓ બોલ્યા, "ના, ભદંત. કારણકે આ મહાપૃથ્વી ગંભીર અને અપ્રમાણ છે. તે માણસ તેનો નાશ કરી શકશે નહિ. તેમ કરવાથી તો કેવળ તેને પોતાને જ ત્રાસ થશે."

ભગવાન—"હે ભિક્ષુઓ, તે પૃથ્વી માફક તમે ગંભીર બનો. તમને ગમે તે માણસ ગમે તે કહે તોપણ તમારું ચિત્ત તમે વિકૃત થવા દેતા નહિ. પૃથ્વી માફક નિર્વૈર ચિત્તે વર્તવાનું તમે શીખો. હે ભિક્ષુઓ, બીજો કોઈ માણસ લાખ, હળદર, ગળી અથવા મંજીષ્ટ લઈને હું આ આકાશમાં જુદીજુદી જાતનાં ચિત્રો કાઢવા માગું છું એમ કહે તો તે આકાશમાં ચિત્રો કાઢી શકશે ખરો?"

ભિક્ષુઓ—"ના, ભદંત. કારણકે આકાશ અરૂપી અને અનિદર્શન છે. તેના ઉપર ચિત્ર દોરવું અશક્ય છે. તેનાથી કેવળ તેને ત્રાસ થવાનો સંભવ છે."

ભગવાન—"હે ભિક્ષુઓ, તે રીતે તમને કોઈ માણસ ગમે તે કહે તોપણ તમારું ચિત્ત વિકૃત ન થવા દેતા. આકાશ જેવા ચિત્તથી સર્વ લોકો ઉપર મૈત્રીભાવના

સાધતાં શીખો. હે ભિક્ષુઓ, બીજો કોઈ માણસ ઘાસની મશાલ સળગાવીને કહે કે આ ગંગા નદીને હું આ ઘાસની મશાલથી સંતપ્ત કરીશ, તો તે ઘાસની મશાલથી તે ગંગા નદીને સંતપ્ત કરી શકે ખરો ?"

ભિક્ષુ—"ના, ભદંત. કારણકે ગંગા ગંભીર અને અપ્રમાણ છે. આટલીક નાની ઘાસની મશાલથી ગંગા સંતપ્ત થવી અશક્ય છે. તે માણસને માત્ર તેનાથી ત્રાસ થવાનો સંભવ છે."

ભગવાન—"હે ભિક્ષુઓ, તે જ રીતે તમે ગમે તેવા પ્રસંગમાં પણ ક્રોધ ન કરતા. ગંગા જેવા અંતઃકરણથી બધા લોકો ઉપર મૈત્રીભાવના સાધવાનું શીખો. બીજો કોઈ માણસ મીંદડાના કમાવેલા ચામડાની ધમણ લઈને કહે કે હું આ ધમણને લાકડીથી કે પથ્થરથી મારીને તેમાથી સરસર કે ભરભર એવો શબ્દ કાઢીશ, તો તે શક્ય છે ખરું ?"

ભિક્ષુ—"ના, ભદંત. કારણકે તે ચામડાની ધમણ બરાબર મઢેલી હોવાથી તેના ઉપર પ્રહાર કરવા છતા તેમાંથી શબ્દ નીકળવાનો નથી."

ભગવાન—"તે રીતે હે ભિક્ષુઓ, કોઈ ગમે તે બોલે—છતાં તમારું ચિત્ત વિકૃત થવા દેતા નહિ, અને મીંદડાના ચામડાની ધમણની જેમ મૃદુ રહેવું. બધા લોકો માટે તમારા અંતઃકરણમા હિતાનુકંપા અને મૈત્રી રાખવી. આવી જાતની મનની તૈયારી કરવાનું શીખો. જો લૂંટારા કરવતથી તમારા અવયવ કાપી નાંખે, અને એવે વખતે જો કોઈના મનમાં ક્રોધ ઉત્પન્ન થાય તો તેને હું મારો અનુયાયી ન ગણું. આવે વખતે તમે એવી ખબરદારી રાખો કે આવા

પ્રસંગોમાં તમારું ચિત્ત વિકૃત ન થાય, તમારા મુખમાંથી ખરાબ શબ્દ ન નીકળે, હિતાનુકંપા અને મૈત્રી અટળ રહે, અને તે મનુષ્ય ઉપર મૈત્રીભાવના સાધીને આખા જગતને અપ્રમાણ મૈત્રીમય ચિત્તથી ઢાંકી દો. અને આ ક્રકચોપમ ઉપદેશનું વારંવાર મનન કરો. તમે સહન ન કરી શકો એવો નાનો કે મોટો કોઈ શબ્દ છે ખરો ?"

ભિક્ષુઓ—"ના, ભદંત."

ભગવાન—"માટે હે ભિક્ષુઓ, આ ક્રકચોપમ ઉપદેશનું તમે વારંવાર મનન કરો તેનાથી તમને લાંબો કાળ સુખ પ્રાપ્ત થશે; અને તમારુ કલ્યાણ થશે."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું મુદિત મનથી અભિનંદન કર્યું.

કકચૂપમસુત્ત સમાપ્ત

## ટીકા

ભગવાનના અનેક અત્યંત ઉત્તમ ઉપદેશો સુત્તપિટકમાં આપેલા છે. તેમાંનો જ આ કકચૂપમ ઉપદેશ હોવો જોઈએ. આનો ઉલ્લેખ સારિપુત્રે મહાહત્થિપદોપમસુત્તમાં (નં. ૨૮) કરેલો છે; અને એ સૂત્ર આ જ નિકાયમાં આવે છે. તે ઉપરથી કકચૂપમસુત્ત બહુ પ્રાચીન હોવું જોઈએ એમ લાગે છે. બીજા ધર્મોપદેશકોના ઉપદેશની સાથે આ સૂત્રની તુલના કરીને તેનું ઓછું કે વધારે મહત્ત્વ દર્શાવવાની અમારી ઇચ્છા નથી તોપણ ઇશુ ખ્રિસ્તના ગિરિપ્રવચન (Sermon on the mount) ની સાથે તજ્જ્ઞોએ જરૂર તુલના કરી જોવી.

કકચૂપમસુત્તની ટીકા સમાપ્ત

## ૨૨

## અલગદ્દૂપમસુત્ત

એવું મેં સાંભળ્યુ છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે ગદ્ધબાધિ પુબ્બ અરિટ્ઠ (અરિષ્ટ) નામના ભિક્ષુને એવી પાપબુદ્ધિ થઈ હતી કે જે વસ્તુઓ અંતરાયકારક સમજવામાં આવે છે તેનો ઉપભોગ લેવાથી અંતરાય થતો નથી, એવો જ ભગવાનનો ઉપદેશ છે. આ વાત કેટલાક ભિક્ષુઓએ જાણી. એટલે ભગવાને આ જાતનો ઉપદેશ નથી કર્યો એમ કહી તેને સમજાવવાનો તેમણે પ્રયત્ન કર્યો; પણ તે પ્રયત્ન સિદ્ધ થયો નહિ, તેથી આ હકીકત તેમણે બુદ્ધ ભગવાનને નિવેદિત કરી. ભગવાને એક ભિક્ષુને મોકલીને અરિષ્ટને બોલાવ્યો અને તેને કહ્યું. "હે અરિષ્ટ, જે વસ્તુઓ અંતરાયકારક ગણાય છે તેમનો ઉપભોગ લેવાથી અંતરાય થતો નથી એવી તારી દૃષ્ટિ છે **ખરી?"** અરિષ્ટ: "ભદન્ત, આપના ઉપદેશથી મારી એવી દૃષ્ટિ થઈ છે." ભગવાન: હે મોઘ પુરુષ, (નિરુપયોગી મનુષ્ય), આવી જાતનો ઉપદેશ મેં કોને આપ્યો છે? અનેક રીતે વિષયો અંતરાયકારક છે એમ મેં નથી કહ્યું? વિષયમાં

સ્વાદ ઓછો હોઈ દુઃખ વધારે અને દોષ પુષ્કળ છે. આ વિષયો કોરાં હાડકાં જેવા, માંસના કટકા જેવા, ખડની મશાલ જેવા, બળી ગયેલા કોલસાની ખાઈ જેવા, સ્વપ્ન જેવા, ઉછીની લીધેલી વસ્તુ જેવા, ઝાડનાં ફળ જેવા, તરવાર અને લાકડાના ઠૂંઠા જેવા, જંબિયાના ઘા જેવા અને સાપના માથા જેવા છે; આમા દોષ પુષ્કળ છે એમ મેં નથી કહ્યું? આમ હોવા છતાં, હે નિરુપયોગી માણસ, તારી પોતાની ગેરસમજને લીધે તું અમને દોષ દેવા માગે છે, અને તું તારાં મૂળ જાતે જ ખોદે છે, અને પુષ્કળ પાપ એકઠું કરે છે. એ તને ચિરકાલસુધી અપાયકારક, દુઃખકારક થશે." ત્યારપછી ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, "હે ભિક્ષુઓ, આ અરિષ્ટને આ ધર્મવિનયમાં જરા જેટલી પણ ધગશ છે એમ તમને લાગે છે?" ભિક્ષુઓ બોલ્યા, "એમ કેમ બને? આને કશું જ (જ્ઞાન) મળ્યું નથી." આ રીતે ભિક્ષુઓએ જવાબ આપ્યાથી અરિષ્ટ ભોંઠો પડી ગયો, અને નીચું માથું રાખી મૂંગો બેઠો.

ત્યારે ભગવાને તેને કહ્યું, "આ પાપદૃષ્ટિથી તારી જ હાનિ થશે. હવે હું આ સંબંધે ભિક્ષુઓને પૂછું છું." એમ કહી તેમણે ભિક્ષુઓને પૂછ્યું, "હે ભિક્ષુઓ, જેવી રીતે અરિષ્ટ મારા ઉપદેશને સમજ્યો તેવી રીતે જ તમે પણ સમજ્યા છો?" ભિક્ષુઓએ જવાબ આપ્યો, "ના, ભદંત, અનેક પર્યાયે વિષયો અંતરાયકારક છે, તેમનું સેવન કરવાથી તે અંતરાય કરે છે એવો જ ભગવાનનો ઉપદેશ છે."

ભગવાન બોલ્યા, "સાધુ, સાધુ. તમે મારો ધર્મ બરાબર જાણો છો. પણ આ અરિષ્ટ પોતાની ગેરસમજથી

અમારા ઉપર આરોપ મૂકે છે, પોતાનાં મૂળ પોતે જ ખોદે છે અને તેમ કરીને પુષ્કળ પાપ પ્રસવે છે. આ ચિરકાળ દુઃખ અને અહિતનું કારણીભૂત બનશે. વિષય, વિષયોની સંજ્ઞા અને વિષયોના વિતર્ક, એ સિવાય કોઈ પણ વિષયોનું સેવન કરે એ સંભવિત નથી.

"હે ભિક્ષુઓ, કેટલાક નિરુપયોગી મનુષ્યો સુત્ત, ગેય્ય, વેય્યાકરણ, ગાથા, ઉદાન, ઇતિવુત્તક, જાતક, અબ્ભુતધમ્મ, આ (નવાંગ) ધર્મનું અધ્યયન કરે છે, પણ પ્રજ્ઞાથી તેમનું પરીક્ષણ કરતા નથી; અને તેથી તેઓ ધર્મનું બરાબર આકલન કરી જાણતા નથી. તેઓ વાદવિવાદમાં બીજાઓને જીતી લેવાના ઇરાદાથી ધર્મનું અધ્યયન કરે છે, પણ જેને માટે તેઓ ધર્મનું અધ્યયન કરે છે તે અર્થ તેઓ અનુભવતા નથી, અને આવા વિપરીત માર્ગે ધર્મનું અધ્યયન કરવાથી તે ધર્મ ચિરકાળ તેમના દુઃખનું કારણ બને છે. કોઈ માણસ સાપને પકડવા માટે જાય છે, પણ તેની નજરે મોટો સાપ દેખાતાં તે પૂંછડીએ કે પેટના ભાગમાં તેને પકડે છે; તેથી તે સાપ તેની સામો થઈ ને તેને કરડે છે, અને અંતે તે મરણ પામે છે કે મરણાંતિક દુઃખ ભોગવે છે. કારણકે તેણે સાપને બરાબર પકડ્યો નહિ. તે રીતે જેઓ ધર્મનું બરાબર આકલન કરતા નથી તે દુઃખ પામે છે; પણ જે કુલપુત્રો ધર્મનું અધ્યયન કરીને પ્રજ્ઞાપૂર્વક પરીક્ષણ કરે છે તેમના આકલનમાં ધર્મ આવે છે. તેઓ બીજાને વાદવિવાદમાં જીતવા માટે ધર્મ શીખતા નથી. જેને માટે તેઓ ધર્મ શીખે છે તે અર્થનો (વસ્તુનો) તેઓ અનુભવ લે છે; અને ધર્મનું યોગ્ય આકલન કરવાથી તે ચિર-

કાલ તેમના હિતનું કારણુ બને છે. જેમ એકાદ સાપને પકડવાની ઇચ્છા રાખવાવાળો માણસ મોટો સાપ દેખીને અજપદ દંડથી (બકરાની ખરી જેવી લાઠીથી) બરાબર મજબૂત પકડી રાખે છે અને તેની ગરદન બરાબર હાથમાં પકડી રાખે છે; આવી સ્થિતિમાં જો સાપ તેના હાથને ભરડો લે તોપણુ તેનાથી તેને નુકસાન થવાનું નથી, કારણકે તેણે સાપને બરાબર પકડ્યો છે. તે રીતે જે ધર્મનું બરાબર આકલન કરે છે તે દુઃખ પામતા નથી. માટે હે ભિક્ષુઓ, મારા જે ભાષણુનો તમે બરાબર અર્થ સમજો તે ધ્યાનમાં રાખજો; પણુ જેનો અર્થ તમને ન સમજાય તે સંબંધે મને અથવા તો વિદ્વાન ભિક્ષુઓને પૂછજો. હવે હું તમને તરાપાની ઉપમા બતાવીને ધર્મોપદેશ કરું છું: તે બરાબર ધ્યાનમાં રાખો. જેમ કોઈ મુસાફર કોઈ મોટા જલાશય પાસે (ઉદકાર્ણવ પાસે) આવે છે. ત્યા તેને લાગે છે કે આ બાજુનો કાંઠો સભય છે અને પેલી બાજુનો કાંઠો ક્ષેમ અને નિર્ભય છે; પણુ તે પાણી ઉપર થઈને જવા માટે તેને પૂલ કે નૌકા મળતી નથી. ત્યારે ખડ અને સૂકાં લાકડાં એકઠાં કરીને તે એક તરાપો તૈયાર કરે છે. અને તે તરાપાનો આશ્રય લઈને મહાપ્રયત્ને તે સામે પાર જાય છે. ત્યારે આ તરાપો મારા બહુ ઉપયોગમાં આવ્યો એમ માનીને તે તરાપાને તે માણસ પોતાના માથા ઉપર કે ખભે મૂકીને જો આગળ ચાલવા લાગે તો તે તરાપા માટેનું તેનું કર્તવ્ય તેણે બજાવ્યું એમ ગણાય ખરું?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો, "ના, ભદંત."

ભગવાન બોલ્યા, "પણુ આ તરાપો મને બહુ કામ આવ્યો એમ માનીને તે જમીન ઉપર ખેંચી કાઢીને કે

પાણીમાં જ મૂકીને તે માણુસ ત્યાંથી ચાલ્યો જાય તો જ તેણે પોતાનું કર્તવ્ય કર્યું એમ કહી શકાશે. તે રીતે હે ભિક્ષુઓ, તરાપા જેવો મારો ધર્મ છે. તે તરી જવા માટે છે પણ લઈ જવા માટે નથી, એમ સમજીને તમારે કુશલ ધર્મોને પણ વળગી ન રહેવું જોઈએ, પછી અકુશલ ધર્મોનું તો પૂછવું જ શું ?

"હે ભિક્ષુઓ, કોઈ આર્યધર્મ ન જાણનારો, આર્યધર્મ ન શીખે તો સામાન્ય માણુસ રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાચ સ્કંધોમાંથી એકાદ સ્કંધ એ જ પોતાનો આત્મા છે એમ સમજે છે, અથવા તો વિશ્વમય આત્મા છે, તે એમ જ શાશ્વત રહેવાનો છે, તે મારો છે અને હું તે છું, એમ સમજે છે. (આ છ દૃષ્ટિસ્થાનો છે) પરંતુ આર્યશ્રાવક આર્યધર્મ શીખેલો પંચસ્કંધને કે વિશ્વમય આત્માને પોતાનો આત્મા સમજતો નથી, અને એમ સમજીને જે નથી એવી વસ્તુ માટે તે પરિત્રાસ પામતો નથી."

ત્યારે એક ભિક્ષુએ ભગવાનને પૂછયું, "ભદંત, બાહ્ય વસ્તુ ન હોય તો પરિત્રાસ થવો શકય છે ખરો?"

ભગવાન — "હા; કોઈ માણુસ પોતાની પાસે અમુક એક વસ્તુ હતી તે હવે નથી, અથવા અમુક વસ્તુ મારી પાસે હોવાની જરૂર હતી તે મને મળતી નથી, એમ માનીને શોક કરે છે, રડે છે, તરફડે છે. આ રીતે બાહ્ય વસ્તુ ન હોય તો પરિત્રાસ થાય છે."

ભિક્ષુ—"પણ ભદંત, બાહ્ય વસ્તુ જો ન હોય તો પરિત્રાસ ન થાય ખરો?"

ભગવાન—"એમ બનવું પણ શક્ય છે. કોઈ એક માણસ ગયેલી વસ્તુ પોતાની પાસે નથી, અથવા તો જે વસ્તુ નહોતી તે મળતી નથી, માટે શોક કરતો નથી, રડતો નથી, તરફડતો નથી. આ રીતે બાહ્ય વસ્તુ ન હોય તો ત્રાસ થતો નથી."

ભિક્ષુ—"ભદંત, આધ્યાત્મિક વસ્તુ ન હોય તો પરિત્રાસ થાય ખરો?"

ભગવાન—"એમ બનવું શક્ય છે. મારો આત્મા શાશ્વત છે, તે મરણોત્તર કાયમ રહેવાનો છે, તેમાં કશો ફેરફાર નથી થવાનો, એમ કોઈ માને છે. પણ સર્વ દૃષ્ટિનો વિનાશ કરનારું તથાગતનું કે તથાગતના શ્રાવકનું વચન સાંભળીને તેને લાગે છે કે અરેરે, હું હવે નાશ પામવાનો! મર્યા પછી હું કાયમ રહેવાનો નથી! એમ કહીને તે શોક કરે છે, રડે છે, તરફડે છે. આ રીતે આધ્યાત્મિક વસ્તુ ન હોય તો પરિત્રાસ થાય છે."

ભિક્ષુ—"પણ ભદંત, આધ્યાત્મિક વસ્તુ ન હોય તો પરિત્રાસ ન થાય ખરો?"

ભગવાન—"એમ બનવું પણ સંભવિત છે. મારો આત્મા શાશ્વત છે, મરણોત્તર તે કાયમ રહેવાનો છે એમ કોઈની દૃષ્ટિ નથી હોતી; અને તથાગતનું કે તથાગતના શ્રાવકનું દૃષ્ટિનો નાશ કરનારું ધર્મવાક્ય સાંભળીને મારો ઉચ્છેદ થશે, વિનાશ થશે એમ તેને નથી લાગતું, અને તે શોક કરતો નથી, રડતો નથી, તરફડતો નથી. આ રીતે આધ્યાત્મિક વસ્તુ ન હોય તો પરિત્રાસ થતો નથી. હે ભિક્ષુઓ, એવી વસ્તુ પ્રાપ્ત કરો

કે જે નિત્ય, ધ્રુવ, શાશ્વત અને વિકૃત ન થનારી હોય પણ આવી એક પણ વસ્તુ તમારી નજરે આવે છે ?"

ભિક્ષુ—" ના, ભદંત."

ભગવાન—" વારુ; હું પણ એવી ઐહિક વસ્તુ જોતો નથી કે જે નિત્ય, ધ્રુવ, શાશ્વત અને અવિકૃત હોય. જે આત્મવાદ—ઉપાદાનથી શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ ઉત્પન્ન ન થાય, એવું આત્મવાદ—ઉપાદાન ગ્રહણ કરો. પણ તમને એવું આત્મવાદ—ઉપાદાન નજરે આવે છે ?"

ભિક્ષુ—" ના, ભદંત."

ભગવાન—" હું પણ એવું આત્મવાદ—ઉપાદાન જોતો નથી કે જેના યોગે શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ ઉત્પન્ન ન થાય. એવી દૃષ્ટિનો તમે આશરો લો કે જેનાથી શોકાદિ ઉત્પન્ન ન થાય. પણ દૃષ્ટિનો એવો આશરો તમને દેખાય છે ખરો ?"

ભિક્ષુ—" ના, ભદંત."

ભગવાન—" વારુ. હું દૃષ્ટિનો એવો આશ્રય જોતો નથી કે જેનાથી શોકાદિ ઉત્પન્ન ન થાય. જો આત્મા હોય તો જ આત્મીય વસ્તુ છે એમ કહેવું યથાર્થ ગણાશે."

ભિક્ષુ—" હા, ભદંત."

ભગવાન—" જો આત્મીય વસ્તુ હોય તો જ મારો આત્મા છે એમ કહેવું યથાર્થ ગણાશે."

ભિક્ષુ—" હા, ભદંત."

ભગવાન—" પણ આત્મા અને આત્મીય જો બરાબર હાથ ન લાગતાં હોય તો મારો આત્મા શાશ્વત છે, તે

ઉત્તરોત્તર એવો જ કાયમ જ રહેવાનો છે, એમ કહેવું, એવા મતનું પ્રતિપાદન કરવું, એ મૂર્ખાઈભરેલું નથી શું?"

ભિક્ષુ—"અમે આ સિવાય બીજું શું કહી શકીએ?"

ભગવાન—"હે ભિક્ષુઓ, રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન, એ નિત્ય છે કે અનિત્ય?"

ભિક્ષુ—"અનિત્ય, ભદંત."

ભગવાન—"અને જે અનિત્ય છે તે દુઃખકારક હોય કે સુખકારક હોય?"

ભિક્ષુ—"દુઃખકારક, ભદંત."

ભગવાન—"અને જે અનિત્ય, દુઃખકારક અને વિકૃત થનારું હોય તે મારો આત્મા છે, એમ સમજી શકાય ખરું?"

ભિક્ષુ—"ના, ભદંત."

ભગવાન—"માટે હે ભિક્ષુઓ, રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન, એ ભૂત—ભવિષ્ય—વર્તમાનકાળનાં હોય તોપણ, અને આધ્યાત્મિક અને બાહ્ય, સ્થૂલ અથવા સૂક્ષ્મ, હીન કે ઉત્તમ, દૂર કે પાસે હોય તોપણ તે આપણાં નથી, તે આપણો આત્મા નથી, એમ સમ્યક્ પ્રજ્ઞા વડે યથાર્થ રીતે જાણો. આ પ્રમાણે જાણનારો આર્યશ્રાવક આ બધા તરફ વિરક્ત થાય છે, અને વૈરાગ્યને લીધે વિમુક્ત થાય છે. વિમુક્ત થયા પછી, હું વિમુક્ત થયો છું એવું તેને જ્ઞાન થાય છે. જન્મક્ષય થયો, બ્રહ્મચર્યવાસ પૂરો થયો, હું કૃતકૃત્ય થયો, અને ઇહલોકમાં હવે ફરીવાર મારે જન્મ લેવાનો નથી એમ તે જાણે છે. બારણાની ભોગળ ઉઘાડનારો, ખાઈ પૂરી દેનારો, થાંભલો ઉખેડનારો, નિરર્ગલ, આર્ય,

ધ્વજ નીચે પાડનારો, અને ભાર ફેંકી દેનારો આને જ કહે છે; અને આને જ બંધનમાંથી મુક્ત થનારો કહે છે.

"હે ભિક્ષુઓ, જેણે અવિદ્યાનો નાશ કર્યો છે તેને ભોગળ કાઢનારો કહે છે. જેનો જાતિસંસાર નાશ પામ્યો હોય તેને ખાઈ પૂરી દેનારો કહે છે. જેની તૃષ્ણા નષ્ટ થઈ હોય તેને થાંભલો ઉખેડી નાખનાર કહે છે. જેનાં પાંચ ઓરંભાગીય સંયોજનો નાશ પામ્યાં હોય તેને નિરર્ગલ કહે છે. જેનું અસ્મિમાન નષ્ટ થયું હોય તેને આર્ય, ધ્વજ પાડનારો, ભાર ફેંકી દેનારો અને બંધનમાંથી મુક્ત થનારો કહે છે.

"આ રીતે વિમુક્તચિત્ત થયેલ ભિક્ષુને ઇંદ્ર, બ્રહ્મા અને પ્રજાપતિ વગેરે શોધ્યા કરે તોપણ, તેનું વિજ્ઞાન કોઈ પણ વસ્તુઓ ઉપર અવલંબી રહેલું છે એમ તેમને જણાતું નથી; કારણકે ઇહલોકમાં પણ તેને તેઓ સમજી શકતા નથી. આમ જ્યારે હું કહું છું ત્યારે કેટલાક શ્રમણબ્રાહ્મણો મારા ઉપર આરોપ મૂકે છે કે, સત્ એવો જે આત્મા તેના ઉચ્છેદ—વિનાશનો હું ઉપદેશ કરું છું. આ તેમનો આરોપ નિરાધાર અને ખોટો છે. પહેલાં અને અત્યારે પણ હું દુઃખ અને દુઃખનો નિરોધ ઉપદેશું છું. આમ હોવા છતાં બીજા માણસો જો તથાગતને ગાળો ભાંડે, તથાગતની નિંદા કરે તો તથાગતના મન ઉપર તેનાથી બિલકુલ આઘાત થતો નથી, તથાગતને માઠું લાગતું નથી. જો બીજા કોઈ તથાગતની સ્તુતિ કરવા લાગે, પૂજા કરવા માંડે, તથાગતને માન આપે, તો તેથી તથાગતને આનંદ કે સૌમનસ્ય થતાં નથી, અથવા તો એમાં તથાગત તણાઈ જતો નથી. તે વખતે તથાગતને

એટલું જ લાગે છે કે આ સત્યો મેં પહેલાં જાણ્યાં માટે મારું ગૌરવ કરવામાં આવે છે. માટે હે ભિક્ષુઓ, જો બીજા તમારી નિંદા કરે કે તમને ગાળો ભાંડે તો તમારા મન ઉપર તેનાથી આઘાત થવા દેતા નહિ અને માઠું લગાડતા નહિ. જો બીજા તમારો સત્કાર કરે, તમને માન આપે અને તમારી પૂજા કરે તો તમે આનંદ અને સૌમનસ્ય માનતા નહિ અને એમાં તણાઈ જતા નહિ. એટલું જ સમજજો કે અમે આ સત્યો પ્રથમ જાણ્યાં માટે અમારી પૂજા થાય છે.

"માટે હે ભિક્ષુઓ, જે તમારું નથી તેનો ત્યાગ કરો. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તમારા નથી, અને તેનો જો ત્યાગ કરશો તો તમે ચિરકાલ સુખ પામશો. હે ભિક્ષુઓ, આ જેતવનમાંથી લોકો ખડ, લાકડાં વગેરે લઈ જાય, અથવા બાળી નાંખે, અથવા પોતાની મરજી માફક તેનો વિનિયોગ કરે તો તેઓ તમારું જ હરણ કરે છે, તમને બાળે છે, અથવા તમારો ગમે તેમ વિનિયોગ કરે છે, એમ તમને લાગશે ખરું ?"

ભિક્ષુ—"ના, ભદંત. કારણકે તે આત્મા પણ નથી અને આત્મીય પણ નથી."

ભગવાન—"તે પ્રમાણે હે ભિક્ષુઓ, જે તમારું નથી તેનો ત્યાગ કરો (તેના ઉપર આસક્ત ન થાઓ). રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તમારાં નથી; તેનો ત્યાગ કરશો તો ચિરકાલ સુખ પામશો. આ રીતે અત્યંત સ્પષ્ટતાથી મેં ધર્મ સમજાવ્યો હોવાથી જે ભિક્ષુ ક્ષીણપાપ કૃતકૃત્ય અરહન્ત થશે તેમને સંસાર રહેશે નહિ. જેમનાં

પાંચ ઓરંભાગીય સંયોજનો નષ્ટ થશે તેઓ બ્રહ્મલોકમાં જન્મશે અને ત્યાંથી જ નિર્વાણ પામશે. જેમનાં ત્રણ સંયોજનો નાશ પામશે, કામ, ક્રોધ, મોહ ઓછાં થશે તે સકૃદાગામી—એકવાર જ આ લોકમાં જન્મીને દુઃખનો અંત કરનારા — થશે. અને જેમનાં ત્રણ સંયોજનો નષ્ટ થશે તે સોતાપન્ન, દુર્ગતિએ ન જનારા અને તેથી અંતે સંબોધિપરાયણ થશે. જે ધર્મને અનુસરશે, શ્રદ્ધાપૂર્વક ધર્મનો અભ્યાસ કરશે તે બધા સંબોધિ પ્રાપ્ત કરશે. જે મનુષ્યો મારા ઉપર કેવળ શ્રદ્ધા અને પ્રેમ રાખશે તેઓ પણ સ્વર્ગે જશે."

આ રીતે ભગવાન બોલ્યા, તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનુ અભિનંદન કર્યું.

અલગદ્દૂપમસુત્ત સમાપ્ત

## ૨૩

## વમ્મીકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એક વાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે કુમાર કસ્સપ અંધવનમાં રહેતા હતા. ત્યાં એક સવારે એક અત્યંત સુંદર દેવ આખા વનને પ્રકાશિત કરતો ત્યાં પ્રગટ થયો અને બોલ્યો, "ભિક્ષુ, ભિક્ષુ, આ રાફડામાંથી રાતે ધુમાડા નીકળે છે અને દિવસે તે બળે છે; બ્રાહ્મણ કહે છે, ભલા માણસ, હથિયાર લઈને ખોદી નાખ. તે ભલા માણસને ખોદતાં અંદરથી ભોગળ હાથ આવી. બ્રા૦— એ ભોગળ ફેંકી દે અને ફરી ખોદ. ફરીવાર ખોદતાં દેડકા હાથ આવ્યા. બ્રા૦— દેડકા ફેંકી દે અને ફરી ખોદ. ફરીવાર ખોદતાં બે રસ્તા નીકળ્યા. બ્રા૦— તેં રસ્તા છોડી દે અને ફરી ખોદ. ફરીવાર ખોદતાં ખાર હાથ આવ્યો. બ્રા૦— તે નાખી દે અને ફરી ખોદ. ફરીવાર ખોદતાં કાચબો હાથ આવ્યો. બ્રા૦— તે ફેંકી દે અને ફરી ખોદ. ફરી ખોદતાં તરવાર અને લાકડાનો મોટો

કટકો હાથ લાગ્યો. બ્રા૦— તે નાખી દે અને ફરી ખોદ. ફરી ખોદતા માંસનો ટુકડો હાથ લાગ્યો. બ્રા૦— તે નાખી દે અને ફરી ખોદ. ફરી ખોદતાં નાગ મળી આવ્યો. બ્રા૦— નાગને રહેવા દે, તેને હેરાન ન કરતો, તેને નમસ્કાર કર. હે ભિક્ષુ, આ કોયડો તું ભગવાનને પૂછજે અને તેમની પાસેથી તેનો અર્થ સમજી લેજે. તથાગત, તથાગતનો શ્રાવક, અને તેમની પાસે શીખેલ માણસ સિવાય બીજો કોઈ આ કોયડો ઉકેલી શકે એમ નથી." આટલું બોલીને તે દેવ ત્યાં જ અંતર્ધાન પામ્યો.

બીજે દિવસે આયુષ્યમાન કુમાર કસ્સપ ભગવાન પાસે આવ્યો અને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો; અને આ બધી બનેલી બીના તેણે ભગવાનને નિવેદન કરી, અને બોલ્યોઃ "ભગવન્, આ રૂપકનો અર્થ શું?"

ભગવાને જવાબ આપ્યો," હે ભિક્ષુ, રાફડો એટલે આ ચાર મહાભૂતોનો બનેલો, માબાપથી પેદા થયેલો, ખાનપાનથી વૃદ્ધિ પામેલો, અનિત્ય, ભેદન–વિધ્વંસન–ધર્મી, નાવાધોવાથી અને સંવાહનથી જેની સંભાળ કરવામાં આવી છે એવો આ દેહ. બીજે દિવસે શું શું કામો કરવાં એ સંબંધે આખી રાત જે વિચાર ચાલ્યા કરે છે, તે ધુમાડો નીકળે છે એમ ગણાય. દિવસે બળે છે એટલે રાત્રે વિચાર કર્યા પછી દિવસે (પ્રાપંચિક) કામમાં ગરક થઈ જવું. બ્રાહ્મણ એટલે તથાગત. ડાહ્યો માણસ એટલે આર્યમાર્ગમાં પ્રવેશ પામેલ ભિક્ષુ. શસ્ત્ર એટલે આર્યપ્રજ્ઞા. ખોદવું એટલે ઉત્સાહથી કામ કરવું. ભોગળ એટલે અવિદ્યા. દેડકો એટલે ક્રોધ. બે રસ્તા એટલે કુશંકા. ખાર

એટલે કામચ્છંદ, વ્યાપાદ, થીનમિદ્ધ (આળસુ), ઉદ્ધચ્ચકુક્કુચ્ચ (ભ્રાન્તચિત્તતા), અને વિચિકિચ્છા (કુશંકા) એ પાંચ નીવરણો. કાચબો એટલે રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પાંચ ઉપાદાનસ્કંધ. તરવાર અને લાકડાનો કડકો એટલે પંચેન્દ્રિયોને ગમનારા વિષયો. માંસનો ટુકડો એટલે કામવાસના. અને નાગ એટલે અરહન્ત."

આમ ભગવાન બોલ્યા. આયુષ્માન કુમાર કસ્સપે ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

વમ્મીકસુત્ત સમાપ્ત

## ટીકા

ખારની સાથે પાંચ નીવરણોની તુ ના કરી છે. પાણીમાં ક્ષાર ભેળવીને જો તે પાણીને માટીના વાસણમાં ભરવામાં આવે તો તે વાસણ ઝમ્યા કરે છે. તે રીતે જો આ પાંચ નીવરણો મનમાં ભરેલાં હોય તો વિષયવાસનાઓ તરફ મન દોડે છે અને એ રીતે મનનું સામર્થ્ય ફોગટ ખર્ચાઈ જાય છે.

માંસના ટુકડાને લાકડા ઉપર રાખીને તરવારથી તેના કટકા કરવામાં આવે છે. તે રીતે પંચેંદ્રિયો અને તેને ગમનારા વિષયોની વચ્ચે ચિત્ત આવે છે અને છિન્નભિન્ન થઈ જાય છે.

માંસના એક ટુકડા માટે જેમ શિયાળ, કૂતરા વગેરેમાં મારામારી થાય છે તેવી મારામારીઓ મનુષ્યપ્રાણીઓમાં કામવાસનાને લીધે થાય છે.

નાગ શબ્દ ઉપર શ્લેષ છે. નાગ એટલે સર્પ. અથવા न+आगस्=જેને પાપ નથી એવો નિષ્પાપ, અર્હત્.

વમ્મીકસુત્તની ટીકા સમા

## ૨૪

## રથવિનીતસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન રાજગૃહમાં આવેલા વેલુવનમાં કલંદકનિવાપમાં રહેતા હતા. તે વખતે કેટલાક ભિક્ષુઓ ચાતુર્માસ પોતાની જન્મભૂમિમાં ગાળીને, ચાતુર્માસ પૂરા થયા પછી ભગવાનના દર્શને આવ્યા, અને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ બેઠા.

ત્યારે ભગવાન બોલ્યા— "હે ભિક્ષુઓ, જાતિભૂમિમાં જાતે અલ્પેચ્છ હોઈ ભિક્ષુઓને અલ્પેચ્છતાની વાતો સંભળાવનાર, પોતે સંતુષ્ટ હોઈ ભિક્ષુઓને સંતોષની વાતો કહેનાર, જાતે એકાન્તવાસી હોઈ એકાન્તવાસની...પોતે અસંતુષ્ટ હોઈ અસંસર્ગની...પોતે આરબ્ધવીર્ય હોઈ વીર્યારંભની...પોતે શીલસંપન્ન હોઈ શીલસંપદાની...પોતે સમાધિસંપન્ન હોઈ સમાધિસંપદાની...પોતે પ્રજ્ઞાસંપન્ન હોઈ પ્રજ્ઞાસંપદાની...પોતે વિમુક્તિસંપન્ન હોઈ વિમુક્તિસંપદાની...પોતે વિમુક્તિજ્ઞાનદર્શનસંપન્ન હોઈ વિમુક્તિજ્ઞાનદર્શનસંપદાની વાતો ભિક્ષુઓને કહેનાર, સબ્રહ્મચારીઓને ઉપદેશ આપનાર, અને તેમને સમુત્સાહિત કરનાર કોણ છે ?"

ભિક્ષુ— “ભદંત, જાતિભૂમિમાં રહેનારો આયુષ્માન પુણ્ણ (પૂર્ણ) મન્તાણિપુત્ત એવી જાતનો ભિક્ષુ છે.”

તે વખતે આયુષ્માન સારીપુત્ર ભગવાનની પાસે હતો. તેણે મનમાં વિચાર્યું કે આ પુણ્ણનું જો દર્શન કરી શકાય અને તેના સંભાષણનો લાભ મળે તો ઘણું જ ઉત્તમ.

ત્યારપછી રાજગૃહમાં કેટલોક કાળ રહ્યા પછી ભગવાન શ્રાવસ્તીના પ્રવાસે નીકળ્યા અને માર્ગમાં ધર્મોપદેશ કરતાકરતા શ્રાવસ્તી આવીને અનાથપિંડિકના આરામમાં રહ્યા. પુણ્ણે આ વાત જાણી ત્યારે તેણે પોતાની જગ્યા સાફસૂફ કરીને બીજા ભિક્ષુને સોંપી, અને પાત્રચીવર લઈને તે શ્રાવસ્તી આવ્યો. ત્યાં તેણે ભગવાનની મુલાકાત લીધી. ભગવાને તેને ઉપદેશ આપીને સમુત્સાહિત કર્યો. ત્યારે તે ભગવાનને નમસ્કાર કરીને વિશ્રાંતિ લેવા માટે અંધવનમાં ગયો. તે જોઈ કોઈ એક ભિક્ષુ સારીપુત્ર પાસે આવ્યો અને બોલ્યો, “આયુષ્મન્ સારિપુત્ર જેની વારંવાર સ્તુતિ કરે છે તે પુણ્ણ હમણાં જ ભગવાનને મળીને અંધવનમાં ગયેલ છે.”

આયુષ્માન્ સારિપુત્ર ઉતાવળેઉતાવળે પોતાનું આસન લઈને પુણ્ણની પાછળ ચાલવા લાગ્યો. પુણ્ણ એક ઝાડ નીચે બેઠો, અને સારિપુત્ર બીજા ઝાડ નીચે બેઠો. ધ્યાનસમાધિ પૂરી કર્યા પછી સારિપુત્ર પુણ્ણની પાસે ગયો અને કુશલસમાચાર પૂછીને બોલ્યો, “આપણે ભગવાનની આગેવાની તળે બ્રહ્મચર્યનું આચરણ કરીએ છીએ; ખરુંને?” પુ૦—“હા.” સા૦—“પણ આ બ્રહ્મચર્ય શીલવિશુદ્ધિ માટે છે?” પુ૦—“ના.” સા૦—“તો પછી ચિત્તવિશુદ્ધિને અર્થે

છે ?" પુ૦—"ના." સા૦—"તો પછી દષ્ટિવિશુદ્ધિ માટે છે ? પુ૦—"ના." સા૦—"કાંક્ષાવિતરણવિશુદ્ધિ માટે છે ?" પુ૦—"ના." સા૦—"માર્ગામાર્ગજ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે છે ?" પુ૦—"ના." સા૦—"પ્રતિપદાજ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે છે ?" પુ૦—"ના." સા૦—"જ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે છે ?" પુ૦—"ના." સા૦—"તો પછી આ બ્રહ્મચર્યનું આચરણ આપણે શા માટે કરીએ છીએ ?" પુ૦—"ઉપાદાન વગર જ પરિનિર્વાણ મેળવવા માટે આપણે બ્રહ્મચર્ય પાળીએ છીએ." સા૦—"શીલવિશુદ્ધિ વગેરે (સાત) વિશુદ્ધિઓ પૈકી કોઈ એકાદ વિશુદ્ધિને ઉપાદાનરહિત પરિનિર્વાણ કહી શકાય ખરું ?" પુ૦—"ના." સા૦—તો પછી તમારા આ કહેવાનો અર્થ શો ?"

પુ૦—"જો ભગવાને એમ કહ્યું હોય કે આ સાત વિશુદ્ધિઓમાંથી એકાદ વિશુદ્ધિ ઉપાદાનરહિત પરિનિર્વાણ છે, તો ઉપાદાનસહિત વસ્તુને જ ઉપાદાનરહિત વસ્તુ એમ કહેવું પડે. જો આ સાત વિશુદ્ધિઓ વગર પરિનિર્વાણ પમાય છે એમ કહ્યું હોત તો પૃથગ્જન (આર્યધર્મનો અભ્યાસ જેણે નથી કર્યો એવો મનુષ્ય) પરિનિર્વાણ પામત. હવે આ વાત હું દાખલો આપીને સમજાવું. ધારો કે પસેનદિ રાજાને શ્રાવસ્તીથી સાકેત જરૂરી કામ માટે જવાનું થયું, અને રસ્તામાં સાત મુકામે તેણે સાત ઉત્તમ રથ તૈયાર કરાવી રાખ્યા. પોતાના અંતઃપુરમાંથી બહાર નીકળી પહેલા રથમા બેસી તે પહેલા મુકામ ઉપર પહોંચ્યો, અને એ રીતે સાતમા રથમાં બેસીને સાકેતના અંતઃપુરમાં પહોંચ્યો. ત્યાં તેનાં સગાંવહાલાં ભેગાં થાય અને તેને પૂછે કે મહારાજ

આપ આ જ રથમાં બેસીને અહીં પધાર્યા? તો પસેનદિ રાજાએ પોતાના આ આપ્તમિત્રોને શો જવાબ આપવો?"

સા૦—"તેણે કહેવું કે શ્રાવસ્તીથી અહીં સુધી પહોંચવામાં સાત રથો તૈયાર રાખ્યા હતા. પહેલા રથમાંથી બીજા રથમાં અને બીજામાંથી ત્રીજામાં, એમ સાતમા રથમાં બેસીને હું અહીં આવ્યો છું."

પુણ્ણ—"તે જ રીતે આ સાત વિશુદ્ધિ એ નિર્વાણ-માર્ગના સાત મુકામ છે. ચિત્તવિશુદ્ધિ માટે શીલવિશુદ્ધિની જરૂર છે. જ્ઞાનદર્શનવિશુદ્ધિ માટે પ્રતિપદાજ્ઞાનદર્શનવિશુદ્ધિની જરૂર છે. અને પરિનિર્વાણ માટે જ્ઞાનદર્શનવિશુદ્ધિની જરૂર છે. આટલા જ માટે આપણે ભગવાનની આગેવાની નીચે બ્રહ્મચર્યનું આચરણ કરીએ છીએ."

સા૦—"આપ આયુષ્માનનું નામ શુ? સબ્રહ્મચારીઓ આયુષ્માનને કયા નામથી ઓળખે છે?"

પુણ્ણ—"મારું નામ પુણ્ણ છે; પણ મને મન્તાણિપુત્ત નામથી પણ ઓળખે છે."

સા૦—"ધન્ય, ધન્ય. આયુષ્માન પુણ્ણ મન્તાણિપુત્તે વિદ્વાન શ્રાવકને શોભે એવી રીતે આ ગંભીર પ્રશ્નોનું વિવરણ કર્યું છે. જેઓને આપના ઉપદેશનો લાભ મળે છે તેઓ ખરેખર ધન્ય છે. મને આજે આપના દર્શનનો મહાન લાભ મળ્યો."

પુણ્ણ—"આપનું નામ શું? સબ્રહ્મચારીઓ આપને કયા નામથી ઓળખે છે?"

સા૦—"ઉપતિસ્સ મારું નામ છે, પણ સબ્રહ્મચારીઓ મને સારિપુત્રના નામે ઓળખે છે."

પુણ્ણઃ—“ મારા ગુરુની જેટલી જ યોગ્યતાવાળા શ્રાવકની સાથે હું વાતો કરું છું એ મેં જાણ્યું નહિ. આ વસ્તુની જો મને ખબર હોત તો આટલા વિસ્તારથી હું બોલત જ નહિ. ધન્ય, ધન્ય. આયુષ્માન સારિપુત્રે એક વિદ્વાન શ્રાવકને શોભે એવા ગંભીર પ્રશ્નો પૂછ્યા. જેઓ આયુષ્માન સારિપુત્રના ભાષણનો લાભ લે છે તેઓ ખરેખર ધન્ય છે. મને આજ આપના દર્શનનો મહાલાભ થયો.”

આ રીતે તે બન્ને મહાનાગોએ ( મહાનિષ્પાપ ) એકબીજાના ભાષણનું અભિનંદન કર્યું.

રથવિનીતસુત્ત સમાપ્ત

## ટીકા

બુદ્ધઘોષાચાર્યના સમયમાં તો આ સૂત્ર ખૂબ પ્રસિદ્ધ હતું એમ જણાય છે. આચાર્યે એનો ઉલ્લેખ પોતાના વિશુદ્ધિમાર્ગ નામના ગ્રંથમાં કર્યો છે, અને એમાં સાતે વિશુદ્ધિઓનું વિસ્તારપૂર્વક વિવરણ કર્યું છે. બીજાં સૂત્રોના પ્રમાણમાં આ સૂત્રની અટ્ઠકથા ઘણી વિસ્તૃત છે. જેમ સારિપુત્ત, કચ્ચાન, મોગ્ગલ્લાન, આનંદ વગેરે પ્રમુખ શ્રાવકોના ઉપદેશ ઘણી જગ્યાએ મળી આવે છે તેમ મન્તાણિપુત્ત પુણ્ણના મળતા નથી. બીજા એક પુણ્ણનું નામ આ જ નિકાયમાં આવે છે—( પુણ્ણોવાદસુત્ત ). પણ તે આથી ભિન્ન છે. તોય આ પુણ્ણનું મહત્ત્વ ઘણું હતું એમ આ સૂત્ર ઉપરથી ચોખ્ખું જણાય છે. સ્વતઃ અલ્પેચ્છ હોઈ ભિક્ષુઓને અલ્પેચ્છતાની વાતો કહેવી, વગેરે વસ્તુઓને પાલી ભાષામાં દસકથાવત્થૂ કહે છે. તેનાં મૂળ નામો અહીં આપું છું :

અપ્પિચ્છકથા, સંતુટ્ઠિકથા, પવિવેકકથા, અસંસગ્ગકથા, વિરિયારંભકથા, સીલસંપદાકથા, સમાધિસંપદાકથા, પઞ્ઞાસંપદાકથા, વિમુક્તિસંપદાકથા, અને વિમુક્તિઞાણદસ્સનસંપદાકથા.

આ દસે કથાઓની વાતો કરવામાં શ્રાવકને હરકત નથી, એટલું જ નહિ પરંતુ તે વસ્તુઓમાં નિષ્ણાત થવું એ તેનું કર્તવ્ય છે. કોઈ શ્રાવક અરહન્ત થાય તોપણ તેણે જુદાજુદા દાખલા-દૃષ્ટાંતોથી અલ્પેચ્છતા વગેરે ગુણોની કિંમત બીજાને સમજાવીને તેને નિર્વાણમાર્ગ તરફ વાળવાનું કાર્ય કરવું જ જોઈએ. ભગવાને પોતે પણ આ જ કામ પોતાની ઉત્તરાવસ્થામાં કર્યું છે.

હવે ટૂંકમાં આનો અર્થ બતાવું. **અલ્પેચ્છતા** એટલે થોડી ઇચ્છાઓ હોવી. જેમજેમ ઇચ્છાઓ વધતી જાય તેમતેમ ચિંતાઓ વધવાની જ. પણ એનો અર્થ એવો તો નથી જ કે લોકકલ્યાણનો માર્ગ છોડી દેવો. પોતાની જાતને જરૂરી એવી વસ્તુઓમાં જેટલો ઘટાડો કરી શકાય તેટલો ઘટાડો કરવો; પોતાનો નિર્વાહ બહુ જ થોડી વસ્તુઓથી ચલાવવો એવો આનો અર્થ છે.

**સંતુષ્ટિ** એટલે કોઈવાર આપણને જરૂરી પદાર્થો ન મળે તોપણ મનને ચલવિચલ ન થવા દેવું—સ્વસ્થતા રાખવી તે. કોઈવાર ભિક્ષુને સારું ભોજન મળતું નથી, શરીર માટે પૂરતાં વસ્ત્રો નથી મળતાં, ટાઢતડકાથી રક્ષણ કરવા માટે જ્યાં પવન ન લાગે એવી સારી જગ્યા મળતી નથી. આવી સ્થિતિમાં મનનું સમાધાન ન છોડતાં સંતુષ્ટ રહેવું જોઈએ.

**અસંસગ્ગ** એટલે જગતની ધમાલથી દૂર રહેવું. આજે એક સજ્જની મુલાકાત લેવી, કાલ વળી અમુક પ્રધાનનું અભિનંદન કરવું, અમુકઅમુક સરદારને સલાહ આપવી, અમુક શાહુકારનો સંદેશો વળી બીજાને પહોંચાડવો, આવી જાતની ધમાલ કરવી તેને સંસર્ગ કહે છે. સજ્જન મિત્રોની સંગતિ સંસર્ગમાં આવતી નથી.

**વિરિયારંભ** એટલે ઉત્સાહથી કાર્યારંભ કરવો.

किं वीर्यं कुशलोत्साहस्तद्विपक्षः क उच्यते ।
आलस्यं कुत्सितासक्तिर्विषादात्मावमन्यता ॥

અર્થ:—વીર્ય કયું? કુશલ કર્મોનો ઉત્સાહ. તેનો વિપક્ષ કયો? આળસ, ખરાબ વસ્તુઓ ઉપરની આસક્તિ, અને આત્મવિશ્વાસનો અભાવ એ તેનો વિપક્ષ છે.

'બુદ્ધ, ધર્મ અને સંઘ' નામના પુસ્તકમાં ધર્મના મથાળા નીચે અમે **શીલ, સમાધિ** અને **પ્રજ્ઞા** એ ત્રણેનો અર્થ આપ્યો છે, તે જોઈ લેવો. **વિમુક્તિ** એટલે મોક્ષ; અને **વિમુક્તિજ્ઞાનદર્શન** એટલે પોતાને મોક્ષ પ્રાપ્ત થયો છે કે નહિ તેનું યથાર્થ જ્ઞાન થોડોક વિચાર કરતાં દેખાશે કે પહેલી આઠ મોક્ષનાં પગથિયાં છે, અને છેલ્લી બે કથાઓ મોક્ષપ્રાપ્તિ અને મોક્ષપ્રાપ્તિજ્ઞાન સંબંધે છે. શીલથી ધર્માભ્યાસનો ખરો આરંભ થાય છે. તોપણ અલ્પેચ્છતા વગેરે પહેલી પાંચ વસ્તુઓ એ ધર્મની પૂર્વતૈયારીની છે.

આયુષ્માન પુણ્ણે બતાવેલી સાત વિશુદ્ધિઓ પૈકી પહેલી **શીલવિશુદ્ધિ** એટલે નિર્મલ શીલ. બીજી **ચિત્તવિશુદ્ધિ** એટલે નિર્મલ સમાધિ. **દૃષ્ટિવિશુદ્ધિ** એટલે મિથ્યાદૃષ્ટિ તરફ ન વળતાં બુદ્ધ ભગવાને બતાવેલા ધર્મમાર્ગનું પોતાની બુદ્ધિથી આકલન કરવું —પોતાની દૃષ્ટિ વિશુદ્ધ કરવી. **કાંક્ષાવિતરણવિશુદ્ધિ** એટલે શંકાકુશંકાનુ નિવારણ કરીને પોતાના મનનું સુકાન આર્યમાર્ગ તરફ વાળવું. માર્ગ કયો અને કુમાર્ગ કયો એના યથાર્થ જ્ઞાનને **માર્ગામાર્ગજ્ઞાનદર્શનવિશુદ્ધિ** કહે છે. જે માર્ગે આપણે જવાનું છે તે માર્ગનું યથાર્થ જ્ઞાન મેળવવું એને **પ્રતિપદાજ્ઞાનદર્શન-વિશુદ્ધિ** કહે છે. અને નિર્વાણના યથાર્થ જ્ઞાનને **જ્ઞાનદર્શનવિશુદ્ધિ** કહે છે. અહીં સંક્ષિપ્ત અર્થ આપ્યો છે. આનો વિસ્તાર કરવો હોય તો આખા વિશુદ્ધિમાર્ગનું જ અહીં ભાષાંતર કરવું પડે.

રથવિનીતસુત્તની ટીકા સમાપ્ત

## ૨૫

# નિવાપસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા :

"હે ભિક્ષુઓ, કોઈ બીડની જગ્યા તૈયાર કરનાર માણસ મૃગ ખડ ખાઈને દીર્ઘાયુષી અને સુંદર થાય એવી ઇચ્છાથી પોતાની બીડની જગ્યા તૈયાર કરતો નથી; તેની તો એવી ઇચ્છા હોય છે કે મૃગ આ બીડની અંદર પ્રવેશ કરીને યથેચ્છ ખડ ખાઈને મત્ત બને, બેદરકાર બને, અને તેથી અંતે તે પોતાના તાબામાં આવે. આવા એક બીડની અંદર કેટલાક મૃગો ઘૂસ્યા અને યથેચ્છ ખડ ખાઈને મત્ત બન્યા, અને તેથી બીડવાળાના તાબામા ગયા.

"બીજા કેટલાક મૃગોએ એવો વિચાર કર્યો કે મરજી મુજબ ખડ ખાવાને લીધે આ પહેલા મૃગો બીડવાળાના તાબામાં ગયા, માટે આપણે એ બીડની વાત જ છોડી દઈએ. તે વનમાં ઘૂસીને બીડથી દૂર રહેવા લાગ્યા. પણ ઉનાળાને અંતે ત્યાં ઘાસ અને પાણી મળવું મુશ્કેલ થઈ

પડયું, અને તેથી તેઓ અત્યંત દુર્બળ થયા; અને બીજો કોઈ રસ્તો ન રહેવાથી તેઓ બીડની અંદર ઘૂસ્યા અને યથેચ્છ ઘાસ ખાઈને મત્ત બન્યા, અને બેદરકાર બન્યા. આ રીતે તે મૃગો પણ બીડવાળાના તાબામાં ગયા.

"ત્યારે ત્રીજા મૃગોએ એવો વિચાર કર્યો કે પહેલા બે પ્રકારના મૃગોએ સ્વીકારેલો માર્ગ આપણે છોડી દઈને ત્રીજા જ માર્ગનો સ્વીકાર કરીએ. આપણે આ બીડ આસપાસની એક સુરક્ષિત જગ્યાએ રહેવું અને બહુ જ સાવધાનીથી આ બીડમાં પ્રવેશ કરવો અને મત્ત તથા બેદરકાર ન બનતાં બીડવાળાથી દૂર રહેવું. તેઓ તે પ્રમાણે વર્ત્યા તેથી બીડવાળાના તાબામાં ગયા નહિ.

"ત્યારે બીડવાળો અને તેના અનુયાયીઓ બોલ્યા કે અરે, આ મૃગો તો લુચ્ચા દેખાય છે; આમનું સામર્થ્ય જબ્બર લાગે છે. અમારા બીડમાં આવીને ચરી જાય છે, પણ ક્યારે આવે છે ને ક્યારે જાય છે તેની અમને ખબર જ પડતી નથી. એટલે હવે અમે આ બીડની અંદર મોટીમોટી જાળો પાથરી દઈશું અને એ રીતે તેમને પકડી પાડીશું. તેમણે તેમ કર્યાથી તે મૃગો પકડાયા. આ રીતે આ ત્રીજા મૃગો પણ બીડવાળાના હાથમાંથી છટકી શક્યા નહિ.

"પણ ચોથા પ્રકારના મૃગોએ આ ત્રણે માર્ગ છોડી દઈને એવો વિચાર કર્યો કે જ્યાં બીડવાળો અને તેના અનુયાયીઓ પહોંચી ન શકે એવી જગ્યાએ રહીને સાવધાનીથી આ બીડનો ઉપભોગ કરીશું. તેમણે તે રીતે કર્યું. બીડવાળાએ અને તેના અનુયાયીઓએ જાળો પાથરી પણ તેઓ મૃગોને પકડી શક્યા નહિ. એટલે તેમણે એવો વિચાર

કર્યો કે જો આપણે આ મૃગોની પાછળ પડીશું તો તેઓ બીજા મૃગોને ખબર આપી દેશે, અને તેથી બધા જ મૃગો આપણા બીડની જગ્યા છોડીને ચાલ્યા જશે, એટલે આમની ઉપેક્ષા કરવી એ જ યોગ્ય છે. આ રીતે આ ચોથા મૃગો બીડવાળાના હાથમાં પકડાયા નહિ.

"હે ભિક્ષુઓ, આ તો રૂપક છે. બીડ એટલે પંચેંદ્રિયોના વિષયો છે; બીડવાળો એ માર; અને તેના અનુયાયીઓ એટલે મારના અનુયાયીઓ.

"જે શ્રમણબ્રાહ્મણોએ વિચાર કર્યા વગર વિષયસુખનો યથેચ્છ ઉપભોગ લીધો, તેથી મત્ત અને બેદરકાર બન્યા, તેઓ પરિણામે મારના તાબામાં ગયા. આ પહેલા પ્રકારના મૃગો.

"બીજા શ્રમણબ્રાહ્મણોએ પહેલાનો માર્ગ છોડી દઈને અરણ્યવાસ સ્વીકાર્યો. ત્યાં તેમણે શામાક, નીવાર, કંદમૂળ વગેરે ખાઈને પોતાનો નિર્વાહ ચલાવ્યો. પણ ઉનાળામાં આ પદાર્થોની તંગી પડવાથી તેમનાં શરીરમાં બળ ન રહ્યું, અને તેથી તેમના ચિત્તની વિમુક્તિ નષ્ટ પામી. તેઓ ફરી–વાર મારના બીડમાં પેઠા અને યથેચ્છ ઉપભોગ ભોગવવા લાગ્યા, મત્ત બન્યા, પ્રમત્ત બન્યા, અને મારના કબજામાં ગયા. આ એ બીજા પ્રકારના મૃગો.

"ત્રીજા શ્રમણબ્રાહ્મણોએ આ બે માર્ગ છોડી દીધા, અને બહુ સાવધાનતાથી તેઓ લોકામિષનો (ઐહિક પદાર્થોનો) ઉપભોગ લેવા લાગ્યા. પરંતુ જગત શાશ્વત છે, અશાશ્વત છે, અંતવાન છે, અંતવાન નથી, આ જીવ, આ શરીર, જીવ જુદો અને શરીર જુદું, મૃત્યુ બાદ આત્મા જન્મ

લે છે કે નથી લેતો, વગેરે દૃષ્ટિઓમાં તેઓ બદ્ધ થયાં, અને તેથી તેઓ મારના તાબામાંથી છૂટચા નહિ. આ જ ત્રીજા મૃગ છે.

"પરંતુ ચોથા શ્રમણબ્રાહ્મણો લોકોમિષનો બહુ સાવધાનીથી ઉપભોગ લઈને આ દૃષ્ટિઓમાં બંધાયા નહિ, તેમણે જ્યાં માર અને તેના અનુયાયીઓ ન પહોંચી શકે એવી જગ્યાનો આશરો લીધો, અને તેથી તેઓ મારના સકંજામાં સપડાયા નહિ. આ જ એ ચોથા મૃગો.

"હે ભિક્ષુઓ, પ્રથમધ્યાન, દ્વિતીયધ્યાન, તૃતીયધ્યાન, ચતુર્થધ્યાન, આકાસાનંચઆયતન, વિઞ્ઞાણંચઆયતન, આકિંચઞ્ઞાયતન, નેવસંઞાનાસંઞાયતન, સઞ્ઞાવેદયિતનિરોધ અને આસવોનો ક્ષય, આ બધી જ્યાં મારની નજર પહોંચી ન શકે એવી જગ્યાઓ છે. આની જેમણે પ્રાપ્તિ કરી લીધી હોય તે ભિક્ષુ મારના ઝપાટામાંથી બચ્યો, તૃષ્ણાનદી પાર કરી ગયો એમ કહેવું જોઈએ."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું મુદિત મનથી અભિનંદન કર્યું.

નિવાપસુત્ત સમાપ્ત

## ટીકા

આ સૂત્રમાંના રૂપક દ્વારા ભગવાને પોતાની પહેલા થયેલા શ્રમણ-બ્રાહ્મણોના પંથમાં અને પોતાના પંથમાં શો ફરક છે એ સ્પષ્ટ રીતે બતાવ્યું છે. પહેલાં શ્રમણબ્રાહ્મણ એટલે યજ્ઞયાગ વગેરે કરીને માંસભોજન, સોમપાન વગેરે વિષયોનો યથેચ્છ ઉપભોગ

કરનારા. બીજા શ્રમણબ્રાહ્મણો તે સર્વસ્વનો ત્યાગ કરીને અરણ્યવાસમાં જ આખું આયુષ્ય ગાળવાના નિશ્ચયવાળા. ત્રીજા શ્રમણબ્રાહ્મણો એ બુદ્ધસમકાલીન ધર્મોપદેશકો. મક્ખલિ ગોસાલ, અજિત કેસકંબલ, નિગંઠ નાથપુત્ત વગેરે બુદ્ધસમકાલીન ધર્મપ્રવર્તકો અને તેમના અનુયાયીઓ કામસુખનો યથેચ્છ ઉપભોગ લેતા નહોતા, અથવા એકદમ અરણ્યમાં જઈને પણ રહેતા નહોતા. બૌદ્ધ સંઘની જેમ જ તેમના પણ સંઘો હતા, અને તેઓ ગામની આજુબાજુ જ રહેતા. પણ જગત શાશ્વત છે કે અશાશ્વત, વગેરે દૃષ્ટિઓમાં બંધાઈ રહેવાથી તેમનામાં ભયંકર વાદવિવાદ થતા. આવી જાતના વાદવિવાદોનો બુદ્ધ ભગવાને ઘણી જગ્યાએ નિષેધ કર્યો છે. કેવળ સંજ્ઞાને વળગી રહેવાથી વાદવિવાદ થાય છે, એમ ભગવાન કહે છે. આ દૃષ્ટિઓમાં બંધાઈ રહેવાને લીધે આ શ્રમણબ્રાહ્મણો પણ સંસારમાથી તદ્દન મુક્ત થયા નહિ. પરંતુ બુદ્ધગુરુએ વિષયસુખ એ જ ધર્મ છે એમ માન્યું નહિ, અથવા તો એકદમ જગતનો ત્યાગ કરીને અરણ્યવાસ સ્વીકાર્યો નહિ. તેમના સમકાલમાં પ્રચલિત એવી અનેક જાતની દૃષ્ટિઓમાં પણ તે બદ્ધ થયા નહિ. તેમનું કહેવું એમ છે કે તેમણે જે માર્ગ શોધી કાઢ્યો તેમાં માર પોતાનો ચંચુપ્રવેશ કરી શકે એમ નથી. આ સૂત્રમાં ચાર ધ્યાન, ચાર અરૂપાવચરસમાપત્તિ, નિરોધસમાપત્તિ અને આસવક્ષયજ્ઞાન એ દસ વસ્તુઓ દ્વારા જ ભગવાને આ માર્ગ દર્શાવ્યો છે.

નિવાપસુત્તની ટીકા સમાપ્ત

## ૨૬

## અરિયપરિયેસનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. એક દિવસે સવારે ચીવર પરિધાન કરીને અને હાથમાં ભિક્ષાપાત્ર લઈને ભિક્ષા લેવા તેઓ શ્રાવસ્તીમાં ગયા. ત્યારે કેટલાક ભિક્ષુઓ આયુષ્માન આનંદ પાસે આવ્યા અને બોલ્યા, " ઘણા કાળથી અમે ભગવાનનો ઉપદેશ સાંભળ્યો નથી, તો એકવાર અમે સાંભળી શકીએ એવું કંઈક કરો."

આનંદ—" તો પછી તમે રમ્મક બ્રાહ્મણના આશ્રમમાં ચાલો. ત્યાં કદાચ તમે ભગવાનનો ઉપદેશ સાંભળી શકશો."

ભગવાન પિંડપાત માટે શ્રાવસ્તીમાં ફર્યા અને પછી ભોજન લીધા બાદ આનંદને કહ્યું, "આનંદ, ચાલ, આપણે વિશ્રાન્તિ લેવા માટે મિગારમાતાના પ્રાસાદમાં જઈએ."

"ભલે ભગવન્" એવો આનંદે જવાબ આપ્યો, અને

પછી તેની સાથે ભગવાન મિગારમાતાના પ્રાસાદમાં ગયા. ત્યાં ધ્યાનસમાધિ પૂરી કર્યા પછી આનંદને કહ્યું, "ચાલ, આપણે નાહવા માટે પુબ્બકોટ્ઠક જઈએ." એમ કહીને તે આનંદની સાથે પુબ્બકોટ્ઠક ગયા, અને ત્યાં સ્નાન કરીને એક જ ચીવર ધારણ કરીને ડીલને કોરું કરતા ઊભા હતા. ત્યારે આનંદ બોલ્યો, "ભદન્ત, આ રમ્મક બ્રાહ્મણનો આશ્રમ અત્યંત રમણીય છે અને અહીંથી સાવ પાસે જ છે. આપ મહેરબાની કરીને ત્યાં પધારો."

ભગવાને આનંદની વિનંતિ ચૂપચાપ માન્ય કરી અને તે આનંદની સાથે આશ્રમમાં ગયા. ત્યાં ઘણા ભિક્ષુઓ ધર્મની વાતો કરતા બેઠા હતા. આથી ભગવાન બારણા પાસે કેટલોક કાળ ઊભા રહ્યા, અને તેમની વાતો પૂરી થઈ એમ જોઈને ખોંખાર્યા અને બારણું ખખડાવ્યું. ભિક્ષુઓએ તરત જ બારણું ખોલ્યું. ભગવાન અંદર ગયા, પોતાને માટે તૈયાર કરેલા આસન ઉપર બિરાજ્યા અને બોલ્યાઃ "ભિક્ષુઓ, તમે અહીં શી વાતો કરતા હતા?"

ભિક્ષુ—"ભદંત, આપની જ વાત અહીં કરતા હતા, એટલામાં આપ આવી પહોંચ્યા."

ભગવાન—"ધન્ય છે. તમને કુલપુત્રોને એ જ વસ્તુ યોગ્ય છે. કાં તો તમારે ધાર્મિક વાતો કરવી અને કાં તો આર્ય મૌન ધારણ કરવું.

"હે ભિક્ષુઓ, આર્ય અને અનાર્ય એવી બે પર્યેષણાઓ છે. કોઈ માણસ પોતે જાતે જન્મધર્મી હોઈ જન્મધર્મી વસ્તુઓની પાછળ જ પડે છે. જરાધર્મી હોઈ જરાધર્મી વસ્તુઓની પાછળ જ પડે છે. વ્યાધિધર્મી હોઈ વ્યાધિધર્મી વસ્તુઓની પાછળ જ

પડે છે. સંક્લેશધર્મી હોઈ સંક્લેશધર્મી વસ્તુઓની પાછળ જ પડે છે. હે ભિક્ષુઓ, પુત્ર, ભાર્યા, દાસ, દાસી, ઘેટાં, બકરાં, કૂકડા, ડુક્કર, હાથી, ઘોડા, ગાય, સોનું, રૂપું, આ બધી વસ્તુઓ જન્મજરાદિથી બદ્ધ છે; અને એની પાછળ પડવાને અનાર્યપર્યેષણા કહેવામાં આવે છે. પણ જે માણસ પોતે જન્મજરાદિથી બદ્ધ છે, અને આ વસ્તુઓમાં આદીનવ છે એમ સમજીને અજરામર નિર્વાણની પાછળ જ પડે છે તેની તે પર્યેષણા આર્યપર્યેષણા ગણાય છે.

"હે ભિક્ષુઓ, જ્યારે મને સંબોધ પ્રાપ્ત નહોતો થયો, અને હું કેવળ બોધિસત્ત્વ જ હતો ત્યારે હું પણ જન્મધર્મી હોઈ જન્મધર્મી વસ્તુઓની જ પાછળ પડયો હતો. —પે૦— પોતે સંક્લેશધર્મી હોઈ સંક્લેશધર્મી વસ્તુઓની જ પાછળ પડયો હતો. જ્યારે મને એમ લાગ્યું કે હું આ જે કરું છું તે યોગ્ય નથી, જન્મજરામરણાદિથી મુક્ત એવા નિર્વાણની જ પાછળ મારે પડવું જોઈએ. આવો વિચાર કરીને, જોકે હું તે વખતે જુવાન હતો, અને હું સંન્યાસ લઉં એવી મારાં માબાપની બિલકુલ ઈચ્છા નહોતી, તેઓ મારે માટે શોક કરતાં હતાં, તોપણ મુંડન કરાવીને અને કષાય વસ્ત્રો પહેરીને હું સંન્યાસી થયો; અને કુશલ શું અને શાંતિસ્થાન કયું એની શોધ કરવા માટે હું આળાર કાલામની પાસે ગયો અને બોલ્યો, 'આયુષ્મન કાલામ, તારા આ ધર્મવિનયમાં રહીને મારો બ્રહ્મચર્ય પાળવાનો વિચાર છે.' ત્યારે કાલામે જવાબ આપ્યો, 'ખુશીથી રહે. મારો ધર્મ તો એવો છે કે જો કોઈ સુજ્ઞ પુરુષ મારા ધર્મનો અંગીકાર કરે તો તેને બહુ જ થોડા સમયમાં સાક્ષાત્કાર થાય છે.'

"હે ભિક્ષુઓ, થોડા વખતમાં મેં એનું અધ્યયન કર્યું; અને કેવળ પોપટની જેમ હું બોલવા લાગ્યો કે 'આ ધર્મ હું સમજું છું, એમાં હું પ્રવીણ થયો છું.' તેના બીજા શિષ્યો પણ આમ બોલતા. પણ મારા મનમાં એવો વિચાર આવ્યો કે કેવળ શ્રદ્ધાથી જ કાલામને આ ધર્મનો સાક્ષાત્કાર થયો નહિ હોય, પણ તેને ખરેખર જ સાક્ષાત્કાર થયો હશે. એટલે હું તેની પાસે ગયો અને પૂછ્યું, 'આ ધર્મનો સાક્ષાત્કાર કઇ રીતે થાય?' આથી આળાર કાલામે મને આકિંચન્યાયતનનો ઉપદેશ કર્યો. તે સાંભળીને મેં મારા મનમાં વિચાર્યું, 'શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા (આ પાંચ ઇંદ્રિયો) ફક્ત આળાર કાલામને એકલાને જ છે એવું નથી; મારે પણ આ પાંચ ઇંદ્રિયો છે. એટલે પ્રયત્ન કરીને આળારે બતાવેલી મજલ પૂરી કરી લઇશ.' થોડા વખતમા જ આ મજલ મેં પૂરી કરી લીધી, અને કાલામને જઇ ને જણાવ્યું. ત્યારે તે બોલ્યો, 'તમારા જેવો સબ્રહ્મચારી અમારી પાસે હોય એ તો અમને મોટો લાભ થયો ગણવો જોઇએ. હવે જેટલું હું જાણું છું તેટલું જ તમે જાણો છો. માટે આપણે બન્ને મળીને આપણા શિષ્યોના આગેવાન થઇએ.'

"આ રીતે આળાર કાલામ મારો આચાર્ય હતો ત્યારે તેણે મને પોતાના જેટલી જ યોગ્યતાએ પહોંચાડ્યો અને મારો ખૂબ સત્કાર કર્યો. પણ મને લાગ્યું કે આ ધર્મ વૈરાગ્યપ્રાપ્તિ માટે, નિરોધ માટે, ઉપશમ માટે, સબોધ માટે, નિર્વાણ માટે ઉપયોગી થનારો નથી, પણ આકિંચન્યાયતનમાં ઉત્પત્તિ થાય એટલા માટે ઉપયોગી છે. અને તેથી તેટલાથી મને સંતોષ ન થયો. હું તેનાથી કંટાળ્યો અને તે ધર્મપંથ છોડયો; અને કુશલ

શું અને શાંતિસ્થાન કયું એ શોધવા માટે હું ઉદ્દક રામપુત્ત પાસે ગયો ને કહ્યું, 'આયુષ્મન, તારા આ ધર્મવિનયમાં રહીને બ્રહ્મચર્યનું પાલન કરવાની મારી ઇચ્છા છે.' તેણે જવાબ આપ્યો, 'ખુશીથી રહે. આ ધર્મ એવો છે કે જો સુજ્ઞ માણસ આ ધર્મનો અંગીકાર કરે તો તેને થોડા વખતમાં જ સાક્ષાત્કાર થાય છે.'

"થોડા વખતમાં જ તેના ધર્મનો મેં અભ્યાસ કરી લીધો, અને કેવળ પોપટની જેમ એમાં હું પ્રવીણ થયો છુ એમ બોલવા લાગ્યો. તેના બીજા શિષ્યો પણ આમ જ કહેતા. પણ મને એમ લાગ્યું કે કેવળ વિશ્વાસથી જ મેં આ ધર્મ જાણ્યો એમ ઉદ્દક રામપુત્ત નહિ કહેતો હોય. એટલે તેની પાસે જઈને આ બાબતમા તેને પૂછી જોયું. તેણે કહ્યું કે મારા ધર્મનું છેલ્લું પગથિયું નૈવસઞ્ઞાનાસઞ્ઞાયતન છે.. તે ઉપરથી મેં મારા મનમા જ વિચાર કર્યો કે શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા આ ( પાંચ ઇંદ્રિયો ) કેવળ રામને જ છે અને મારે નથી એવું નથી. મારે પણ તે છે. એટલે હું પણ પ્રયત્નથી રામના ધર્મનો સાક્ષાત્કાર કરી લઇશ. તે મુજબ અલ્પ કાળમાં જ તે ધર્મનો મને સાક્ષાત્કાર થયો. આ હકીકત મેં ઉદ્દક રામપુત્તને જણાવી. ત્યારે તે બોલ્યો, 'આટલાથી જ આ ધર્મનો સાક્ષાત્કાર થાય છે. તમારા જેવો સબ્રહ્મચારી અમને મળ્યો એ મોટો લાભ જ ગણવો જોઈએ. હવે તમે અને હું મળીને આ શિષ્યપરિવારના આગેવાન થઈએ.' આ રીતે રામપુત્તે મને પોતાના જેટલી યોગ્યતાએ પહોંચાડચો અને મારી પ્રશંસા કરી. પણ આ ધર્મ નિર્વેદ, વૈરાગ્ય, નિરોધ, ઉપશમ, સંબોધ અને નિર્વાણના કારણરૂપ નથી, કેવળ

નૈવસંજ્ઞાનાસંજ્ઞાયતનમાં ઉત્પત્તિ થવા જેટલો જ છે, એમ લાગવાથી અસંતુષ્ટ થઈને તે ધર્મથી હું પરાવૃત્ત થયો.

"ત્યાંથી નીકળી મગધ દેશમાં ફરતાં ફરતાં ઉરુવેલા સેનાનિગમ નામની જગ્યાએ હું આવ્યો. ત્યાં અત્યંત રમણીય જગ્યા, પ્રસન્ન વનરાજિ, ખળખળ વહેતી નદી, બંને બાજુએ સફેદ રેતીના પટ, અને આસપાસનાં ભિક્ષાટન માટે યોગ્ય એવા ગામો જોઈને મને લાગ્યું કે કોઈ કુલપુત્રને માટે નિર્વાણ-માર્ગનો અભ્યાસ કરવા આ જગ્યા ઉત્તમ છે. આવો વિચાર કરીને હું ત્યાં જ બેઠો; અને જાતિ (જન્મ), જરા, મરણ વગેરેમાં આદીનવ છે એમ સમજીને જન્મજરામરણાદિથી વિરહિત એવું નિર્વાણ પ્રાપ્ત કર્યું. મને સ્પષ્ટ જ્ઞાન થયું કે મારી વિમુક્તિ બદલાય એવી નથી, આ મારો છેલ્લો જન્મ છે, અને હવે પુનર્જન્મ રહ્યો નથી.

"ત્યારે મને એમ લાગ્યું કે આ અત્યંત ગંભીર, તર્કાતીત, કેવળ પંડિતો જ સમજી શકે એવો ધર્મ મેં જાણ્યો છે, અને લોકો તો વિષયોની પાછળ પડેલા છે. વિષયોની પાછળ પડેલા લોકો કાર્યકારણભાવથી બદ્ધ એવો પ્રતીત્યસમુત્પાદ સમજી શકે એ અશક્ય છે. સર્વ સંસ્કારોનો ઉપશમ, સર્વ સાંસારિક વસ્તુઓનો ત્યાગ, તૃષ્ણાનો ક્ષય, વિરાગ, નિરોધ, નિર્વાણ, આ વસ્તુઓ પણ તેઓ સમજી શકે એમ નથી. હું જો ધર્મનો ઉપદેશ કરું અને લોકો ન સમજે તો તેથી ઊલટો હું હેરાન થઈશ. એટલે મારા મનમાં જ મેં વિચાર્યું, "મહાકષ્ટથી આ ધર્મનું જ્ઞાન મને પ્રાપ્ત થયું છે. હવે તે લોકોમાં પ્રસિદ્ધ કરવામાં કંઈ અર્થ નથી. કારણકે રાગદ્વેષથી ઘેરાયેલા લોકો આ ધર્મ સુખેથી સમજવા અશક્ત છે. કામાસક્ત, અંધકારથી

આવૃત થયેલા લોકો પ્રવાહની વિરુદ્ધ જનારા, ગંભીર અને અદૃશ્ય ધર્મ જોઈ શકવાના નથી.

“ આ વિચારને લીધે ધર્મોપદેશનું કામ છોડી દઈને નિરાંતે એકાંતવાસ સેવવો એમ મને લાગ્યું. ત્યારે બ્રહ્મદેવ મારા વિચાર કળી જઇને બોલ્યા કે ‘ તથાગતનું ચિત્ત ધર્મદેશના તરફ વળતું નથી. અરેરે, જગતનો મહાનાશ થવાનો ! મહાહાનિ થશે ! ’ તે બ્રહ્મલોકમાં ગુપ્ત થયા, અને તત્કાળ મારી પાસે આવીને અને પોતાના ઉત્તરીય વસ્ત્રને એક ખભા ઉપર લઈને હાથ જોડીને બોલ્યા, ‘ભગવન્, ધર્મનો ઉપદેશ કરો. ઘણા મનુષ્યોમાં રજ ઓછો છે. ધર્મનો શબ્દ કાને ન પડવાથી તેમની હાનિ થાય છે. તે પોતાનો ધર્મ સમજી શકશે. આ મગધદેશમાં મલિન લોકોએ શોધેલો ધર્મ ફેલાયેલો છે. નિર્મળ મનથી જાણેલો એવો આ તમારો ધર્મ તેમને સંભળાવો. આ અમૃતનાં દ્વાર તેમને માટે ખુલ્લાં મૂકો. જેમ કોઇ માણસ પર્વતના શિખર ઉપર જઈને નીચેના લોકો તરફ જુએ તેમ, હે સર્વજ્ઞ, ધર્મ-પ્રાસાદ ઉપર ચઢીને અને શોકવિરહિત થઇને તમે આ શોકમાં ડૂબેલા અને જન્મજરાદિથી પરાભૂત થયેલા લોકો તરફ જુઓ. હે સંગ્રામમાં જીતેલા વીર, હે સાર્થવાહ, હે ઋણમુક્ત પુરુષ, ઊઠો અને લોકોમાં સંચાર કરો. ભગવન્, હવે તમારા ધર્મનો ઉપદેશ કરો. આ જગતમાં ધર્મ જાણનારા ઘણા મળશે ! ’

“ એટલે બ્રહ્મદેવની વિનંતિ માન્ય કરીને, અને પ્રાણીમાત્ર ઉપરની કરુણાને લીધે બુદ્ધદૃષ્ટિથી આ જગતનું મેં અવલોકન કર્યું. તેમાં ઓછા રજવાળા, પુષ્કળ રજવાળા, તીક્ષ્ણ ઇંદ્રિયોવાળા, મૃદુ ઇંદ્રિયોવાળા, સારા આકારવાળા, ખરાબ આકારવાળા, સહેલાઇથી સમજે એવા, મુશ્કેલીથી સમજે એવા, અને કેટલાક

પરલોકની બીક રાખનારા પ્રાણીઓ જોયા. જેમ કેટલાંક કમળો પાણીની અંદર જ વધે છે, કેટલાંક પાણીની સપાટી ઉપર આવે છે, કેટલાંક પાણીની સપાટીથી પણ ઊંચે વધે છે, પાણીનો સ્પર્શ પણ તેઓને નથી થતો; તે રીતે અનેક જાતના ભિન્ન ભિન્ન પ્રાણીઓનું મેં અવલોકન કર્યું ત્યારે મેં બ્રહ્મદેવને કહ્યું, 'હે બ્રહ્મન્, જેઓ સાંભળવા સમર્થ છે તેમને માટે હું અમૃતનાં દ્વાર ખોલું છું; તેઓ ભલે પોતાની જૂની કલ્પનાઓ છોડી દે. ફક્ત હું હેરાન થાઉં એવી ઇચ્છાથી જ આ ધર્મ લોકોમાં પ્રસિદ્ધ કરવાની મારી ઇચ્છા નહોતી.' એટલે બ્રહ્મદેવે મને નમસ્કાર કર્યો અને ત્યાં જ અંતર્ધાન પામ્યા.

"પછી પ્રથમ કોને ધર્મોપદેશ કરવો એના વિચારમાં હું પડયો. મને લાગ્યું કે આળાર કાલામમાં રજ ઓછો છે, તે સુજ્ઞ છે, અને તે આ ધર્મ વહેલો સમજશે. પરંતુ ત્યાંના દેવોએ મને જણાવ્યું કે આળાર કાલામને મરણ પામ્યે આજ સાત દિવસ થયા. મેં પણ આ વાત અંતર્જ્ઞાનથી જાણી. ત્યારે મેં મનમાં વિચાર્યું, 'આળાર કાલામ સુશિક્ષિત હતો. આ ધર્મ તે તરત સમજત. હવે ઉદ્દક રામપુત્ત મોટો પંડિત છે. તેના અંતઃકરણમાં રજ ઓછો છે. તેને જો ધર્મોપદેશ કરીશ તો વહેલો બોધ થશે.' પણ દેવોએ મારી પાસે આવીને કહ્યું, 'ઉદ્દક રામપુત્ત ગઈ કાલે જ મરણ પામ્યો.' મેં પણ આ વાત અંતર્જ્ઞાનથી જાણી. ત્યારે મેં મનમાં વિચાર્યું, ઉદ્દક રામપુત્ત સુશિક્ષિત હતો. જો મારો ધર્મ તે સાંભળત તો તરત જ તે સમજી જાત. હવે આ પંચવર્ગીય ભિક્ષુઓ મને ઠીક કામ લાગ્યા હતા. જ્યારે હું દેહદંડન કરતો હતો ત્યારે તેમણે મારી સેવા કરી છે. એટલે પ્રથમ તેમને જ ધર્મોપદેશ કરવો ઉચિત

છે.' તેઓ તે વખતે વારાણસીના ઇસિપત્તન નામના મૃગારણ્યમાં રહેતા હતા, એ મેં દિવ્યચક્ષુથી જાણ્યું, અને વારાણસી જવા માટે ઉરુવેલા છોડયું.

"બોધિ અને ગયાની વચમાં રસ્તામાં ઉપક નામનો આજીવક મળ્યો અને બોલ્યો, 'આયુષ્મન, તારી ઇંદ્રિયો પ્રસન્ન દેખાય છે, અને કાંતિ પરિશુદ્ધ દેખાય છે. તેં કોના નેતૃત્વ નીચે પ્રવ્રજ્યા લીધી છે? તારો ગુરુ કોણ? તને કોનો ધર્મ ગમે છે?'

"મે કહ્યું, 'બધા ક્લેશોનો મેં પરાભવ કર્યો છે. બધા ધર્મો મેં જાણ્યા છે. પણ બધા ધર્મોમા હું બદ્ધ નથી થયો. મેં સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને તૃષ્ણાનો ક્ષય કરીને વિમુક્ત થયો છું. આ બધી વસ્તુઓ મેં જાતે જાણેલી હોવાથી મારો ગુરુ કોણ એ હું કેમ કહી શકું? મારો કોઈ ગુરુ નથી, તેમજ મારા જેટલી યોગ્યતાવાળો બીજો કોઈ મનુષ્ય હું દેખતો નથી. દેવલોકમા અને મનુષ્યલોકમા મારી સાથે કોઈ સ્પર્ધા કરી શકે એમ નથી. હું અરહન્ત છું. લોકોનો શ્રેષ્ઠ ગુરુ હું જ છું. હું એક જ સમ્યક્ સંબુદ્ધ છું. હું જ શાંત નિર્વાણ પામ્યો છું. આ આંધળા જગતમા ધર્મચક્રનું પ્રવર્તન કરવા અને અમૃતદુંદુભિની ગર્જના કરવા માટે હું કાશી જાઉં છું.'

"ઉપક–'પણ તું અનંતજિન થવા માટે યોગ્ય છે શું?'

"હું–'મારા જેવા આસવોનો ક્ષય કરીને જિન થાય છે. હે ઉપક, પાપધર્મ મેં જીતી લીધા છે. માટે હું જિન છું.'

"'હશે,' એમ કહી, માથું હલાવી ઉપક આડે રસ્તે ત્યાંથી ચાલતો થયો.

"એટલે હું મજલ દરમજલ કરતો વારાણસીમાં

ઇસિપત્તનમાં પહોંચ્યો. ત્યાં પંચવર્ગીય ભિક્ષુઓએ મને જોઇએ એવો નિશ્ચય કર્યો કે આ ઢોંગી શ્રમણ ગોતમ અહીં આવે છે, તેને આપણે વંદન ન કરવું, સામા ન જવું, અથવા તેનાં પાત્રચીવર ન લેવાં; પણ તેને માટે એક આસન માંડી રાખવું, તેની ઇચ્છા હોય તો ભલે તે આસન ઉપર બેસે. પણ જેમજેમ હું પાસે આવતો ગયો તેમતેમ પંચવર્ગીય ભિક્ષુઓનો આ નિશ્ચય ડગમગવા લાગ્યો. કેટલાકે આગળ આવી મારાં પાત્રચીવર લઈ લીધાં, કેટલાકે આસન પાથર્યું, અને કેટલાકે પગ ધોવા પાણી આણી આપ્યું. તોય મને નામથી અને આયુષ્મન કહીને સંબોધવા લાગ્યા. એટલે મેં તેમને કહ્યું, ' હે ભિક્ષુઓ, તથાગતને નામથી અને આયુષ્મન શબ્દથી બોલાવો નહિ. તથાગત અરહન્ત સમ્યક્ સંબુદ્ધ છે. ધ્યાન આપો. અમૃત મળ્યું છે. હું તમને શીખવું, ધર્મનો ઉપદેશ આપું. જો મારા શીખવ્યા પ્રમાણે વર્તશો તો જે બ્રહ્મચર્યના શ્રેષ્ઠ ધ્યેય માટે કુલપુત્રો ગૃહત્યાગ કરીને પ્રવજ્યા લે છે તે ધ્યેય તમે આ જ જન્મમાં જાતે મેળવશો. '

" પં૦ ભિ૦—' આયુષ્મન ગોતમ, તે સમયે અત્યંત દેહદંડન કર્યાં છતાં લોકોત્તર ધર્મનું તને જ્ઞાન ન થયું. તો હવે તો તું ખાવાપીવા પાછળ પડ્યો છે. તે તને લોકોત્તર ધર્મનું જ્ઞાન કેમ થાય ? '

" હું—' હે ભિક્ષુઓ, તથાગત ખાવાપીવા પાછળ પડેલો નથી કે ધ્યેયથી ચ્યુત થયો નથી. તથાગત અરહન્ત સમ્યક્ સંબુદ્ધ છે. ધ્યાન દઈને સાંભળો. અમૃત મળ્યું છે. હું તમને શીખવું, ધર્મોપદેશ કરું. જો મારા શીખવ્યા પ્રમાણે તમે વર્તશો તો જે બ્રહ્મચર્યના શ્રેષ્ઠ ધ્યેય માટે કુલપુત્રો ગૃહત્યાગ

કરીને પ્રવ્રજ્યા લે છે તે ધ્યેય તમે આ જ જન્મમાં જાતે મેળવશો.'

(પંચવર્ગીય ભિક્ષુઓએ બીજીવાર અને ત્રીજીવાર પણ એ જ પ્રશ્ન પૂછ્યો, અને ભગવાને એ જ જવાબ આપ્યો.)

"હું—'હે ભિક્ષુઓ, તમે પૂર્વે મારું એવું કથન સાંભળ્યું છે ખરું ?'

"પં૦ ભિ૦—' ના, ભદંત.'

"હું—' તથાગત અરહન્ત —પે૦— જાતે મેળવશો.

"આ રીતે પંચવર્ગીય ભિક્ષુઓનું મન વાળવાનું હું શીખ્યો. બેને હું ઉપદેશ આપતો અને ત્રણ જણ પિંડપાત માટે જતા. તેઓએ આણેલી ભિક્ષા ઉપર છ જણનો નિર્વાહ ચાલતો. ત્રણને હું ઉપદેશ આપતો અને બે જણ પિંડપાત માટે જતા; અને તેઓ જે ભિક્ષા લાવતા તેના ઉપર અમારો નિર્વાહ ચાલતો.

"આ રીતે પંચવર્ગીય ભિક્ષુઓને ઉપદેશ કરવાથી તેમણે જન્મધર્મી હોઈ જન્મમાં આદીનવ છે એમ જાણીને અજાત નિર્વાણ મેળવ્યું —પે૦— જાતે સંક્લેશધર્મી હોઈ સંક્લેશધર્મમાં આદીનવ જાણીને અસંક્લિષ્ટ શ્રેષ્ઠ નિર્વાણ મેળવ્યું. તેમને જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થઈ કે આપણી વિમુક્તિ અટળ છે, આ જન્મ છેલ્લો છે, ને હવે આપણો પુનર્જન્મ નથી.

"હે ભિક્ષુઓ, આંખને ગમનારાં રૂપો, કાનને ગમનારા શબ્દો, નાકને ગમનારા વાસ, જીભને ગમનારા રસ, અને કાયાને ગમનારા સ્પૃશ્ય પદાર્થો, એ પાંચ વિષય છે. જે બ્રાહ્મણો આ પાંચ વિષયમાં બદ્ધ થઈને તેનો યથેચ્છ ઉપભોગ લે છે તેઓ સંકટમાં સપડાયા, વ્યસનમાં ઘેરાયા, મારને

તાબે થયા, એમ જાણવું. જેમ જાળમાં સપડાયેલો મૃગ ત્યાં જ પડયો રહે છે, દુઃખમાં આવી પડે છે, પારધિના તાબામાં જાય છે, અને જ્યારે પારધિ ત્યા આવે છે ત્યારે તે બીજી તરફ જઈ શકતો નથી; તેમ આ શ્રમણબ્રાહ્મણો મારને તાબે થાય છે. પણ જે શ્રમણબ્રાહ્મણો આ પાચ વિષયોનો સાવધાનતાથી ઉપભોગ કરે છે, કેવળ મુક્ત થવા માટે તેમનું સેવન કરે છે તેઓ સંકટમા સપડાતા નથી અને મારને તાબે થતા નથી. જેમ જાળમા ન ફસાયેલો મૃગ જાળની પાસે જ સૂવા છતાં તે સંકટમાં આવી પડતો નથી, અને પારધિ આવ્યો હોય તો તેના તાબામાં ન જતાં મરજી પડે ત્યાં ભાગી જઈ શકે છે, તેમ આ શ્રમણબ્રાહ્મણોં મારના કબજામાં જતા નથી.

"જેમ અરણ્યમાં રહેનારો મૃગ નિર્ભય વિહાર કરે છે, કારણકે પારધિ તેને જોઈ શકતો નથી, તે રીતે જે ભિક્ષુ પ્રથમધ્યાન, દ્વિતીયધ્યાન, તૃતીયધ્યાન, ચતુર્થધ્યાન, આકાસાનઞ્ચાયતન, વિઞ્ઞાણંચાયતન, આકિઞ્ચઞ્ઞાયતન, નેવસઞ્ઞાનાસઞ્ઞાયતન અને સંજ્ઞાવેદયિતનિરોધ પ્રાપ્ત કરે છે, અને પ્રજ્ઞાથી જેના આસવો ક્ષય પામે છે, તે મારની નજર બહાર રહે છે, ઇહલોકની તૃષ્ણા તરી જાય છે, અને નિર્ભય વિહાર કરે છે. કારણકે માર તેને જોઇ શકતો નથી."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

અરિયપરિયેસનસુત્ત સમાપ્ત

## ૨૭

## ચૂળહત્થિપદોપમસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે જાનુસ્સોણિ નામનો બ્રાહ્મણ સર્વ સફેદ ઘોડા જોડેલા રથમાં બેસીને દિવસે શ્રાવસ્તીમાંથી બહાર નીકળ્યો. રસ્તામાં તેને પિલોતિકા નામનો પરિવ્રાજક મળ્યો. તેને તેણે કહ્યું, " હે વાત્સાયન, આ ખરે બપોરે તું ક્યાંથી આવે છે ?"

પિલોતિકા—" હું શ્રમણ ગોતમ પાસે હતો, અને ત્યાંથી જ આવું છું."

જાનુ૦—" શ્રમણ ગોતમનું જ્ઞાન કેવુંક છે ? તે મોટો પંડિત છે ખરો ?"

પિ૦—" ગોતમના જ્ઞાનની પરીક્ષા કરનાર હું કોણ ? તેના જેટલી યોગ્યતા ધરાવનારો માણસ જ તેની પરીક્ષા કરી શકે."

જાનુ૦—" તમે ગોતમની સ્તુતિ તો બહુ કરો છો. પણ ગોતમનો કોઈ પરચો બતાવશો ?"

પિ૦—"જેમ કોઈ હાથીને શોધી કાઢનાર માણસ નાગવનમાં એક મોટું હાથીનું પગલું પડેલું જોઈને અનુમાન બાંધે કે આ હાથી મોટો હોવો જોઈએ, તેમ શ્રમણ ગોતમનાં ચાર પગલાં પડેલાં જોઈને મારી ખાતરી થઈ કે આ ભગવાન સમ્યક્ સંબુદ્ધ છે, ભગવાને ઉત્તમ રીતે ધર્મનો ઉપદેશ આપ્યો છે, અને ભગવાનનો સંઘ સારે રસ્તે ચાલનારો છે. કેટલાક ક્ષત્રિય પંડિતો વાદવિવાદમાં ખૂબ કુશળ હોય છે, તે બીજાની દલીલો તોડી પાડે છે. શ્રમણ ગોતમ અમુક ગામમા છે એમ તેમને ખબર પડતાં તરત જ તેઓ પ્રશ્નો તૈયાર કરીને વાદવિવાદમાં તેને જીતવાના હેતુથી તેની પાસે આવે છે. પણ ભગવાનનો ધર્મોપદેશ સાંભળ્યા પછી પોતાના પ્રશ્નો ન પૂછતાં પોતે જ તેના શ્રાવક બની જાય છે. આ શ્રમણ ગોતમનું પ્રથમ પગલું છે. કેટલાક બ્રાહ્મણ પંડિતો ... કેટલાક ગૃહપતિ પંડિતો ... (બધું ઉપર મુજબ અનુક્રમે બીજું પગલું અને ત્રીજું પગલું.) કેટલાક શ્રમણ પંડિતો પણ વાદવિવાદમાં જીતવાના હેતુથી ગોતમ પાસે આવે છે. પણ જ્યારે ભગવાનનો ધર્મોપદેશ સાંભળે છે ત્યારે તેમની પાસે પ્રવજ્યા માગે છે, અને પ્રવજ્યા પ્રાપ્ત થયા પછી બ્રહ્મચર્યના શ્રેષ્ઠ પર્યવસાન—નિર્વાણને પામે છે, અને કહે છે કે અમે ખાલી નાશ પામતા હતા, શ્રમણ નહોતા છતાં અમારી જાતને શ્રમણ કહેવરાવતા હતા, બ્રાહ્મણ નહોતા છતાં અમારી જાતને બ્રાહ્મણ ગણાવતા હતા, અને અરહન્ત નહોતા છતાં અમારી જાતને અરહન્ત તરીકે ઓળખાવતા હતા. પણ હવે અમે ખરા શ્રમણ, ખરા બ્રાહ્મણ અને ખરા અરહન્ત થયા છીએ. આ શ્રમણ ગોતમનું ચોથું પગલું."

આ સાંભળીને જાનુસ્સોણિ બ્રાહ્મણ પોતાના રથમાંથી નીચે ઊતર્યો, અને ઉત્તરીય વસ્ત્ર એક ખભે લઈ ને જે બાજુમાં ભગવાન હતા તે દિશામા હાથ જોડીને ત્રણવાર બોલ્યો, "તે ભગવાન અરહન્ત સમ્યક્ સંબુદ્ધને નમસ્કાર હો. મને પણ તેની મુલાકાત થાઓ, અને તેમની સાથે સંભાષણ કરવાનો પ્રસંગ મળો." આમ બોલીને જાનુસ્સોણિ બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો અને કુશલ સમાચાર પૂછીને એક બાજુએ બેઠો. પિલોતિકા પરિવ્રાજકની સાથે થયેલો સંવાદ તેણે ભગવાનને નિવેદિત કર્યો.

ત્યારે ભગવાન બોલ્યા, "હે બ્રાહ્મણ, આટલાથી હસ્તિપદની ઉપમા બરાબર બંધબેસતી નથી થતી. તેને કેમ બંધ બેસારી શકાય એ હું કહું છું. તેનું સાવધાનતાથી શ્રવણ કર.

"નાગવનમાં ફરનારો કોઈ માણસ હાથીનું મોટું પગલું જુએ છે. પણ જો તે કુશલ હોય તો તે પગલા તરફ જોઈ ને આ મોટો હાથી હોવો જોઇએ એમ એકદમ ખાતરી કરી લેતો નથી, કારણકે વામનિકા નામની હાથણીઓનાં પગલા પણ મોટાં હોય છે. તે જે રસ્તે પગલા પડ્યાં હોય તે રસ્તે એમ ને એમ આગળ જાય છે. ત્યા બહુ ઊંચાઈ એ પણ હાથીના પગ ઘસાયા હોય એવું તે જુએ છે. પણ એટલાથીયે તેને સમાધાન થતું નથી, કારણકે ઉચ્ચાકાળારિકા નામની હાથણીઓના પગ પણ ઊંચા હોઈ શકે છે એમ તેને લાગે છે. વળી તે એમ ને એમ પગલાંવાળે રસ્તે આગળ જાય છે. ત્યાં હાથીના દાંતથી ઝાડ ઉપર ખૂબ ઊંચે ઉઝરડા થયેલા જુએ છે. છતાં તેટલાથી તે પોતાની ખાતરી કરી લેતો નથી, કારણ ઉચ્ચાકરેણુકા નામની હાથણીઓનાં પગલાં હોવાનો

પણ સંભવ છે. પણ તે પગલાંની સાથે આગળ ને આગળ અનુસરતાં ઊંચેની ડાળીઓ હાથીએ ભાંગી નાખેલી જોવામાં આવે છે; અને અંતે તે હાથી ત્યાં ચાલતો, ઊભેલો, બેઠેલો કે સૂતેલો તેના જોવામાં આવે છે. એટલે આ જ તે હાથી એમ તેની ખાતરી થાય છે.

"તે જ રીતે ઇહલોકમા અરહન્ત, સમ્યક્ સંબુદ્ધ, વિદ્યા-ચરણસંપન્ન, સુગત, લોકવેત્તા, શ્રેષ્ઠ, પુરુષદમ્યોનો સારથિ, દેવમનુષ્યોનો શાસ્તા બુદ્ધ ભગવાન તથાગત થાય છે. તે આ સર્વ વિશ્વનું જ્ઞાન સંપાદન કરે છે; અને આદિકલ્યાણ, મધ્યકલ્યાણ અને પર્યવસાનકલ્યાણ એવા ધર્મનો સાંગોપાંગ ઉપદેશ આપે છે; અને પરિપૂર્ણ પરિશુદ્ધ બ્રહ્મચર્ય પ્રકાશિત કરે છે. તેનો તે ધર્મ કોઈ ગૃહપતિ કે ગૃહપતિપુત્ર કે બીજો કોઈ હલકી કુળમાં જન્મેલો માણસ સાંભળે છે. તેનાથી તથાગત ઉપર તેને શ્રદ્ધા પેદા થાય છે. તે એવો વિચાર કરે છે કે ગૃહવસતીમા બહુ ગરદી છે, રજ બહુ છે, પ્રવજ્યા ખુલ્લી હવા જેવી છે; ઘરમા રહેનારો માણસ એકાન્ત પરિ-શુદ્ધ, એકાન્ત પરિપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી શકે એ અશક્ય છે; માટે મુંડન કરીને અને કષાય વસ્ત્રો ધારણ કરીને પ્રવજ્યા લેવી એ જ ઉત્તમ છે. પછી નાની કે મોટી સંપત્તિનો ત્યાગ કરીને, નાના કે મોટા જ્ઞાતિસમુદાયનો ત્યાગ કરીને અને કષાય વસ્ત્રો ધારણ કરીને તે પ્રવજ્યા લે છે.

"પછી ભિક્ષુઓના નિયમોને અનુસરીને તે પ્રાણાતિ-પાતનો ત્યાગ કરીને પ્રાણાતિપાતથી પ્રતિવિરત થાય છે; દંડ અને શસ્ત્રનો બીજાં પ્રાણીઓ વિરુદ્ધ ઉપયોગ કરતો નથી; લજ્જાયુક્ત દયાળુ થઈ બધા પ્રાણીઓ ઉપર હિતાનુકંપા રાખે

છે. અદત્તાદાન છોડી દઈને અદત્તાદાનથી પ્રતિવિરત થાય છે; આપેલી વસ્તુઓ જ ગ્રહણ કરે છે; આપેલી વસ્તુઓની જ ઇચ્છા કરે છે; ચોરીથી મુક્ત થયેલ શુદ્ધ અંતઃકરણપૂર્વક વર્તે છે. અબ્રહ્મચર્ય છોડીને બ્રહ્મચારી થાય છે; સ્ત્રીસંગથી વિરત થાય છે. મૃષાવાદ છોડીને મૃષાવાદથી પ્રતિવિરત થાય છે; સત્યવાદી, સત્યસંધ, વિશ્વાસુ, અને લોકોને સાચો માર્ગ બતાવવાવાળો થાય છે. પિશુનવાચા છોડીને પિશુનવાચાથી પ્રતિવિરત થાય છે; એકનું સાભળી બીજા પાસે જઈ તે બન્નેને લડાવી મારવાની ઇચ્છાથી વાતો સંભળાવતો નથી; અથવા તો બીજાનું સાભળી બંનેને લડાવી મારવાની ઇચ્છાથી પહેલાને કહી સંભળાવતો નથી; આ રીતે જેમને તકરાર થઈ હોય તેમની તકરાર મિટાવે છે, અને જેમનામા સંપ હોય તેમને ઉત્તેજન આપે છે; સંપ તેને બહુ ગમે છે; જેનાથી સંપ થાય એવી જ વાતો તે હમેશાં કરે છે. પરુષવાચા છોડીને પરુષવાચાથી પ્રતિવિરત થાય છે; કાનને ગમે એવા, હૃદયગમ, અને બીજાને સારા લાગનારા શબ્દો જ બોલે છે. સંભિન્નપ્રલાપ (વૃથા બબડાટ) છોડી દઈને સંભિન્નપ્રલાપથી પ્રતિવિરત થાય છે; વખત વરતીને બોલે છે, સત્ય હોય તે જ બોલે છે; અર્થયુક્ત બોલે છે, ધર્મયુક્ત વિનયયુક્ત બોલે છે, સહજ બોલે છે.

"તે બીજ અને વનસ્પતિના નાશમાંથી પ્રતિવિરત થાય છે. એકવાર જ ભોજન લે છે, રાત્રે જમતો નથી, વિકાલ ભોજન કરતો નથી. નૃત્ય, ગીત, વાદન આદિ વિરુદ્ધદર્શનથી પ્રતિવિરત થાય છે. માલા, ગંધ, વિલેપન, ધારણ, મંડન, વિભૂષણથી પ્રતિવિરત થાય છે. ઊંચા અને મોટા શયનથી પ્રતિવિરત થાય છે. સોનું અને રૂપું લેતાં અટકે છે. કાચું ધાન્ય

લેતાં અટકે છે. કાચું માંસ લેતાં અટકે છે. સ્ત્રી અને કુમારિકા લેતાં અટકે છે. દાસી અને દાસ લેતાં અટકે છે. બકરાં અને ઘેટાં લેતાં અટકે છે હાથી, ગાય, ઘોડા અને ઘોડીઓ લેતા અટકે છે. ખેતર અને બાગબગીચા લેતાં અટકે છે. દૂતકર્મમાંથી નિવૃત્ત થાય છે. ક્રયવિક્રય કરતાં અટકે છે. ત્રાજવાથી, કાંસાથી કે માપથી બીજાને છેતરતા અટકે છે. લાચ લેતાં, ઠગતાં કે છેતરતાં અટકે છે. કાપવું, મારવું, બાંધવું, ઠગવું, લૂંટવું, ધાડ પાડવી વગેરેથી પ્રતિવિરત થાય છે.

"તે દેહ ઢાંકવા માટે પૂરતું થાય એટલા ચીવરથી અને પેટને ખાડો પુરાય એટલા પિંડપાતથી સંતુષ્ટ થાય છે. જ્યાંજ્યાં જાય છે ત્યાંત્યાં પોતાનો સામાન પોતાની સાથે જ લઈ જાય છે. જેમ પક્ષી જે જે દિશામાં ઊડે છે તે તે દિશામાં પોતાની પાંખોના ભાર સહિત જ ઊડે છે, તેમ જ આ ભિક્ષુ દેહને જરૂરજોગા વસ્ત્રથી અને પેટપૂરતા પિંડપાતથી સંતુષ્ટ થઈ ને જ્યાં જાય ત્યા પોતાનો સામાન સાથે લઈને જ જાય છે. તે આ આર્યશીલથી યુક્ત થઈને પોતાના અંતઃકરણમા અનવદ્ય સુખનો અનુભવ લે છે.

"તે આંખોથી રૂપ જોઈને નિમિત્તનું અને હાવભાવાદિનું ગ્રહણ કરતો નથી. જે ચક્ષુરિંદ્રિયમાં સંવર ન હોવાથી અભિધ્યા, દૌર્મનસ્ય વગેરે પાપકારક અકુશલ ધર્મ અંતઃકરણમાં પેસવાનો સંભવ હોય છે તે ચક્ષુરિંદ્રિયનો સંવર કરે છે. કાનથી શબ્દ સાંભળીને...નાકથી ગંધની વાસ લઈને...જીભથી રસનો આસ્વાદ લઈ ને...કાયાથી સ્પૃશ્ય પદાર્થોને સ્પર્શ કરીને ...મનથી મનોવૃત્તિ જાણીને નિમિત્તનું અને હાવભાવાદિનું ગ્રહણ કરતો નથી...મનઇંદ્રિયનો સંવર કરે છે. તે આ આર્ય

ઇંદ્રિયસંવરથી યુક્ત થઈને અંતઃકરણમાં નિષ્પાપ સુખનો અનુભવ કરે છે.

"તે જવાઆવવામા, આમતેમ જોવામા, બેસવાઊઠવામાં, પાત્ર ચીવર વગેરે ધારણ કરવામાં, જમવામાં, ખાવામાં, પીવામાં, ચાખવામાં, મલમૂત્રોત્સર્ગ કરવામા, જવામા, ઊભા રહેવામા, બેસવામાં, સૂવામા, જાગવામા, બોલવામા, મૂંગા રહેવામાં સાવધાનતાથી વર્તે છે

"તે આ આર્ય શીલસમુદાયથી, આ આર્ય ઇંદ્રિયવસંવરથી, અને આ આર્ય સ્મૃતિસંપ્રજન્યથી યુક્ત થઈને એકાંતમાં—અરણ્યમા, ઝાડ નીચે, ડુંગર ઉપર, ખીણુમા, ગુફામા, સ્મશાનમા, વનમા, ખુલ્લી જગ્યામા, ખડની ગંજી ઉપર—પોતાનું આસન જમાવે છે; અને જમ્યા પછી પલાંઠી વાળી, દેહને સીધો રાખી અને સ્મૃતિને જાગૃત રાખીને બેસે છે. તે અભિધ્યાનો ત્યાગ કરીને નિર્લોભચિત્ત થાય છે, અભિધ્યામાથી ચિત્તનું પરિશોધન કરે છે. વ્યાપાદ દ્વેષ છોડીને અદ્વેષચિત્ત થાય છે, દ્વેષમાંથી ચિત્તનુ પરિશોધન કરે છે. આળસ છોડીને નિરલસ થાય છે, પ્રકાશની સંજ્ઞા જાગૃત રાખે છે, અને આ રીતે આળસમાથો ચિત્તનુ પરિશોધન કરે છે. ભ્રાન્તતા છોડીને શાન્ત થાય છે, અંતઃકરણનુ સમાધાન કરીને ભ્રાન્તતામાથી ચિત્તનું પરિશોધન કરે છે. કુશંકાનો ત્યાગ કરીને નિઃશંક થાય છે. કુશલ ધર્મ સંબંધે પોતે ખાતરી કરી લઈને કુશંકામાથી પોતાના ચિત્તનુ પરિશોધન કરે છે.

"આ ચિત્તને મલિન કરનારાં અને પ્રજ્ઞાને દુર્બળ બનાવનારા પાચ નીવરણો છોડી દઈને તે વિષયોથી અને અકુશલ ધર્મોથી પરાવૃત થઈને વિતર્ક અને વિચારથી યુક્ત એકાન્ત-

ચારાને લીધે પ્રાપ્ત થતું પ્રીતિસુખ જેમાં છે એવું પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરે છે. હે બ્રાહ્મણ, આને જ તથાગતનું પગલું કહે છે. પણ આટલાથી આર્યશ્રાવક ખાતરી કરી લેતો નથી. તે વિતર્કવિચારનો ઉપશમ કરીને, અંતઃકરણને શાંત કરનારું, ચિત્તને એકાગ્ર કરનારું, વિતર્કવિચારવિરહિત, સમાધિમાંથી પેદા થતું પ્રીતિ-સુખ જેમાં છે એવું દ્વિતીયધ્યાન પ્રાપ્ત કરે છે. આ પણ તથાગતનું પગલું છે. પણ આટલાથી જ તથાગત સમ્યક્ સંબુદ્ધ છે, તથાગતે ઉત્તમ રીતે ધર્મનો ઉપદેશ આપ્યો છે, અને સંઘ સીધે રસ્તે જનારો છે એવી આર્ય શ્રાવકને ખાતરી થતી નથી. તે ફરી પ્રીતિના વૈરાગ્યને લીધે ઉપેક્ષક, જાગૃત અને સાવધ થાય છે, અને દેહથી સુખનો અનુભવ લે છે. આર્ય જેને ઉપેક્ષક, સ્મૃતિમાન અને સુખવિહારી કહે છે તેવી જાતનું તૃતીયધ્યાન પ્રાપ્ત કરે છે. આ પણ તથાગતનું પગલું છે. પણ આટલાથી આર્ય શ્રાવકનું સમાધાન થતું નથી. તે સુખ અને દુઃખનો ત્યાગ કરીને સૌમનસ્ય અને દૌર્મનસ્ય તો પહેલા જ નાશ પામ્યા હોવાથી સુખદુઃખવિરહિત, ઉપેક્ષા અને સ્મૃતિથી પરિશુદ્ધ એવું ચતુર્થધ્યાન પ્રાપ્ત કરે છે. પણ આટલાથી તેનું સમાધાન થતું નથી.

"આ રીતે ચિત્તનું સમાધાન થયા પછી પૂર્વજન્મનું સ્મરણ કરવા માટે તે પોતાના ચિત્તની પૂર્વતૈયારી કરે છે— પે૦—અનેક રીતે પૂર્વજન્મનું સ્મરણ કરે છે. આને પણ તથાગતનું પગલું કહે છે. પણ આટલાથી આર્યશ્રાવકનું સમાધાન થતું નથી. તે પ્રાણીઓના જન્મમૃત્યુ જાણવા માટે ચિત્તને તૈયાર કરે છે—પે૦—કર્મ પ્રમાણે ઉત્પન્ન થતા પ્રાણીઓ ઓળખે છે. આને પણ તથાગતનું પગલું કહે છે. પણ આર્યશ્રાવકનું

એટલાથી સમાધાન થતું નથી. તે આસવોના ક્ષયનું જ્ઞાન મેળવવા માટે ચિત્તની તૈયારી કરે છે. આ દુઃખ, આ દુઃખોનો સમુદય, આ દુઃખનો નિરોધ, અને આ દુઃખનિરોધનો માર્ગ, એ તે બરાબર જાણે છે. આને પણ તથાગતનું પગલું કહે છે. આનાથી તથાગત સમ્યક્ સંબુદ્ધ છે, ધર્મનો તેણે ઉત્તમ રીતે ઉપદેશ કર્યો છે, અને સંઘ સીધે રસ્તે જનારો છે, એ બાબતમાં આર્યશ્રાવકની ખાતરી થાય છે. પણ તે કૃતકૃત્ય નથી થતો. આ જ્ઞાન પ્રાપ્ત થયાથી કામાસવ, ભવાસવ અને અવિદ્યાસવથી તેનું ચિત્ત મુક્ત થાય છે, અને તે વિમુક્ત થયું છે એવું તેને જ્ઞાન થાય છે. તે જાણે છે કે જન્મનો ક્ષય થયો, બ્રહ્મચર્ય-વાસ પૂરો થયો, કર્તવ્ય ખલાસ થયું, અને હવે ઇહલોકમાં ફરી અવતરવાનું નથી. આને પણ તથાગતનું પગલું કહે છે. અહીં આર્યશ્રાવક કૃતકૃત્ય થાય છે. તથાગત સમ્યક્ સંબુદ્ધ છે, ધર્મને ઉત્તમ રીતે ઉપદેશવામા આવ્યો છે, સંઘ સીધે માર્ગે ચાલનારો છે, એની તેના મનમાં ચોક્કસ ખાતરી થાય છે. આ રીતે હસ્તિપદની ઉપમા વિસ્તારથી આપી શકાય."

આ સાભળ્યા પછી જાનુસ્સોણિ બ્રાહ્મણ બોલ્યો, "બહુ જ સરસ! બહુ જ સરસ! જેમ ઊંધું વાળેલું પાત્ર સવળુ કરવામા આવે, ઢાંકેલુ પાત્ર ઉઘાડવામા આવે, માર્ગ ભૂલેલાને માર્ગ બતાવવામાં આવે, અથવા તો દેખતા માણસને વસ્તુઓ દેખાય માટે અંધકારમા મશાલ સળગાવવામાં આવે, તે રીતે આપે અનેક પ્રકારે ધર્મને પ્રકાશિત કર્યો છે. આ હું આપને, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જાઉં છું. હુ આજથી આપનો આમરણ શરણે ગયેલો ઉપાસક છું એમ માની મારું ગ્રહણ કરો."

ચૂળહત્થિપદોપમસુત્ત સમાપ્ત

## ૨૮

# મહાહત્થિપદોપમસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. ત્યાં આયુષ્માન સારિપુત્તે ભિક્ષુઓને ઉદ્દેશીને કહ્યું, "બંધુઓ, બધાં જંગમ પ્રાણીઓના પગલા હાથીના પગલામાં સમાઈ જાય છે; હાથીનું પગલું બધા કરતાં મોટું છે. તે રીતે બધા કુશલ ધર્મોનો સમાવેશ દુઃખ, દુઃખસમુદાય, દુઃખનિરોધ અને દુઃખનિરોધનો માર્ગ એ ચાર આર્યસત્યોમા થાય છે.

"આમાં દુઃખ આર્યસત્ય કયું ? જાતિ (જન્મ), જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય, ઉપાયાસ, એ બધાં દુઃખદાયક છે. ઇચ્છા કર્યો છતાં જે વસ્તુ નથી મળતી તેનાથી પણ દુઃખ થાય છે. ટૂંકમાં પાંચ ઉપાદાન (વાસનામય) સ્કંધ દુઃખકારક છે. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન, આ તે પાંચ સ્કંધો છે. ચાર મહાભૂત અને ચાર મહાભૂતોમાંથી

ઉત્પન્ન થયેલા પદાર્થોને રૂપસ્કંધ કહે છે. આ ચાર મહાભૂતો તે પૃથ્વી, આપ, તેજ અને વાયુ છે.

"આમાં કઈ પૃથ્વીધાતુ ? અંતર્ગત અને બાહ્ય એવા પૃથ્વીધાતુના બે પ્રકાર છે. કેશ, લોમ, નખ, દંત, ત્વચા વગેરે કર્મથી ઉત્પન્ન થયેલા આભ્યંતર જડ પદાર્થો અંતર્ગત પૃથ્વી ગણાય છે. આ અથવા તો બહારની પૃથ્વી પૃથ્વી જ છે; તે મારી નથી, તે હું પોતે નથી, તે મારો આત્મા નથી, એમ યથાર્થ રીતે સમજવું. આમ યથાર્થપણે જાણવાથી પૃથ્વીધાતુ વિષે ચિત્ત વિરક્ત થાય છે. એવો એક સમય આવે છે કે જ્યારે બાહ્ય આપોધાતુ ક્ષુબ્ધ થાય છે, અને બાહ્ય પૃથ્વીધાતુ તે વખતે લુપ્તપ્રાય થાય છે. તેવે વખતે આવડી મોટી બાહ્ય પૃથ્વીધાતુની પણ અનિત્યતા દેખાઈ આવે છે; તેની ક્ષયધર્મતા, વ્યયધર્મતા, વિપરિણામધર્મતા દેખાઈ આવે છે. તો પછી તૃષ્ણામાંથી ઉત્પન્ન થયેલ ક્ષણભંગુર દેહને, તે હું છું અથવા તો તે મારો છે એમ કેમ કહી શકાય ? એમાં કંઈ જ નથી એમ દેખાઈ આવે છે.

"જો કોઈ ભિક્ષુને બીજા લોકો ગાળો ભાંડવા લાગે તો તે એવો વિચાર કરે છે કે શ્રોત્રસ્પર્શથી ઉત્પન્ન થયેલી આ દુઃખકારક વેદના છે; ને કારણમાંથી જ ઉત્પન્ન થઈ છે, અને તેનું કારણ સ્પર્શ છે. સ્પર્શ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન, એ બધાં અનિત્ય છે એ તે સમજે છે. તેનું ચિત્ત ધાતુઓ ઉપર જ દોડે છે, ત્યાં જ પ્રસન્ન થાય છે, ત્યાં જ સ્થિર થાય છે, ત્યાં જ વિશ્વાસ મેળવે છે; અને જો તેના શરીર ઉપર બીજા લોકો હાથેથી, પથરાથી, લાકડીઓથી અથવા તો શસ્ત્રોથી પ્રહાર કરે, અને તેની સાથે ખરાબ રીતે વર્તે

તોપણ તે તો એવો જ વિચાર કરે છે કે આ દેહ જ એવા પ્રકારનો છે તેથી આ પ્રહાર વાગે છે.

"ભગવાને પણ કકચૂપમોવાદમાં કહ્યું છે કે બન્ને બાજુ પકડવા માટેની મૂઠોવાળી કરવતથી ચોરો પોતાના અવયવ કાપતા હોય ત્યારે પણ જે ક્રોધ કરે તે મારો સાચો શિષ્ય નથી. માટે હું ઉત્સાહથી વર્તીશ; સારી સ્મૃતિ જાગૃત રહે, દેહ શાંત રહે, અને ચિત્ત એકાગ્ર રહે એવો હું પ્રયત્ન કરીશ; ભલે મારા આ શરીર ઉપર હસ્તપ્રહાર, લોષ્ટપ્રહાર, દંડપ્રહાર કે શસ્ત્રપ્રહાર થાય, મારાથી બુદ્ધોની આજ્ઞાનો ભંગ થવાનો નથી. આ રીતે બુદ્ધ, ધર્મ અને સંઘનું સ્મરણ કરતાં જો કુશલ ઉપેક્ષા ઉત્પન્ન ન થાય તો તેને સંવેગ ઉત્પન્ન થાય છે. અરેરે, હું કેવો દુર્દૈવી માણસ છું કે બુદ્ધ, ધર્મ અને સંઘની સ્મૃતિથી પણ કુશલ ઉપેક્ષા ઉત્પન્ન કરતા મને આવડતું નથી! જેમ કોઈ પુત્રવધૂ પોતાના સસરાને જોઈને લજ્જા પામે છે તેમ પોતે કુશલ ઉપેક્ષા ઉત્પન્ન નથી કરી શકતો એ જોઈ આ ભિક્ષુ લજ્જિત થાય છે. પણ બુદ્ધ, ધર્મ અને સંઘના અનુસ્મરણથી તે ભિક્ષુ કુશલ ઉપેક્ષા પેદા કરી શકે તો તે તેટલાથી જ મુદિત થાય છે. આટલું કોઈ ભિક્ષુ કરી શકે તોપણ તેણે ઘણું કર્યું એમ કહી શકાય.

"હવે આપોધાતુ કઈ એ કહું. અંતર્ગત અને બાહ્ય એવા એવા તેના પણ બે પ્રકાર છે. અંતર્ગત આપોધાતુ એટલે પરુ, લોહી, પરસેવો, મેદ, અશ્રુ, ચરબી વગેરે પૂર્વકર્મથી ઉત્પન્ન કરેલી દેહની અંદરની આપોધાતુ. અંતર્ગત કે બાહ્ય આપોધાતુ એ આપોધાતુ જ છે, તે મારી નથી, તે હું પોતે નથી, તે મારો આત્મા નથી, તે પોતાની પ્રજ્ઞાથી યથાર્થપણે

જાણવું. આ જાણવાથી ચિત્ત આપોધાતુથી વિરક્ત થાય છે. એવો એક સમય આવે છે કે જ્યારે બાહ્ય આપોધાતુ પ્રક્ષુબ્ધ થાય છે અને તેથી ગ્રામનિગમજનપદાદિ તણાઈ જાય છે. પણ તે પણ કોઈકવાર ક્ષય પામે છે. મહાસમુદ્રનું પાણી પણ ધીમેધીમે ક્ષય પામતું જાય છે. આવી મોટી બાહ્ય આપોધાતુની અનિત્યતા દેખાય છે—પે૦—આટલું થાય તોપણ તે ભિક્ષુએ ઘણું કર્યું એમ કહી શકાય.

"બંધુઓ, તેજોધાતુ કઈ? અંતર્ગત અને બાહ્ય એવા તેના બે પ્રકાર છે. જેનાથી સંતાપ થાય છે, માણસ વૃદ્ધિ પામે છે, જેનાથી ખાધેલું અનાજ પચી જાય છે, એ પૂર્વકર્મોથી ઉત્પન્ન થયેલી અંતર્ગત તેજોધાતુ છે. અંતર્ગત તેજોધાતુ કે બાહ્ય તેજોધાતુ એ તેજોધાતુ જ છે, તે મારી નથી, તે હું પોતે નથી, તે મારો આત્મા નથી, એમ પ્રજ્ઞાથી યથાર્થપણે સમજવું. આ જાણવાથી ચિત્ત તેજોધાતુથી વિરક્ત થાય છે. એવો એક સમય આવે છે કે જ્યારે બાહ્ય તેજોધાતુ પ્રક્ષુબ્ધ થાય છે, અને તે ગ્રામનિગમાદિને બાળી મૂકે છે. પણ તે જ વળી લીલા ઘાસ પાસે, રસ્તા પાસે, ડુંગરની તળેટી પાસે, પાણીના કાંઠા ઉપર અથવા રમ્ય ભૂમિભાગ પાસે આવીને આપોઆપ ઠરી જાય છે; અને એવો એકાદ સમય આવે છે કે જ્યારે અગ્નિનો એક તણખો મેળવવો પણ મુશ્કેલ થઈ પડે છે. આ આવડી મોટી બાહ્ય તેજોધાતુની પણ આવી અનિત્યતા દેખાય છે—પે૦—આટલું તે ભિક્ષુ કરી શકે તોપણ ઘણું કર્યું એમ કહી શકાય.

"બંધુઓ, વાયુધાતુ કઈ? અંતર્ગત અને બાહ્ય એવા તેના બે પ્રકાર છે. અંતર્ગત વાયુધાતુ એટલે ઊર્ધ્વગમ,

અધિગમ વગેરે પૂર્વકર્મને લીધે ઉત્પન્ન થયેલ દેહની અંદરના વાત. અંતર્ગત વાયુધાતુ અને બાહ્ય વાયુધાતુ એ વાયુધાતુ જ છે, તે મારી નથી, તે હું પોતે નથી, તે મારો આત્મા નથી, એ પ્રજ્ઞાથી યથાર્થ રીતે જાણવું. આ જાણવાથી વાયુધાતુથી ચિત્ત વિરક્ત થાય છે. એવો એક સમય આવે છે કે જ્યારે બાહ્ય વાયુધાતુ પ્રક્ષુબ્ધ થાય છે. તે ગ્રામનિગમાદિને દૂર ફેંકી નાખે છે. પણ ઉનાળામાં (તેના જ અભાવને લીધે) પંખાથી પવન લેવો પડે છે. આ આવડી મોટી બાહ્ય વાયુધાતુની પણ અનિત્યતા દેખાઈ આવે છે—જેο—આટલું થાય તોપણ તે ભિક્ષુએ ઘણું કર્યું એમ કહી શકાય.

"કાષ્ઠ, વલ્લી માટી વગેરેથી આકાશનો થોડોક ભાગ વ્યાપ્ત થાય ત્યારે તેને ઘર એવી સંજ્ઞા આપવામાં આવે છે. તે રીતે અસ્થિ, સ્નાયુ, માંસ અને ચર્મથી આકાશમાંનો કંઈક ભાગ વ્યાપ્ત થાય ત્યારે તેને દેહ એવી સંજ્ઞા આપવામા આવે છે. અંતર્ગત ચક્ષુ સાબૂત હોવા છતાં બહારનાં રૂપો ન જોઈ શકાતાં હોય, અને તે જોવાનો પ્રયત્ન ન હોય તો તેનાથી વિજ્ઞાન ઉત્પન્ન થતું નથી. પણ આ ત્રણે વસ્તુઓ ભેગી થાય તો વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તે પ્રસંગે તે માણસનું રૂપ રૂપઉપાદાનસ્કંધમા ગણાય છે; તેની વેદના વેદનાઉપાદાનસ્કંધમાં ગણાય છે; તેની સંજ્ઞા સંજ્ઞાઉપાદાનસ્કંધમાં ગણાય છે: તેના સંસ્કાર સંસ્કારઉપાદાનસ્કંધમા ગણાય છે; અને તેનું વિજ્ઞાન વિજ્ઞાનઉપાદાનસ્કંધમા ગણાય છે. તે એમ જાણે છે કે આ રીતે આ પાચ ઉપાદાનસ્કંધોનો સમવાય થાય છે. ભગવાને પણ કહ્યું છે કે જે પ્રતીત્યસમુત્પાદ જુએ છે તે ધર્મ જુએ છે, જે ધર્મ જુએ છે તે પ્રતીત્યસમુત્પાદ જુએ છે. આ પાચ ઉપાદાનસ્કંધ

પ્રતીત્યસમુત્પન્ન છે. આ પાંચ ઉપાદાનસ્કંધ માટેનો છંદ એ જ દુઃખનો સમુદય છે. તે છંદ છોડી દેવો એ દુઃખનો નિરોધ છે. આટલું થાય તોપણ ભિક્ષુએ ઘણું કર્યું એમ કહી શકાય.

" અંતર્ગત શ્રોત્ર—પે૦—ઘ્રાણ—પે૦—જીવ્હા—પે૦—કાય—પે૦—મન સાબૂત હોય પણ—પે૦—વગેરે. આટલું થાય તોપણ ભિક્ષુએ ઘણું કર્યું એમ કહી શકાય."

આ રીતે આયુષ્માન સારિપુત્ત બોલ્યો. તે ભિક્ષુઓએ મુદિત મનથી તેનું અભિનંદન કર્યું.

મહાહત્થિપદોપમસુત્ત સમાપ્ત

## ટીકા

ચાર આર્યસત્યોમા બધા કુશલ ઉપદેશોનો કઈ રીતે સમાવેશ કરી શકાય એ જ બતાવવાનો આયુષ્યમાન સારિપુત્તનો ઉદ્દેશ હોય એમ લાગે છે. આ સૂત્રમા મુખ્યત્વે ચાર મહાભૂતોનુ જ વર્ણન કરીને તેમાંથી આપણે શો બોધ લેવો એ કહેલું છે. તોપણ પરંપરાથી ચાર આર્યસત્યોની સાથે પણ તેનો સંબંધ કેમ જોડી શકાય એ પણ બતાવવામાં આવ્યું છે. ત્રિપિટક ગ્રંથમાં એવો એક પણ ઉપદેશ નથી કે જેનો સંબંધ કોઇને કોઇ રીતે આ ચાર આર્યસત્યો સાથે ન હોય. એટલે કે આર્યસત્યોને સારિપુત્તે હસ્તિપદની ઉપમા આપી છે તે યથાર્થ છે. મહાહત્થિપદોપમનો અર્થ હાથીનું મોટું પગલું એવો નથી, પણ પગલાની ઉપમાનું મોટું સૂત્ર એવો થાય છે. બન્ન સૂત્રો એક જ જાતનાં હોય તોપણ તે વચ્ચેનો ભેદ બતાવવા માટે ચૂળ અને મહા શબ્દો યોજવામા આવે છે.

મહાહત્થિપદોપમસુત્તની ટીકા સમાપ્ત

૨૯

## મહાસારોપમસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર દેવદત્ત હજી તાજેતરમાં જ ધર્મવિનય છોડી ગયો હતો ત્યારે ભગવાન રાજગૃહ પાસેના ગૃધ્રકૂટ પર્વત ઉપર રહેતા હતા. તે વખતે દેવદત્ત વિશે તેમણે ભિક્ષુઓને કહ્યું :

" હે ભિક્ષુઓ, કોઈ કુલપુત્ર એવા હેતુથી શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે કે હું જાતિ ( જન્મ ), જરા, મરણ વગેરેથી પીડિત થયેલો છું, અને ( પ્રવ્રજ્યા લેવાથી ) આ દુઃખનો અંત હું લાવી શકીશ. અને એમ કરીને લાભ, સત્કાર અને કીર્તિ મેળવે છે. એનાથી એ મુદિત અને કૃતકૃત્ય થાય છે; પોતાની સ્તુતિ કરે છે અને પારકાની નિંદા કરે છે; બેદરકાર બને છે, અને બેદરકારીને લીધે દુઃખ પામે છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લેવા માટે જાય છે, પણ તે સાર, સાર ઉપરનું પોચું લાકડું, તેના ઉપરની

છાલ, અને છાલ ઉપરની પણ ઝીણી છાલ પડતી મૂકીને ડાળીઓ અને પાંદડાં લઈ જાય છે, અને તે જ સાર છે એમ માને છે! પણ ડાહ્યો માણસ તેને જોઈને કહે છે કે અરેરે, બીચારો સાર કયો તે ન જાણી શક્યો! સારથી જે કામ થાય તે આ ડાળો અને પાંદડાંથી થવાનું નથી! જે માણસ લાભસત્કારથી સંતુષ્ટ થાય છે તેની પણ આ જ સ્થિતિ સમજવી.

"બીજો કોઈ કુલપુત્ર જાતિ–જરા–મરણથી પીડિત થઈને દુઃખનો અંત લાવવાની ઇચ્છાથી શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે, અને લાભ, સત્કાર તથા કીર્તિ મેળવે છે. તેટલાથી તે પ્રમુદિત અને કૃતકૃત્ય થતો નથી; આત્મ-સ્તુતિ અને પરનિંદા કરતો નથી; અને બેદરકાર બનતો નથી. તે સાવધાનતાથી શીલસંપત્તિ પ્રાપ્ત કરે છે, અને તે શીલ-સંપત્તિથી પ્રમુદિત અને કૃતકૃત્ય થાય છે; આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે; બેદરકાર બને છે, અને બેદરકારીને લીધે દુઃખ પામે છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લાવવા માટે જાય છે; પણ સાર, સાર ઉપરનુ પોચું લાકડું અને તેના ઉપરની છાલ છોડીને છાલ ઉપરની ઝીણી છાલ લઈ જાય છે, અને તે જ સાર છે એમ માને છે. તેને જોઈ ડાહ્યો માણસ કહે છે કે અરેરે, સાર કયો એ બીચારો ન જાણી શક્યો! છાલ ઉપરની ઝીણી છાલને જ આ સાર છે એમ ગણે છે! પણ જે કામ સારથી થવાનું છે તે આનાથી નથી થવાનું! શીલસંપત્તિથી કૃતકૃત્ય થનારાની આ જ સ્થિતિ સમજવી.

"બીજો કોઈ કુલપુત્ર જાતિજરાદિથી પીડિત થઈને

દુઃખનો અંત કરવાની ઇચ્છાથી શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે, અને લાભસત્કાર તથા કીર્તિ મેળવે છે, તેટલાથી તે પ્રમુદિત અને કૃતકૃત્ય થતો નથી; આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી; બેદરકાર બનતો નથી; સાવધાનીથી શીલસંપત્તિ પ્રાપ્ત કરે છે. શીલસંપત્તિથી પણ તે સંતુષ્ટ થતો નથી. આત્મ-સ્તુતિ અને પરનિંદા કરતો નથી, બેદરકાર બનતો નથી, સાવધાનતાથી સમાધિસંપત્તિ પ્રાપ્ત કરે છે. આ સમાધિ-સંપત્તિથી પ્રમુદિત અને કૃતકૃત્ય થાય છે, આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે, બેદરકાર બને છે, અને બેદરકારીથી દુઃખ પામે છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લાવવા માટે જાય છે, પણ સાર અને ઉપરનું પોચું લાકડું છોડી દઇને ઉપરની છાલ જ લઈ જાય છે, અને તે જ સાર છે એમ સમજે છે! તેને જોઈ ડાહ્યો માણસ કહે છે કે અરેરે, બીચારો સાર કયો તે ન જાણી શક્યો! છાલને જ આ માણસ સાર સમજે છે! પણ સારથી જે કામ થવાનું તે આ છાલથી નથી થવાનું! સમાધિસંપત્તિથી કૃતકૃત્ય થનાર કુલપુત્રની આ જ સ્થિતિ સમજવી.

"બીજો કોઈ કુલપુત્ર જાતિજરાદિથી પીડિત થઈને દુઃખનો અંત કરવા માટે શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે, અને લાભ, સત્કાર તથા કીર્તિ મેળવે છે. તેટલાથી કૃતકૃત્ય ન થતાં શીલસંપત્તિ અને સમાધિસંપત્તિ પ્રાપ્ત કરે છે. તે આ સંપત્તિથી પ્રમુદિત થાય છે, પણ કૃતકૃત્ય થતો નથી; આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી, બેદરકાર બનતો નથી, સાવધાનતાથી જ્ઞાનદર્શન પ્રાપ્ત કરે છે. જ્ઞાનદર્શનથી તે પ્રમુદિત અને કૃતકૃત્ય થાય છે, આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે,

બેદરકાર બને છે, અને બેદરકારીથી દુઃખ પામે છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લાવવા માટે જાય છે; પણ સારને બદલે ઉપરનું પોચું લાકડું લઈ આવે છે, અને તે જ સાર છે એમ માને છે! ડાહ્યો માણસ તેને જોઈને કહે છે કે અરેરે, સાર કયો એ બીચારો ન જાણી શક્યો! સાર ઉપરના પોચા લાકડાને જ આ માણસ સાર સમજે છે! જ્ઞાનદર્શનથી કૃતકૃત્ય થનારાની એ જ સ્થિતિ સમજવી.

“ બીજો કોઈ કુલપુત્ર જાતિજરાદિથી પીડિત થઈને દુઃખનો અંત કરવાની ઇચ્છાથી શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે, અને લાભસત્કાર તથા કીર્તિ મેળવે છે; પણ તેટલાથી તે પ્રમુદિત અને કૃતકૃત્ય થતો નથી. તે સાવધાનતાથી શીલ-સંપત્તિ, સમાધિસંપત્તિ અને જ્ઞાનદર્શન પ્રાપ્ત કરે છે. આનાથી તે પ્રમુદિત થાય છે, પણ કૃતકૃત્ય થતો નથી; આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી, બેદરકાર બનતો નથી, સાવધાનતાથી સમયવિમોક્ષ ( તાવત્કાલિક વિમુક્તિ ) મેળવે છે. તે વિમુક્તિ-માથી ભ્રષ્ટ થવાનો સંભવ હોય છે, પણ પછી આગળ જતાં તે જે વિમુક્તિમાથી કદી ભ્રષ્ટ થવાનો સંભવ નથી હોતો એવી અસમયવિમુક્તિ ( કાયમની વિમુક્તિ ) મેળવે છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લેવા જાય છે અને અંદરનો સાર જ લઈને પાછો આવે છે, અને તે સાર છે એમ સમજે છે. ડાહ્યો માણસ તેને જોઈને કહે છે કે ધન્ય છે. આ માણસ સાર કયો તે બરાબર ઓળખી શક્યો; સારથી જે કામ કરવાનું છે તે આ કરી શકશે. જે કુલપુત્ર અસમયવિમોક્ષ મેળવે છે તેની પણ આ જ સ્થિતિ સમજવી.

"હે ભિક્ષુઓ, આ રીતે આ બ્રહ્મચર્ય લાભ, સત્કાર, અને કીર્તિ માટે નથી, શીલસંપત્તિ માટે નથી, સમાધિ-સંપત્તિ માટે નથી, જ્ઞાનદર્શન માટે નથી; અક્ષોભ્ય ચિત્ત-વિમુક્તિ માટે આ બ્રહ્મચર્ય છે, અક્ષોભ્ય ચિત્તવિમુક્તિ એ જ આ બ્રહ્મચર્યનો સાર છે, અને એ જ બ્રહ્મચર્યનું પર્યવસાન છે."

આમ ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાસારોપમસુત્ત સમાપ્ત.

## ૩૦

## ચૂળસારોપમસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે પિંગલ કોચ્છ (પિંગલ કૌત્સ) નામનો એક બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો અને કુશલસમાચાર પૂછીને એક બાજુએ બેઠો અને બોલ્યો, "હે ગોતમ, પૂણ કસ્સપ, મકખલિ ગોસાલ, અજિત કેસકંબલી, પકુધ કચ્ચાયન, સંજય વેલટ્ઠપુત્ત, અને નિગંઠ નાથપુત્ત આ (છ) આચાર્યો મોટા સંઘોના નાયક છે, પ્રસિદ્ધ છે, અને ઘણા લોકોને માન્ય છે. તેઓ જે ઉપદેશ આપે છે તે તેમણે અનુભવ્યો છે? કે તેમને થોડો અનુભવ મળ્યો છે અને બાકીનો અનુભવ નથી મળ્યો?"

ભગવાને જવાબ આપ્યો, "હે બ્રાહ્મણ, એ વાત જવા દો. હું ધર્મોપદેશ આપું છું તે સાવધાનતાથી સાંભળો [અહીંથી પછીની બધી હકીકત આગલા સૂત્રમાં આવી ગઈ છે. આ સૂત્રમાં સારની ઉપમા પ્રથમ આપેલી છે અને પાછળથી લાભ,

સત્કાર, શીલ, સમાધિ અને જ્ઞાનદર્શનનું વર્ણન કરેલું છે. જેટલું વધારે છે તે નીચે આપું છું. ] તે જ્ઞાનદર્શન પ્રાપ્ત કરે છે, અને તેનાથી પ્રમુદિત થાય છે, પણ કૃતકૃત્ય થતો નથી; આત્મસ્તુતિ અને પરનિંદા કરતો નથી, જ્ઞાનદર્શન કરતાં પણ ઉચ્ચતર ધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા માટે મથે છે, ઉત્સાહી થાય છે.

"હે બ્રાહ્મણ જ્ઞાનદર્શન કરતાં ઉચ્ચતર ધર્મો કયા કયા છે? કોઈ ભિક્ષુ વિષયોથી અને અકુશલધર્મોથી અલિપ્ત થઈને વિતર્ક વિચારથી યુક્ત, એકાન્તવાસમાંથી ઉત્પન્ન થયેલ પ્રીતિસુખ જેમા છે એવું પ્રથમધ્યાન પ્રાપ્ત કરે છે. આ પણ જ્ઞાનદર્શન કરતાં ઊંચા દરજ્જાનું છે. ફરી પાછો—પે૦—દ્વિતીયધ્યાન—પે૦—તૃતીયધ્યાન—પે૦—ચતુર્થધ્યાન—પે૦—આકાસાનંચાયતન—પે૦—વિઞ્ઞાણંચાયતન—પે૦—આકિંચઞ્ઞાયતન—પે૦—નેવસઞ્ઞાનાસઞ્ઞાયતન પ્રાપ્ત કરે છે. આ ધર્મ પણ જ્ઞાનદર્શન કરતાં ઊંચા દરજ્જાનો છે. ફરી પાછો ભિક્ષુ નેવસઞ્ઞાનાસઞ્ઞાયતનનું સમતિક્રમણ કરીને સઞ્ઞાવેદયિતનિરોધ પ્રાપ્ત કરે છે, અને પ્રજ્ઞાથી તેના આસવોનો ક્ષય થાય છે. આ ધર્મ પણ જ્ઞાનદર્શન કરતાં ઊંચા દરજ્જાનો છે. જેમ કોઈ માણસ સારવાન વૃક્ષનો સાર લેવા માટે જાય છે, અને સાર જ લાવે છે, અને તે સાર જ છે એમ સમજે છે, અને સારથી જે કામ કરવાનું હોય તે કરે છે; તેવી જ સ્થિતિ આ ભિક્ષુની છે. આ રીતે હે બ્રાહ્મણ, આ બ્રહ્મચર્ય લાભસત્કાર અને કીર્તિ માટે નથી, શીલસંપત્તિ માટે નથી, સમાધિસંપત્તિ માટે નથી, જ્ઞાનદર્શન માટે નથી; અક્ષોભ્ય ચિત્તવિમુક્તિ એ બ્રહ્મચર્યનો સાર છે અને પર્યવસાન છે."

તે સાંભળીને પિંગલ કોચ્છ બ્રાહ્મણ બોલ્યો, "હે ગોતમ, બહુ જ ઉત્તમ ! ઘણું જ ઉત્તમ ! જેમ કોઈ ઊંધું કરેલું વાસણ સવળું કરે, ઢાંકેલી વસ્તુ ઉઘાડે, માર્ગ ભૂલેલાને માર્ગ બતાવે અથવા દેખતા માણસને પદાર્થો દેખાય એ માટે અંધારામાં કોઈ મશાલ પેટાવે, તે રીતે આપે અનેક પ્રકારે ધર્મ પ્રકાશિત કર્યો છે. આ હું આપને, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જાઉં છું. આજથી યાવજ્જીવ શરણે ગયેલો હું આપનો ઉપાસક છું એમ ગણજો."

## ટીકા

આ સૂત્રમા અને આની પહેલાના સૂત્રમા આવેલું જ્ઞાનદર્શન એ સામાન્ય માણસનુ જ્ઞાનદર્શન છે, અને અરહન્તનુ જ્ઞાનદર્શન નથી, એવી જાતનો ખુલાસો અટ્ઠકથામા કરેલો છે; અને એ જો ન માનીએ તો આ સૂત્રોનો અર્થ બેસતો નથી. કારણકે ખરુ જ્ઞાનદર્શન જેને પ્રાપ્ત થયું હોય તે માણસ આત્મસ્તુતિ અને પરનિંદા કરે એ સંભવતું નથી. પ્રથમધ્યાનાદિ ધર્મો જ્ઞાનદર્શન કરતા ઊંચા દરજ્જાના છે એમ આ સૂત્રમા કહેલું છે. જો આ જ્ઞાન અરહન્તનુ છે એમ માનીએ તો ધ્યાનાદિ ધર્મો જ્ઞાનદર્શન કરતા ચઢિયાતા હોઈ શકે જ નહિ. અર્થાત્ અહીં કહેલ જ્ઞાનદર્શન સામાન્ય છે; અને અરહન્તના જ્ઞાનના આધારભૂત પ્રથમધ્યાનાદિ ધર્મોની ગણના ઉપલા દરજ્જામાં કરેલી છે. પ્રથમધ્યાનાદિ પ્રાપ્ત કરીને છેલ્લે નિરોધસમાપત્તિ મેળવી અને તે દ્વારા આસવોનો ક્ષય કરવો એ ધર્મનો સાર છે, એ ધર્મનું ધ્યેય છે. આ આસવક્ષયમાં ઉપયોગી એવા ચાર ધ્યાનો, ચાર આયતનો અને નિરોધસમાપત્તિની ગણના ઉપરના દરજ્જામા કરવામાં આવી છે.

ચૂળસારોપમસુત્તની ટીકા સમાપ્ત.

વગ્ગ ત્રીજો સમાપ્ત

## ( વગ્ગ ચોથો )

### ૩૧

### ચૂળગોસિંગસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન નાદિક નામના ગામમા ગિંજકાવસથમાં રહેતા હતા. તે વખતે આયુષ્માન અનુરુદ્ધ, આયુષ્માન નંદિય અને આયુષ્માન કિંબિલ ગોસિંગ-સાલવનમા રહેતા હતા. ભગવાન સાંજે ધ્યાનભાવનાદિ આટોપીને ગોસિંગસાલવનમાં આવ્યા. તેને જોઈને વનપાળે કહ્યું, "હે શ્રમણ, આ અરણ્યમાં જતો નહિ. ત્રણ કુલપુત્રો પરમાર્થ સાધવા માટે આ જગ્યાએ રહે છે, તેમને હેરાન ન કર." આ સંવાદ સાંભળીને અનુરુદ્ધે વનપાળને કહ્યું, "હે વનપાળ, ભગવાનને ન અટકાવ. તે અમારા શાસ્તા છે." એમ બોલીને અનુરુદ્ધ નંદિય અને કિંબિલની પાસે ગયો અને બોલ્યો, "બંધુઓ, જલદી બહાર નીકળો. આપણા શાસ્તા પધાર્યા છે." તેઓ ભગવાનની સામે ગયા, અને

તેમાંના એકે ભગવાનનું પાત્રચીવર લીધું, એકે આસન આપ્યું અને એકે પગ ધોવા પાણી આણ્યું. ભગવાને પગ ધોયા અને બિછાવેલા આસન ઉપર બેઠા. તે ત્રણે પણ ભગવાનને વંદન કરીને એક બાજુએ બેઠા.

ત્યારે ભગવાને અનુરુદ્ધને પૂછ્યુ, "બધું બરાબર ચાલે છેને? પિંડપાત મેળવવામા હરકત તો નથી આવતીને?"

અનુરુદ્ધ—"ભગવન્, અમારું બધું બરાબર ચાલે છે. પિંડપાત મેળવવામા અમને હરકત આવતી નથી."

ભગવાન—"અને તમે તકરાર કર્યા વગર દૂધપાણીની માફક એકબીજાને પ્રેમથી જોઈ ને આનંદમા અને સંપીને રહો છોને!"

અનુ૦–"હા, ભદંત. અમે ખૂબ આનંદથી અને સંપીને રહીએ છીએ.

ભગવાન—"કઈ રીતે?"

અનુ૦–"ભદંત, મને એમ લાગે છે કે આવા સબ્રહ્મચારીઓ મળ્યા એ મહાલાભ જ છે, અને તેથી કાયા, વાચા અને મનથી, સમક્ષ અને અસમક્ષ મારો આમના ઉપર પ્રેમ છે. જાણે કે મારા પોતાના મનને એક કોરે રાખીને આમના મનથી જ હું વ્યવહાર કરું છુ. અમારા શરીર જ ફક્ત ભિન્ન છે, પણ મન એક છે, એમ હું સમજું છું."

નંદિય અને કિંબિલે પણ પોતાનો આવો જ અનુભવ કહી સંભળાવ્યો. ત્યારે ભગવાન બોલ્યા, "ઘણુ સરસ, પણ અનુરુદ્ધ, તમે ઉદ્યોગદક્ષતાથી અને સાવધાનતાથી વર્તો છોને?"

અનુ૦–"હા, ભદંત. અમે ખૂબ દક્ષતાથી વર્તીએ છીએ."

ભગ૦–"કઈ રીતે?"

અનુ૦—"ભદન્ત, અમારામાંથી જે પ્રથમતઃ ગામમાં પિંડપાત માટે જાય છે તે આસનો માંડી રાખે છે, પીવાનું અને હાથપગ ધોવાનું પાણી ભરી રાખે છે, (અને) વધારાનો ભાત કાઢી રાખવાનું વાસણ સાફસૂફ કરી રાખે છે. જે પિંડપાત લઈને બધાથી છેલ્લો આવે છે, તે તેની મરજી પડે તો વધેલું અનાજ જમે છે, અથવા તેની જરૂર ન હોય તો જ્યાં લીલું ખડ ન હોય એવી જગ્યાએ અથવા તો જંતુ વગરના પાણીમાં ફેંકી દે છે. આસનો ઉપાડીને એક કોરે મૂકે છે, પીવાનું અને હાથપગ ધોવાનું પાણી એક બાજુ મૂકી દે છે, વધારાનો ભાત મૂકવાનું વાસણ સાફસૂફ કરે છે, અને જમવાની જગ્યા ચોખ્ખી કરી વાળી નાખે છે. જો પીવાના પાણીનો, હાથપગ ધોવાના પાણીનો કે શૌચ માટે વાપરવાના પાણીનો ઘડો ખાલી જુએ તો તે ભરી રાખે છે. જો તે ઘડો તે ઉપાડી ન શકે તો સાન કરીને બીજાને બોલાવે છે; અને બન્ને મળીને તે ઉપાડીને જગ્યાએ મૂકે છે. તેટલા માટે અમે મોટેથી એકબીજાને બોલાવતા નથી. દર પાંચમે દિવસે અમે ધર્મ સંબંધે આખી રાત સંભાષણ કરીએ છીએ. આ રીતે અમે ઉદ્યોગદક્ષતાથી અને સાવધાનતાથી રહીએ છીએ."

ભગવાન—"ઘણું સરસ! અનુરુદ્ધ, ઘણું સરસ! પણ આવી રીતે સાવધાનીથી વર્તતાં તમને આર્યોને શોભે એવા લોકોત્તર જ્ઞાનનો લાભ થયો છે ખરો?"

અનુ૦—"ભદંત, કેમ ન થાય? અમે જેટલો વખત ઇચ્છા કરીએ છીએ એટલો વખત વિષયોથી અને અકુશલ ધર્મોથી વિમુક્ત થઈને વિતર્કવિચારથી યુક્ત, એકાન્તવાસ-

ચાથી પેદા થયેલું પ્રીતિસુખ જેમાં છે એવું પ્રથમધ્યાન પ્રાપ્ત કરી લઈએ છીએ. આ અમારું આર્યોને શોભે એવું લોકોત્તર જ્ઞાન છે. આને લીધે અમે સુખમાં રહીએ છીએ."

ભગવાન—"ઘણું સરસ! અનુરુદ્ધ, ઘણું સરસ! પણ અનુરુદ્ધ, આ સમાપત્તિથી પણ પર, સુખ થાય એવું અને આર્યોને શોભે એવું લોકોત્તર જ્ઞાન તમને પ્રાપ્ત થયું છે?"

[ અહીં અનુરુદ્ધ અનુક્રમે દ્વિતીયધ્યાન, તૃતીયધ્યાન, ચતુર્થ-ધ્યાન, આકાશાનંત્યાયતન, વિજ્ઞાનાનંત્યાયતન, આકિંચન્યાયતન, નૈવસંજ્ઞાનાસંજ્ઞાયતન અને આસવક્ષયસહિત સંજ્ઞાવેદયિત-નિરોધસમાપત્તિનો ઉલ્લેખ કરે છે. દરેક વખતે ભગવાન તેને સાબાશી આપીને ઉપલી કક્ષાના સંબંધે પ્રશ્ન પૂછે છે, અને એ કક્ષાનો લાભ થયો છે એમ અનુરુદ્ધ જવાબ આપે છે.]

એટલે ભગવાને તે ત્રણેને ઉપદેશ આપ્યો, અને ત્યાંથી ગયા. થોડેક દૂર સુધી એ ત્રણે ભગવાનને વળાવવા ગયા અને પછી પાછા આવ્યા. ત્યારે નંદિય અને કિંબિલે અનુરુદ્ધને પૂછ્યું, "અમે તને કદી એમ કહ્યું છે ખરું કે અમને અમુકઅમુક સમાપત્તિનો લાભ થયો છે? તેમ છતાં અમે આસવોના ક્ષય સુધીનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એમ ભગવાનને કેમ કહ્યું?"

અનુ૦—"તમે મને આ વાત કરી નથી; પણ તે વાત મેં અંતર્જ્ઞાનથી જાણી અને દેવતાઓએ પણ એ જ હકીકત મને જણાવી. ભગવાને મને પ્રશ્ન પૂછ્યો એટલે તે હકીકત મેં તેમને કહી."

આ બાજુ, દીઘપરજન નામનો એક યક્ષ ભગવાન પાસે આવ્યો અને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો અને બોલ્યો,

"ભદન્ત, આ દેશમાં તથાગત સમ્યક્‌સંબુદ્ધ અને આ ત્રણ કુલપુત્રો—અનુરુદ્ધ નંદિય અને કિંબિલ—રહે છે એ વજ્જીઓને તો મોટો લાભ છે! વજ્જી લોકોનું એ મહાભાગ્ય જ છે!"

તે યક્ષનું બોલવું સાંભળીને જમીન ઉપરના દેવોએ તેનો પુનરુચ્ચાર કર્યો; તેમના ભાષણનો ચાતુર્મહારાજિક દેવોએ, તેમના ભાષણનો તાવતિંસ દેવોએ, તેમનો યામ દેવોએ, તેમનો તુસિત દેવોએ, તેમનો નિમ્માનરતિ દેવોએ, તેમનો પરનિમ્મિતવસવત્તી દેવોએ, અને તેમનો બ્રહ્મલોકમાંના દેવોએ પુનરુચ્ચાર કર્યો. આ રીતે એક ક્ષણમા દીઘપરજન યક્ષના ઉદ્‌ગારો બ્રહ્મલોકમા પહોચ્યા.

ત્યારે ભગવાને કહ્યુ, "હે દીઘ, તેં બરાબર જાણી લીધું. જે કુળમાથી આ કુલપુત્રો નીકળ્યા તે કુળો જો પ્રસન્ન ચિત્તથી તેમનું સ્મરણ કરશે તો તે વાત તે કુળોને ચિરકાલ હિતકારક અને સુખકારક થશે. જે જ્ઞાતિસમુદાયમાંથી આ નીકળ્યા—પે૦—જે ગામમાથી—પે૦—જે નિગમમાંથી—પે૦—જે નગરમાથી—પે૦—જે જનપદમાંથી (પ્રદેશમાંથી) આ કુલપુત્રો નીકળ્યા તે જનપદ જો આમનું પ્રસન્નચિત્તથી સ્મરણ કરશે તો, તે વાત તે જનપદને ચિરકાલ હિતકારક અને સુખકારક થશે. બધા ક્ષત્રિયો જો આમનું સ્મરણ કરશે તો તે તેમને ચિરકાલ હિતકારક અને સુખકારક થશે. બધા બ્રાહ્મણો, બધા વૈશ્યો, બધા શૂદ્રો જો આમનું પ્રસન્નચિત્તે સ્મરણ કરશે તો તે તેમને હિતકારક અને સુખકારક થશે. માર, બ્રહ્મા, શ્રમણબ્રાહ્મણ, દેવ, મનુષ્યો વગેરે સહિત જો આખુ જગત આમનું પ્રસન્નચિત્તે સ્મરણ કરશે તો તે જગતને ચિરકાલ હિતકારક અને સુખકારક થશે. હે દીઘ, જો, આ

ત્રણે જણા ઘણાના હિત માટે, ઘણાના સુખ માટે, જગત ઉપરની અનુકંપાને લીધે, દેવમનુષ્યોના અર્થ માટે, હિત માટે, સુખ માટે કેવા પ્રયત્નો કરે છે ?"

આમ ભગવાન બોલ્યા. દીઘપરજન યક્ષે ભગવાનના ભાષણનું મુદિત મનથી અભિનંદન કર્યું.

ચૂળગોસિંગસુત્ત સમાપ્ત.

## ટીકા

સંઘમા ઐક્ય કેવું હોવું જોઈએ એ બતાવવાનો આ સૂત્રનો ઉદ્દેશ હોય એમ લાગે છે. અનુરુદ્ધ, નંદિય અને કિબિલ ત્રણે જણા જે રીતે રહેતા હતા તે રીતે સો કે હજાર ભિક્ષુઓ એકીસાથે રહે તોપણ તેઓમા વાદવિવાદ અને તકરાર થવાનો સંભવ નથી. ખુદ ભગવાનના સમયમાં પણ બૌદ્ધસંઘમા તકરારો થતી. કોસમ્બી ગામના ભિક્ષુઓમા તકરાર થઈને તેઓના બે પક્ષો પડી ગયા હતા એ વાત આ જ ગ્રંથના કોસંબિયસુત્તમા તેમજ મહાવગ્ગમાંના કોસંબિય ખદકમાં આવે છે. આવી તકરારોથી ધર્મકાર્યમા બહુ જ અડચણ આવતી, અને તે તકરારો ઉપસ્થિત ન થાય માટે ભગવાન અને તેમની પછી મહાકાશ્યપ વગેરે મહાસ્થવિરોને બહુ કાળજી રાખવી પડેલી. સંઘભેદ કરનારને માટે વિનયગ્રંથમા મોટું પ્રાયશ્ચિત્ત બતાવવામા આવ્યુ છે, અને બીજી જગ્યાઓએ સંઘના સંપની ખૂબ પ્રશંસા કરી છે.

सुखो बुद्धानं उप्पादो सुखा सद्धम्मदेसना ।
सुखा संघस्स सामग्गी समग्गानं तपो सुखो ॥

અર્થ:—બુદ્ધોનો પ્રાદુર્ભાવ સુખકારક છે, સદ્ધર્મનો ઉપદેશ સુખકારક છે, સંઘની સામગ્રી (સંપ) સુખકારક છે અને સંપથી રહેનારા ભિક્ષુઓનું તપાચરણ સુખકારક છે.

ઉપર લખેલી ગાથાનું આ સૂત્રમા ઉદાહરણ સાથે સ્પષ્ટીકરણ કરેલું છે એમ કહેવામા અડચણ નથી. ઉપરાંત, બુદ્ધસમકાલીન ભિક્ષુઓ કેટલા પ્રેમથી અને સરળતાથી રહેતા હતા એ વસ્તુ પણ જોવા મળે છે.

ચૂળગોસિંગસુત્તની ટીકા સમાપ્ત.

## ૩૨

## મહાગોસિંગસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન આયુષ્માન સારિપુત્ત, આયુષ્માન મહામોગ્ગલ્લાન, આયુષ્માન મહાકસ્સપ, આયુષ્માન અનુરુદ્ધ, આયુષ્માન રેવત, આયુષ્માન આનંદ અને બીજા પ્રસિદ્ધ શ્રાવકો સાથે ગોસિંગસાલવનમાં રહેતા હતા. તે વખતે સાંજને વખતે મહામોગ્ગલ્લાન ધ્યાનસમાધિ આટોપીને મહાકસ્સપ પાસે ગયો અને બોલ્યો, "આયુષ્મન્ કસ્સપ, ચાલ, આપણે સારિપુત્ત પાસે ધર્મોપદેશ સાંભળવા જઈએ." તે બન્ને અનુરુદ્ધને સાથે લઈને સારિપુત્ત પાસે જવા નીકળ્યા. તેને જોઈને આનંદ રેવત પાસે ગયો અને બોલ્યો, "આ ત્રણે સારિપુત્ત પાસે ધર્મશ્રવણ કરવા માટે જાય છે, તો ચાલ, આપણે પણ ત્યાં જઈએ." એટલે તેઓ બધા જ સારિપુત્ત પાસે ગયા.

આનંદને જોઈને સારિપુત્રે કહ્યું, "આયુષ્મન્ આનંદ, તું

ભગવાનનો અનુચારી છે, ભગવાનની પાસે રહેનારો છે; આવ, તારું સ્વાગત હો. આ વન અત્યંત રમણીય છે, ચાંદની રાત છે, બધાં શાલવૃક્ષો નીચેથી ઉપર સુધી પુષ્પથી ભરપૂર છે, અને જાણે કે ચારે તરફ સ્વર્ગીય સુવાસ ફેલાઈ રહી છે! આ વખતે કેવા જાતના ભિક્ષુથી આ ગોસિંગસાલવન સુશોભિત થાય ?"

આનંદ : "આયુષ્મન સારિપુત્ત, જે ભિક્ષુ બહુશ્રુત, શ્રુતધર, શ્રુતને સંઘરી રાખનારો હોય, જે આદિકલ્યાણ, મધ્યકલ્યાણ અને પર્યવસાનકલ્યાણ, બ્રહ્મચર્યનું સાંગોપાંગ વિવેચન કરનારા ધર્મો ( વાતો ) સરસ રીતે જાણે છે, જેણે વાચાથી આવા ધર્મોનો પરિચય સાધેલો હોય છે, મનથી ચિંતન કરેલું હોય છે, અને દર્શનથી આ ધર્મોને બરાબર જાણેલા હોય છે, જે ચારે જાતની સભામાં શ્રોતાઓના અનુશયનાશ માટે સરસ શબ્દોમાં ધર્મોપદેશ કરે છે તેનાથી જ આવે વખતે વન સુશોભિત થાય."

તે પછી રેવતને સારિપુત્તે કહ્યું, "પોતાને જે યોગ્ય લાગ્યું તે આનંદે કહ્યું; હવે તું આ પ્રશ્નનો જવાબ આપ."

રેવતઃ "જે ભિક્ષુને એકાન્તવાસ ગમે છે, જે એકાંતવાસમાં આનંદ લે છે, ધ્યાનભાવનામાં દક્ષ હોય છે, પ્રજ્ઞાયુક્ત હોય છે અને બધો વખત એકાન્તવાસમાં જ ગાળે છે તેનાથી જ આ વન સુશોભિત થાય."

તે પછી આ જ પ્રશ્ન સારિપુત્તે અનુરુદ્ધને પૂછ્યો.

અનુરુદ્ધે જવાબ આપ્યો, "જેમ કોઈ દેખતો માણસ મોટા મહેલ ઉપર ચડીને નીચે પડેલા હજાર રથચક્રો એક સાથે જોઈ શકે છે, તેમ જે ભિક્ષુ વિશુદ્ધ અને દિવ્ય દૃષ્ટિથી

હજાર વિશ્વમંડળો જુએ તેનાથી જ આ વન સુશોભિત થાય."

ત્યારપછી સારિપુત્તે આ જ પ્રશ્ન મહાકાસ્યપને પૂછ્યો. ત્યારે મહાકાસ્યપે જવાબ આપ્યો, "જે પોતે અરણ્યવાસી થાય છે અને બીજાને અરણ્યવાસના ફાયદા બતાવે છે, પોતે પિંડપાતિક બને છે અને બીજાને પિંડપાતિકત્વના ફાયદા બતાવે છે, પોતે પાંસુકૂલિક થાય છે અને પાંસુકૂલિત્વની સ્તુતિ કરે છે, જાતે ત્રૈચીવરિક (ત્રણ ચીવર ધારણ કરનારો) થાય છે અને ત્રૈચીવરિકત્વની સ્તુતિ કરે છે, જાતે અલ્પેચ્છ થઈને અલ્પેચ્છતાની સ્તુતિ કરે છે, જાતે સંતુષ્ટ થઈને સંતુષ્ટિની સ્તુતિ કરે છે, જાતે એકાન્તવાસી થઈને એકાન્તવાસનાં વખાણ કરે છે, જાતે અસંસૃષ્ટ (અબદ્ધ) થઈને અસંસર્ગની સ્તુતિ કરે છે, જાતે આરબ્ધવીર્ય થઈને વીર્યારંભના વખાણ કરે છે, જાતે શીલસંપન્ન થઈને શીલસંપત્તિની સ્તુતિ કરે છે, જાતે સમાધિસંપન્ન થઈને સમાધિસંપત્તિની સ્તુતિ કરે છે, જાતે પ્રજ્ઞાસંપન્ન થઈને પ્રજ્ઞાસંપત્તિની સ્તુતિ કરે છે, જાતે વિમુક્તિસંપન્ન થઈને વિમુક્તિસંપત્તિની સ્તુતિ કરે છે, જાતે વિમુક્તિજ્ઞાનદર્શનસંપન્ન થઈને વિમુક્તિજ્ઞાનદર્શનસંપત્તિની સ્તુતિ કરે છે, તે ભિક્ષુથી જ આ વન સુશોભિત થાય."

ત્યારપછી સારિપુત્તે આ જ પ્રશ્ન મહામોગ્ગલ્લાનને પૂછ્યો, ત્યારે તેણે જવાબ આપ્યો, "અહીં બે ભિક્ષુઓ અભિધર્મ સંબંધે પરસ્પર પ્રશ્નો પૂછે, તેમનો તે સંવાદ અસ્ખલિત ચાલુ રહે, અને તે ધાર્મિક જ હોય—આવી જાતના ભિક્ષુથી જ આ વન સુશોભિત થાય."

ત્યારબાદ મહામોગ્ગલ્લાને સારિપુત્તને કહ્યું, "બધાએ પોતપોતાની બુદ્ધિ મુજબ આ પ્રશ્નના જવાબ આપ્યા છે. હવે

અમે તમને પૂછીએ છીએ કે કેવા પ્રકારના ભિક્ષુથી આ વન શોભે ?"

સારિપુત્ત—જેમ કોઈ રાજા પાસે અથવા મહામાત્ર પાસે નાના તરેહનાં રંગીન વસ્ત્રોથી ભરેલી એક પેટી હોય, અને સવારે, બપોરે અને સાંજે જે જાતના કપડા પહેરવાની ઇચ્છા હોય તે જાતના કપડા તે પેટીમાંથી કાઢીને તે પહેરે; તે રીતે જે ભિક્ષુ પોતાના ચિત્તને પૂર્ણ રીતે તાબે રાખી શકે, જે જે સમાપત્તિથી તે સવારે, બપોરે અને સાંજે રહેવા માગે તે તે સમાપત્તિથી રહે, તેનાથી જ આ વન સુશોભિત થાય."

આટલો સંવાદ થયા પછી સારિપુત્ત બોલ્યો, "પોતપોતાની બુદ્ધિ પ્રમાણે બધાએ આ પ્રશ્નને ઉકેલ્યો છે. હવે આપણે આ સંબંધે ભગવાનને જ પૂછીએ."

આનંદે આપેલો જવાબ સારિપુત્તે ભગવાનને જણાવ્યા પછી ભગવાન બોલ્યા, "આનંદ આ જ જાતનો ભિક્ષુ છે. તે બહુશ્રુત, શ્રુતધર અને શ્રુતને સંઘરી રાખનારો છે—પે૦—સરસ શબ્દોમા ધર્મોપદેશ કરે છે."

રેવતનો જવાબ સંભળાવ્યા પછી ભગવાન બોલ્યા, "ધન્ય, ધન્ય, રેવત જ આ પ્રશ્નનો જવાબ આપી શકે, કારણકે રેવત જ આ જાતનો ભિક્ષુ છે." અનુરુદ્ધનો જવાબ સાંભળીને આ જ રીતે ભગવાને અનુરુદ્ધની પણ સ્તુતિ કરી, અને મોગ્ગલ્લાનનો જવાબ સાભળીને તેની પણ સ્તુતિ કરી. ત્યારપછી મોગ્ગલ્લાને સારિપુત્તનો જવાબ ભગવાનને જણાવ્યો, ત્યારે તે સારિપુત્તનો જ યોગ્ય જવાબ છે એ પ્રકારે તેની પણ સ્તુતિ કરી. ત્યારે સારિપુત્તે ભગવાનને પૂછ્યું, "ભદંત, અમારા બધામાથી કોનું કહેવું યથાર્થ છે ?"

ભગવાન—" એક રીતે તમારા બધાનું કથન યોગ્ય જ છે, છતાં મારું કથન પણ સાભળો. જે ભિક્ષુ પિંડપાતમાથી પાછો ફર્યો પછી પોતાનો દેહ સીધો રાખીને અને સ્મૃતિ જાગૃત રાખીને પલાઠી વાળી બેસે, અને નિશ્ચય કરે કે જ્યા સુધી મારું ચિત્ત આસવોમાથી વિમુક્ત થયું નથી ત્યાં સુધી હું આ આસનમાથી ચલિત થવાનો નથી, તે જ આ વનને આ વખતે સુશોભિત કરશે."

આમ ભગવાન બોલ્યા. તેઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાગોસિંગસુત્ત સમાપ્ત.

## ટીકા

આ સૂત્રમા જે જે ભિક્ષુએ જે જે ગુણોની પ્રશસા કરી તે તે ગુણોમાં તેઓ તે કાળે પ્રસિદ્ધ હતા. બહુશ્રુતતામા આનંદની પ્રથમ ગણના થતી. અગુત્તરનિકાયના એકક નિપાતમા કહ્યું છે—

**एतदग्गं भिक्खवे मम सावकानं भिक्खूनं बहुस्सुतानं यदिदं आनंदो ।**

અર્થ:—હે ભિક્ષુઓ, મારા બહુશ્રુત ભિક્ષુશ્રાવકોમાં આનંદ શ્રેષ્ઠ છે.

**एतदग्गं भिक्खवे मम सावकानं भिक्खूनं झायीनं यदिदं कंखारेवतो ।**

અર્થ:—હે ભિક્ષુએ, ધ્યાન કરનારા મારા ભિક્ષુશ્રાવકોમા કંખારેવત શ્રેષ્ઠ છે.

**एतदग्गं भिक्खवे मम सावकानं भिक्खूनं धुतंग-धरानं यदिदं महाकस्सपो।**

અર્થ:—ધુતંગ ધારણ કરનારા મારા ભિક્ષુશ્રાવકોમાં મહાકાશ્યપ શ્રેષ્ઠ છે.

**एतदग्गं भिक्खवे मम सावकानं भिक्खूनं इद्धि-मंतानं यदिदं मोग्गल्लानो ।**

અર્થ:—હે ભિક્ષુઓ, મારા ઋદ્ધિમાન ભિક્ષુશ્રાવકોમાં મોગ્ગલ્લાન શ્રેષ્ઠ છે.

**एतदग्गं भिक्खवे मम सावकानं भिक्खूनं महा-पञ्ञानं यदिदं सारिपुत्तो ।**

અર્થ:—હે ભિક્ષુઓ, મારા પ્રજ્ઞાવાન ભિક્ષુશ્રાવકોમાં સારિપુત્ત શ્રેષ્ઠ છે.

આ સૂત્રમાં જુદાજુદા ગુણો માટે જુદાજુદા ભિક્ષુઓ શ્રેષ્ઠ છે એમ બતાવ્યું છે. અને આ બધું પ્રસ્તુત સૂત્ર સાથે મળતું આવે છે. પરંતુ મોગ્ગલ્લાના અને સારિપુત્તના ગુણોની અહીં અદલાબદલી થઈ ગઈ હોય એવો ભાસ થાય છે. તો સારિપુત્ત અને મોગ્ગલ્લાનની મૈત્રી એટલી બધી અપ્રતિમ હતી કે તેઓએ પોતાના ગુણોની સ્તુતિ ન કરતાં પોતાના મિત્રના ગુણોની જ સ્તુતિ કરી હશે.

મહાગોસિંગસુત્તની ટીકા સમાપ્ત.

## ૩૩

# મહાગોપાલકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા, ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા :–

" હે ભિક્ષુઓ, જે ગોપાલ અગિયાર અંગોથી યુક્ત હોય તે ગાયો રાખવા અને અભિવૃદ્ધિ કરવા સમર્થ નથી. આ અંગો કયાં ? (૧) જે ગાયનું સ્વરૂપ ઓળખતો નથી, (૨) તેમના ઉપર કરેલી નિશાનીઓ ઓળખતો નથી, (૩) ગાયના શરીર ઉપર જીવડાં હોય તો તેમને દૂર કરતો નથી, (૪) ગાયોને થયેલ જખમ ઉપર પાટાપીંડી નથી કરતો, (૫) તેમની આગળ ( મચ્છરનો ઉપદ્રવ અટકાવવા ) ધુમાડો નથી કરતો, (૬) નદીનો આરો જે જાણતો નથી, (૭) ગાયના પાણી પીવાની જે બરાબર કલ્પના નથી કરી શકતો, (૮) જે રસ્તો નથી ઓળખતો, (૯) બીડની જગ્યાની જેને બરા-

બર ખબર નથી, (૧૦) ગાયનું બધું દૂધ જે લઈ લે છે, અને (૧૧) જે પ્રમુખ બળદોની યોગ્ય પૂજા નથી કરતો. તે જ રીતે જે ભિક્ષુ આ અગિયારે અંગથી યુક્ત હોય તે ધર્મવિનયમાં વૃદ્ધિ પામવા અસમર્થ છે.

"હે ભિક્ષુઓ, ભિક્ષુ સ્વરૂપ ઓળખતો નથી એટલે શું? (૧) જગતમાં જે રૂપ છે તે ચાર મહાભૂતો છે અને તેમાથી ઉત્પન્ન થયેલું છે, એ તે જાણતો નથી. (૨) નિશાની ઓળખતો નથી એટલે કર્મનાં ચિહ્નથી (લક્ષણથી) માણસ મૂર્ખ બને છે અને કર્મનાં ચિહ્નથી મનુષ્ય પંડિત બને છે, એ તે યથાર્થ રીતે જાણતો નથી. (૩) જીવડાંને દૂર કરતો નથી એટલે મનમા પેદા થયેલ કામવિતર્ક, વ્યાપાદવિતર્ક, વિહિંસા-વિતર્ક અને અકુશલ ધર્મનો તે તરત જ નાશ કરતો નથી, તેને પોતાના મનમાં વધવા દે છે. (૪) જખમ ઉપર પાટા-પીંડી કરતો નથી એટલે ચક્ષુ વગેરે ઇંદ્રિયોના વિષયો ઓળખીને તેનું નિમિત્ત ગ્રહણ કરે છે; આ ઇંદ્રિયો અસંવૃત થતાં અભિધ્યા વગેરે અકુશલ ધર્મ અંતઃકરણમાં પ્રવેશે છે. આમ હોવા છતા તેમના સંવર માટે તે પ્રયત્ન કરતો નથી. (૫) ધુમાડો કરતો નથી એટલે પોતે સાભળેલ ધર્મ બીજાને વિસ્તારથી કહેતો નથી. (૬) નદીનો આરો જાણતો નથી એટલે જે ધર્મધર અને વિનયધર ભિક્ષુઓ હોય તેમની પાસે જઈને પરિપૃચ્છા કરતો નથી, અને અર્થ બરાબર સમજી લેતો નથી; એટલે તે ગ્નાતા લોકો તે ભિક્ષુ ન જાણતો હોય એવી વાતો તેને કહેતા નથી, જે વાતો તે સ્પષ્ટ રીતે સમજી ન શકતો હોય તેનું સ્પષ્ટીકરણ તેઓ કરતા નથી, અને તેની શંકાનું સમાધાન થતું

નથી. (૭) પાણી પીવાની કલ્પના નથી કરી શકતો એટલે જ્યારે તથાગતના ધર્મવિનયનો ઉપદેશ થતો હોય ત્યારે તેમાં તે ભિક્ષુને આનંદ આવતો નથી. (૮) રસ્તો જાણતો નથી એટલે ભિક્ષુ આર્ય અષ્ટાંગિક માર્ગ બરાબર રીતે જાણતો નથી. (૯) બીડની જગ્યાની ખબર નથી એટલે ચાર સતિ-પટ્ઠાનો (સ્મૃત્યુપસ્થાનો) યથાર્થ રીતે જાણતો નથી. (૧૦) બધું દૂધ લઈ લે છે એટલે ગૃહસ્થો ભિક્ષુને પિંડપાત, ચીવર, શયનાસન અને ભૈષજ્ય પદાર્થો લેવા માટે આમંત્રણ આપે તો તે લેવામાં જે મર્યાદા નથી રાખતો. (૧૧) પ્રમુખ બળદની બરાબર પૂજા નથી કરતો એટલે જેઓ સંઘના આગેવાન ચિરકાળ પ્રવ્રજિત સ્થવિર ભિક્ષુ હોય તેમની તે યોગ્ય પૂજા કરતો નથી; તેમના સંબંધમા તે ભિક્ષુ પ્રસિદ્ધ રીતે કે અપ્રસિદ્ધ રીતે પોતાનું મૈત્રીમય કાયકર્મ, મૈત્રીમય વાચાકર્મ અને મૈત્રીમય મનઃકર્મ રાખતો નથી. આ અગિયાર અંગોથી યુક્ત એવો ભિક્ષુ આ ધર્મવિનયમા વૃદ્ધિ પામવા અસમર્થ છે. પણ આનાથી વિરુદ્ધના જે અગિયાર અંગો છે તેનાથી યુક્ત ભિક્ષુ આ ધર્મવિનયમા વૃદ્ધિ પામવા સમર્થ છે."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાગોપાલકસુત્ત સમાપ્ત.

## ૩૪

# ચૂળગોપાલકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર બુદ્ધ ભગવાન વજ્જી દેશમા આવેલા ઉક્કાચેલા નામના નગરમાં ગંગા નદીને કાંઠે રહેતા હતા, ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા :

" હે ભિક્ષુઓ, પ્રાચીન કાળમાં મગધ દેશમાના એક મુખી ગોવાળે ચોમાસા પછી શરદઋતુમાં ગંગાની આ બાજુના અને પેલી બાજુના કાંઠાનો વિચાર ન કરતાં કોઈ જુદા જ આરામાથી ગાયોને વિદેહ દેશમા (સામે પાર) લઈ જવાનો પ્રયત્ન કર્યો. પણ ગાયો નદીના પ્રવાહમાં મંડળ કરીને ત્યાં જ નાશ પામી. તે રીતે જે શ્રમણબ્રાહ્મણો ઇહલોક અને પરલોક, મારધેય અને અમારધેય, મૃત્યુધેય અને અમૃત્યુધેય જાણવા સમર્થ નથી તેમના ઉપદેશને અનુસરનારા લોકોની ચિરકાલ હાનિ થાય છે, તેમનું તે કૃત્ય અહિતકર અને દુઃખકર થાય છે.

"પ્રાચીન કાળમાં મગધ દેશના એક ડાહ્યા ગોવાળે ચોમાસા પછી શરદઋતુમાં આ કાંઠો અને પેલો કાંઠો બરાબર જોઈને વિદેહ દેશને માટે યોગ્ય એવા આરામાંથી ગાયોને લઈ જવાનો પ્રયત્ન કર્યો. તેણે પ્રથમ પ્રમુખ બળદોને સુખરૂપ લઈ જવાનો પ્રયત્ન કર્યો, અને તે બળદો પ્રવાહને કાપીને સુખેથી સામે પાર પહોંચ્યા. ત્યાર પછી દમ્ય (અણુ-પલોટ) બળદોને પ્રવાહમાં મૂક્યા અને તેઓ પણ નિર્વિઘ્ને સામે પાર પહોંચ્યા. પછી વોડકીઓને અને પછી વાછડાંને તેણે પાણીના પ્રવાહમાં મૂક્યા અને તે બધાં નિર્વિઘ્ને સામે પાર પહોંચ્યાં. તદ્દન નાના વાછડાં પણ ગાયોના શબ્દને અનુસરીને તે પ્રવાહમાં થઈને નિર્વિઘ્ને સામે પાર ગયાં. આમ થવાનું કારણ તે ગોપાલક ડાહ્યો હતો. તે રીતે જે શ્રમણ-બ્રાહ્મણો ઇહલોક અને પરલોક, મારધેય અને અમારધેય, મૃત્યુધેય અને અમૃત્યુધેય ઉત્તમ રીતે સમજે છે તેમના ઉપ-દેશને અનુસરનારા લોકોનું ચિરકાલ હિત થાય છે અને તેઓ ચિરકાલ સુખી થાય છે. પ્રમુખ બળદો જેવા જેઓ ક્ષીણા-સ્રવ અરહન્ત ભિક્ષુઓ હોય છે તેઓ મારને. પ્રવાહ વીંધીને નિર્વિઘ્ને સામે પાર જાય છે. જે પાચ ઓરંભાગીય નીવરણોનો નાશ કરીને અનાગામી થાય છે તે અણુપલોટ બળદો પ્રમાણે મારનો પ્રવાહ વીંધીને નિર્વિઘ્ને સામે પાર જાય છે. ત્રણ સંયોજનોનો નાશ કરીને અને રાગ, દ્વેષ, મોહને ઘટાડીને જે સકૃદાગામી થાય છે તે વોડકીઓની (વત્સતરીની) માફક મારનો પ્રવાહ વીંધીને નિર્વિઘ્ને સામે પાર જાય છે. ત્રણ સંયોજનના નાશથી જે સોતાપન્ન થાય છે તે વાછડા પ્રમાણે મારના પ્રવાહમાંથી નિર્વિઘ્ને બહાર નીકળે છે. જે ભિક્ષુએ

ધર્માનુસારી અને શ્રદ્ધાનુસારી હોય છે તે તે ગાયોના વાછડાંને અનુસરનારાં અત્યંત નાનાં વાછડાંની માફક મારના પ્રવાહમાંથી પાર જાય છે. હે ભિક્ષુઓ, ઇહલોક અને પરલોક, મારધેય અને અમારધેય, મૃત્યુધેય અને અમૃત્યુધેય જાણવા માટે હું સમર્થ છું. અને જેઓ મારા ઉપદેશને અનુસરશે તેઓનું ચિરકાલ હિત થશે, તેઓ ચિરકાલ સુખી થશે."

આમ ભગવાન બોલ્યા. ત્યારપછી પાછા બોલ્યા, "આ લોક અને પરલોક, મારે જે પ્રાપ્ત કર્યું છે અને જે પ્રાપ્ત નથી કર્યું—તે બધું જાણનારા સંબુદ્ધે નિર્વાણપ્રાપ્તિ અર્થે ક્ષેમ અમૃતનું દ્વાર ઉઘાડયું છે, પાપી મારનો પ્રવાહ વીંધીને તેનો ધ્વંસ કર્યો છે. માટે હે ભિક્ષુઓ, પ્રમુદિત થાઓ અને નિર્વાણ મેળવી લો."

ચૂળગોપાલકસુત્ત સમાપ્ત.

## ૩૫

## ચૂળસચ્ચકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન વૈશાલી પાસે આવેલા મહાવનમાં કૂટાગારશાળામાં રહેતા હતા. તે વખતે સચ્ચક નિગંઠપુત્ત વૈશાલીમા રહેતો હતો. તે મહા ભાષ્યપ્રવાદક હતો. તે પોતાની જાતને પંડિત માનતો અને ઘણા લોકો પણ તેને માનતા. વૈશાલીની પરિષદમાં તે કહેતો કે "સંઘનો કે ગણનો એવો કોઈ ગુરુ શ્રમણ કે બ્રાહ્મણ—પછી તે ભલે પોતાની જાતને અરહન્ત સમ્યક્સંબુદ્ધ કહેવરાવતો હોય તો પણ—મારા જોવામાં નથી આવ્યો કે જે હું વાદવિવાદની શરૂઆત કરું કે તરત જ થરથર ધ્રૂજવા ન લાગે કે જેની બગલમાથી પરસેવાના રેલા ન ચાલે. કોઈ ઝાડના સુકાઈ ગયેલા ઠૂંઠાની સાથે પણ જો હું વાદવિવાદ કરવા તૈયાર થાઉં તો તે પણ થરથર ધ્રૂજવા લાગે તો માણસ તે કોણ ? "

તે વખતે આયુષ્યમાન અસ્સજિ સવારમાં પોશાક પહેરીને અને પોતાનાં પાત્રચીવર લઈને વૈશાલીમાં પિંડપાત માટે ગયો. સચ્ચક નિગંઠપુત્ત ફરવા નીકળ્યો હતો તેણે અસ્સજિને જોયો અને કુશલ સમાચાર પૂછીને એક બાજુ ઊભો રહ્યો અને બોલ્યો, "હે અસ્સજિ, શ્રમણ ગોતમ પોતાના શ્રાવકોને શું શીખવે છે? અને તેના શ્રાવકો તેના કયા ઉપદેશને મહત્ત્વનો ગણે છે?"

અસ્સજિ—"રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન અનિત્ય છે અને અનાત્મા છે. બધા સંસ્કાર અનિત્ય છે અને બધી મનોવૃત્તિઓ અનાત્મા છે, એવું ભગવાન શીખવે છે અને શ્રાવકો તેમના આ જ ઉપદેશને મહત્ત્વનો ગણે છે."

સચ્ચક—"અરેરે, અમે ગોતમ સંબંધે આ વિચિત્ર હકીકત સાંભળી. તેની અને અમારી મુલાકાત થઈ હોત તો ઠીક થાત. તેની સાથે સંભાષણ થાત અને તેને આ કુદષ્ટિમાંથી પરાવૃત્ત કરત."

તે વખતે કંઈ કારણસર પાચસો લિચ્છવીઓ સંથાગારમાં ભેગા થયા હતા. સચ્ચક તેમની પાસે ગયો અને બોલ્યો, "હે લિચ્છવીઓ, ચાલો મારી સાથે. આજે શ્રમણ ગોતમ સાથે હું વાદવિવાદ કરવાનો છું. તેના શ્રાવક અસ્સજિએ કહેલ મતનું જ જો તે પ્રતિપાદન કરતો હોય તો જેમ કોઈ બળવાન માણસ લાંબા વાળવાળા ઘેટાને વાળથી પકડી આમતેમ હલાવી ફેંકી દે તેમ વાદમાં હું તેને આડોઅવળો ફેરવી ચીત કરીશ. અથવા તો કોઈ કલાલ પોતાની સાદડી પાણીમાં નાખીને આમતેમ જોરથી હલાવે તેમ હું શ્રમણ ગોતમને વાદમા આમતેમ હલાવીને ચીત કરીશ. અથવા તો કોઈ

જબ્બર દારૂબાજ દારૂ ગાળવાની કોથળીને છેડાથી પકડી આમ-તેમ હલાવ્યા કરે, અથવા તો કોઈ મોટો હાથી ઊંડા તળાવમાં અવગાહન કરીને શણ ધોવાની રમત કર્યા કરે છે તેમ હું શ્રમણ ગોતમને વાદવિવાદમાં જર્જરિત કરી નાખીશ. ચાલો, તમે બધા મારી સાથે ચાલો."

કેટલાક લિચ્છવીઓ બોલ્યા કે "વાદવિવાદમા સચ્ચકને શ્રમણ ગોતમ જીતી શકવાનો નથી, સચ્ચક જ ગોતમને જીતશે." પણ બીજા કેટલાક બોલ્યા કે "ભગવાનને વાદ-વિવાદમા જીતી જાય એવો કોણ છે? ભગવાન જ સચ્ચકને વાદમાં જીતી જશે એ નિઃશંક છે."

પછી પાચસો લિચ્છવીઓને સાથે લઈને સચ્ચક મહાવનમાંની કૂટાગારશાલામા આવ્યો. ત્યા કેટલાક ભિક્ષુઓને બહાર ચંક્રમણ કરતા જોઈ ને તે બોલ્યો, "ભવાન ગોતમ અત્યારે કયાં છે? અમે તેને મળવા માટે આવ્યા છીએ."

તેમણે જવાબ આપ્યો, "હે અગ્ગિવેસ્સન, ભગવાન મહા-વનમાં પ્રવેશીને એક ઝાડની નીચે બેઠા છે."

એટલે એ મોટા લિચ્છવી સમુદાયને સાથે લઈ ને સચ્ચક જ્યા ભગવાન બેઠા હતા તે મહાવનમા ગયો, અને ભગવાનને કુશલ સમાચાર પૂછીને એક બાજુએ બેઠો. કેટલાક લિચ્છવીઓ ભગવાનને વંદન કરીને એક બાજુએ બેઠા, કેટલાક કુશલ સમાચાર પૂછીને, કેટલાક ભગવાનને બે હાથ જોડીને નમસ્કાર કરીને, અને કેટલાક પોતાના નામ તથા ગોત્ર જણાવીને એક બાજુએ બેઠા. અને કેટલાક કંઈ પણ બોલ્યા સિવાય મૂંગા મૂંગા જ એક બાજુએ બેઠા. ત્યારપછી સચ્ચકે પૂછ્યું, "જો આપ રજા આપો તો હું કેટલાક પ્રશ્નો પૂછવા માગું છું."

ભગવાન—" હે અગ્નિવેસ્સન, તારી મરજી પડે તે પ્રશ્ન પૂછ."

સચ્ચક—" શ્રાવકોને આપ શું શીખવો છો? અને કયો ઉપદેશ આપ વિશેષ મહત્ત્વનો ગણો છો?"

ભગવાન—" રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન અનિત્ય છે અને અનાત્મા છે, બધા સંસ્કાર અનિત્ય છે અને બધા પદાર્થો અનાત્મા છે એવો ઉપદેશ હું શ્રાવકોને કરું છું, અને આ જ ઉપદેશને હું વધારે મહત્ત્વ આપું છું."

સચ્ચક—" મને એક ઉપમા સાંભરે છે."

ભગવાન—" તે કહે. કહેવામાં કશી હરકત નથી."

સચ્ચક—" જેમ બધી વનસ્પતિ પૃથ્વી ઉપર જ વધે છે અને પૃથ્વી ઉપર જ અવલંબે છે; અથવા ખેતી, વેપાર વગેરે કર્મો પૃથ્વીના આશ્રયથી જ કરવામાં આવે છે, પૃથ્વી ઉપર જ અવલંબે છે; તે રીતે માણસ રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાનને લીધે જ, તેમના ઉપર અવલંબીને જ પુણ્ય કે અપુણ્ય પ્રાપ્ત કરે છે."

ભગવાન—" હે અગ્ગિવેસ્સન, રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પોતાનો આત્મા છે એમ તારું કહેવું છે?"

સચ્ચક—" હા. હું અને આ બધા લોકો પણ એમ જ કહીએ છીએ."

ભગવાન—" બધા લોકોને હમણા છોડી દે. તારા કથનનું જ તું સ્પષ્ટીકરણ કર."

સચ્ચક—" મારું કહેવું એટલું જ છે કે રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ આપણો આત્મા છે."

ભગવાન—"અહીં હું તને એવો પ્રશ્ન પૂછું છું કે કોઈ પસેનદિ કોસલ જેવો કે વેદેહિપુત્ત અજાતસત્તુ જેવો ક્ષત્રિય મૂર્ધાભિષિક્ત રાજા પોતાના રાજ્યમાં મારવાયોગ્ય માણસને મારી શકે ખરો? દંડ કરવાલાયક માણુસને દંડ કરી શકે ખરો? અથવા હદપાર કરવાલાયક માણસને હદ પાર કરી શકે ખરો?"

સચ્ચક—" પસેનદિ કોસલ જેવો કે અજાતસત્તુ જેવો રાજા આ કામ ખુશીથી કરી શકે, વજ્જી જેવા અને મલ્લ જેવા સંઘો અને ગણો પણ આ કામ કરી શકે, તો પછી મૂર્ધાભિષિક્ત રાજાનો પ્રશ્ન જ રહેતો નથી."

ભગવાન—"રૂપ એ આત્મા છે એમ તું કહે છે, તો હવે હું તને એમ પૂછું છું કે મારું રૂપ આવું થવું જોઈએ અને આવું ન થવું જોઈએ, એવી જાતની સત્તા તેના ઉપર આપણે ચલાવી શકીએ ખરા?"

ભગવાનનું આ ભાષણ સાંભળીને સચ્ચક અવાક રહ્યો. બીજી અને ત્રીજીવાર પણ ભગવાને આ જ પ્રશ્ન પૂછ્યો પણ સચ્ચકે તેનો જવાબ ન આપ્યો. એટલે ભગવાને કહ્યું, "જો તું આ પ્રશ્નનો ઉત્તર ન આપે તો તે યોગ્ય નથી. તથાગતે ત્રણવાર પ્રશ્ન પૂછ્યા છતા જે જવાબ નથી આપતો તેના માથાના ત્યા ને ત્યા સાત કટકા થાય છે."

તે વખતે, સચ્ચક જો ભગવાનના પ્રશ્નનો જવાબ ન આપે તો તેના માથાના સાત કટકા કરવા માટે વજ્રપાણિ યક્ષ હાથમા ઝગમગતું મોટું લોખંડી વજ્ર લઈને તેના માથા ઉપર અંતરિક્ષમાં ઊભો હતો. ભગવાન અને સચ્ચક બે જ જણા તેને જોઈ શકતા હતા. આ જોઈ સચ્ચક એકદમ ભયભીત બન્યો અને ભગવાનને શરણે આવીને બોલ્યો, "આપનો પ્રશ્ન

ફરીવાર પૂછો એટલે હું તેનો જવાબ આપું છું." એટલે ભગવાને એ જ પ્રશ્ન ફરીવાર પૂછ્યો અને સચ્ચકે તેનો નકારાત્મક જવાબ આપ્યો.

ભગવાન—"હે અગ્ગિવેસ્સન, વિચાર કર. વિચાર કર. તારા ભાષણનો પૂર્વાપર સંબંધ બેસતો નથી. હવે તને એવો પ્રશ્ન પૂછું છું કે રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાનને તું આત્મા સમજે છે. પણ આ બધાં તારે સ્વાધીન છે ખરાં? તે આવાં થાય અને આવા ન થાય એમ તું કરી શકે ખરો?"

સચ્ચકે જવાબ આપ્યો, "હે ગોતમ, એમ મારાથી નહિ કહી શકાય."

ભગવાન—"રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન નિત્ય છે કે અનિત્ય છે?"

સચ્ચક—"અનિત્ય છે."

ભગવાન—"અને જે અનિત્ય છે તે સુખકારક છે કે દુઃખકારક?"

સચ્ચક—"દુઃખકારક."

ભગવાન—"અને જે અનિત્ય, દુઃખકારક, અને વિપરિણામધર્મી છે તે મારો આત્મા છે, તે હું પોતે છું, અને તે મારાં છે એમ સમજવું યોગ્ય છે ખરું?"

સચ્ચક—"ના."

ભગવાન—"અને માણસ આ દુઃખકારક વસ્તુને વળગી રહે, તે મારી છે, તે હું પોતે છું અને તે મારો આત્મા છે એમ સમજે, તે કોઈ દિવસ દુઃખનો અંત કરી શકે ખરો? અથવા દુઃખનો નાશ કરે ખરો?"

સચ્ચક—"હે ગોતમ, એમ કદી બનવાનું નથી."

ભગવાન:—“ જેમ કોઈ માણસ વૃક્ષનો સાર લેવા માટે અરણ્યમાં જાય, અને ત્યાં એક સીધું કેળનું ઝાડ જોઈને તે તોડીને તેમાંથી સાર લાવવાનો પ્રયત્ન કરે. પણ તે કેળમાં તેને પોચું લાકડું પણ મેળવવું મુશ્કેલ થઈ પડે તો સાર તો ક્યાંથી જ મળવાનો ? તે રીતે તું તારો પોતાનો મત આગળ લાવીને મારી સાથે વાદવિવાદ કરવા તૈયાર થયો, પણ તારા વાદમાં તો કંઈ જ સાર દેખાયો નહિ. વૈશાલીની પરિષદમાં તું બોલતો હતો કે એવો કોઈ સંઘનો કે ગણનો ગુરુ શ્રમણ કે બ્રાહ્મણ—પછી ભલે તે પોતાની જાતને અરહન્ત, સમ્યક્સંબુદ્ધ કહેવરાવતો હોય તોપણ—મારા જોવામા નથી આવ્યો કે જેની સાથે મેં વાદ-વિવાદ કરવાનું શરૂ કરતાં તરત જ થરથર ધ્રૂજવા ન લાગે અને જેની બગલમાથી પરસેવાના રેલા ન ચાલે. કોઈ ઝાડના ખાલી ઠૂંઠા સાથે પણ જો હું વાદવિવાદ કરવા તૈયાર થાઉં તો તે ઠૂંઠું પણ થરથર ધ્રૂજવા લાગે તો પછી મનુષ્યની વાત જ શું કરવી ? પણ તારા કપાળે મોટામોટા પરસેવાનાં ટીપાં દેખાય છે, અને તારા ઉત્તરીય વસ્ત્રમા થઈને પણ પરસેવાનાં ટીપા બહાર નીકળે છે. પણ મારા શરીરમાં ઉપર પરસેવો દેખાતો નથી.” એમ કહીને ભગવાને પોતાનુ ઉત્તરીય વસ્ત્ર દૂર કરીને સુવર્ણવર્ણું અંગ સચ્ચકને બતાવ્યું. સચ્ચક અત્યંત ઝંખવાણો પડીને નીચું માથું રાખી બેસી રહ્યો. સચ્ચકને આ સ્થિતિમા જોઈ ને દુર્મુખ લિચ્છવીપુત્રે ભગવાનને કહ્યું, “ ભદન્ત, ગામ કે શહેરની પાસેના એકાદ તળાવમાં કોઈ કરચલો હોય, અને ગામના કે શહેરના કુમારો કે કુમારીઓ તેને બહાર કાઢીને તેના એક પછી એક આંકડા તોડી નાખે તો તે પાછો તળાવમાં જવા અસમર્થ થાય છે, તેવી જ સ્થિતિ સચ્ચકની થઈ છે. સચ્ચકના બધા ખોટા મતો ભગવાને તોડી પાડ્યા છે. હવે

સચ્ચક ફરી ભગવાન પાસે વાદવિવાદ કરવા આવે એ સંભવિત નથી."

સચ્ચકે દુર્મુખને કહ્યું, "જરા થોભ. તારી સાથે હું વાત નથી કરતો. અહીં ભવાન ગોતમ સાથે વાતો કરવા અમે આવ્યા છીએ." તેણે ભગવાનને કહ્યું, "હે ગોતમ, અમારા અને આ બીજા શ્રમણબ્રાહ્મણોનો બબડાટ એક બાજુએ રહેવા દો. હવે આપનો શ્રાવક ઉપદેશ માનનારો, કુશંકાનો ત્યાગ કરનારો, નિર્ભય અને અનુભવી કઈ રીતે થાય છે તે અમને કહો."

ભગવાન—"હે અગ્ગિવેસ્સન, રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ બધાં—સ્થૂળ કે સૂક્ષ્મ, હીન કે પ્રણીત, પાસેના અથવા દૂરના—મારાં નથી, તે હું પોતે નથી અને તે મારો આત્મા નથી, એમ મારો શ્રાવક યથાર્થ રીતે સમજે છે. આ રીતે મારો શ્રાવક ઉપદેશ માનનારો, કુશંકાનો ત્યાગ કરનારો, નિર્ભય અને સ્વાનુભવી થાય છે."

સચ્ચક—"અને કોઈ ભિક્ષુ આસ્રવોનો ક્ષય કરનારો, અરહન્ત અને કૃતકૃત્ય કઈ રીતે થાય છે?"

ભગવાન—"રૂપ, વેદના,—વગેરે—મારો આત્મા નથી એમ યથાર્થ રીતે સમજીને ઉપાદાનમાંથી વિમુક્ત થાય છે. આ રીતે ભિક્ષુ આસ્રવોનો ક્ષય કરનારો, અરહન્ત અને કૃતકૃત્ય થાય છે. આ પ્રમાણે વિમુક્ત થયેલો ભિક્ષુ દર્શનાનુત્તરીય, પ્રતિપદાનુત્તરીય, અને વિમુક્ત્યનુત્તરીય એ ત્રણે અનુત્તરીયથી યુક્ત થાય છે. અને તે ભિક્ષુ, ભગવાન બુદ્ધ થઇને બોધ માટે ધર્મોપદેશ કરે છે, દાન્ત થઈને દમનો ઉપદેશ કરે છે, શાંત થઈ શમનો ઉપદેશ કરે છે, તીર્ણ હોઈ તરી જવા માટે ઉપદેશ કરે છે, પરિનિર્વૃત્ત થઈ પરિનિર્વાણ માટે ઉપદેશ કરે છે, એમ જાણીને તથાગતને જ માને છે, તથાગતનો જ સત્કાર કરે છે, તથાગતની જ પૂજા કરે છે."

ત્યારપછી સચ્ચકે કહ્યું, "અમે ભગવાનની સાથે વાદ-વિવાદ કરવાનું સાહસ કર્યું તે અમે જ ઉદ્ધત કહેવાઈએ. કોઈ મદોન્મત્ત હાથીની સામે થઈને કોઈ માણસ સુખી થવાનો સંભવ છે; ભભૂકતી આગમાં ડેકડો મારીને, અથવા મોટા સાપને ઝાલી રાખીને કોઈ માણસ સુખી થવાનો સંભવ છે; પણ ભવાન ગોતમની સામે થઈને કોઈ માણસ સુખી થવાનો સંભવ નથી. માટે હું કહું છું કે અમે જ અહીં ઉદ્ધતાઈ કરી. હવે આવતી કાલે આપ આપના ભિક્ષુ-સંઘની સાથે મારા આશ્રમમા ભોજન માટે પધારશો."

ભગવાને મૌનથી સચ્ચકના આમંત્રણનો સ્વીકાર કર્યો. એટલે સચ્ચકે લિચ્છવીઓને કહ્યું, "આવતી કાલે મેં શ્રમણ ગોતમને આમંત્રણ આપ્યું છે, માટે તમારી યોગ્યતા મુજબ જે કંઈ યોગ્ય હોય તે લઈને આવજો." બીજે દિવસે લિચ્છ-વીઓ થાળીપાકથી ભરેલાં પાચસો વાસણો સચ્ચકના આશ્રમમા લઈ આવ્યા. સચ્ચકે ભગવાનને નિમંત્રણ આપીને સ્વહસ્તે ભગવાનનું અને ભિક્ષુસંઘનું સંતર્પણ કર્યું, અને ભોજન થઈ રહ્યા બાદ એક નાનું આસન લાવીને ભગવાનની પાસે આવી એક બાજુએ બેઠો અને બોલ્યો, "ભો ગોતમ, આ દાનથી જે પુણ્ય થયું હોય તે દાયકોના સુખાર્થે થાઓ."

ભગવાન—"હે અગ્ગિવેસ્સન, તારા જેવા દક્ષિણા દેવાયોગ્ય, અવીતરાગ, અવીતદ્વેષ અને અવીતમોહ માણસને દાન દઈને જે પુણ્ય થાય તે દાયકોને મળો અને મારા જેવા વીતરાગ, વીતદ્વેષ અને વીતમોહને આપીને જે પુણ્ય મળે તે બધુ તને મળો."

ચૂળસચ્ચકસુત્ત સમાપ્ત.

## ૩૬

## મહાસચ્ચકસુત્ત

એવું મે સાંભળ્યું છે. એકવાર ભગવાન વૈશાલી પાસેના મહાવનમાં કૂટાગારશાળામાં રહેતા હતા. તે વખતે સવારે ભગવાન પોશાક પહેરીને અને પાત્રચીવર હાથમાં લઈને વૈશાલીમાં પિંડપાત માટે જવાની તૈયારી કરતા હતા, એટલામાં સચ્ચક નિગંઠપુત્ત ફરતો ફરતો તે જગ્યાએ આવી ચડ્યો. તેને જોઈને આયુષ્માન આનંદે ભગવાનને કહ્યું, "ભદંત, આ પોતાની જાતને પંડિત ગણનારો, અને જેને ઘણા લોકો માન આપે છે એવો મહાભાષ્યપ્રવાદક સચ્ચક નિગંઠપુત્ત અહીં આવે છે. બુદ્ધ, ધર્મ અને સંઘની તે ખોડખાંપણો જ જોયા કરે છે. માટે આપ કૃપા કરીને થોડો વખત અહીં જ બેસો."

ત્યાં મૂકેલા આસન ઉપર ભગવાન બેઠા. સચ્ચક તેમની પાસે આવી કુશલ સમાચાર પૂછી એક બાજુએ બેઠો અને બોલ્યો, "હે ગોતમ, કેટલાક શ્રમણબ્રાહ્મણો એવા છે કે

તેઓ કાયભાવના કરે છે પણ ચિત્તભાવના કરતા નથી. કોઈ કોઈવાર આપણને શારીરિક દુઃખકારક વેદનાઓ અનુભવવી પડે છે, અને આવે વખતે મનુષ્યને પક્ષાઘાતનો આચકો લાગ્યાનું, હૃદય બંધ પડયાનું, મુખવાટે ગરમ રક્ત પડયાનું અથવા ઉન્માદ થયાનું ઘણીવાર દેખાય છે. તેવે વખતે ચિત્ત દેહ ઉપર અવલંબે છે, કારણકે ચિત્તની ભાવના થઈ હોતી નથી. કેટલાક શ્રમણબ્રાહ્મણો ચિત્તભાવના કરે છે પણ કાયભાવના કરતા નથી. કોઈવાર ચૈતસિક દુઃખકારક વેદના ઉત્પન્ન થાય છે, અને તે પ્રસંગે પક્ષાઘાત થયાનું, હૃદય બંધ પડયાનું, ગરમ લોહી મુખ વાટે બહાર પડયાનું અથવા ઉન્માદ થયાનું જોવામાં આવે છે. તેવે પ્રસંગે દેહ ચિત્ત ઉપર અવલંબેલો હોય છે, ચિત્તને તાબે હોય છે એમ કહેવું જોઈએ કારણકે કાયભાવના થયેલી હોતી નથી. મને એમ લાગે છે કે આપના શ્રાવકો કેવળ ચિત્તભાવના કરે છે પણ કાયભાવના કરતા નથી."

ભગવાન—" હે અગ્નિવેસ્સન, કાયભાવના એટલે શું ?"

સચ્ચક—" નંદવચ્છ, કિસસંકચ્ચ અને મક્ખલિ ગોસાલ એ બધા નગ્ન, આચાર ન માનનારા, હાથ ચાટનારા—પે૦—( બારમા સુત્તમાં બતાવ્યા પ્રમાણે તપ કરે છે )"

ભગવાન—" હે અગ્નિવેસ્સન, આ જ રીતે તેઓ પોતાનો નિર્વાહ ચલાવે છે ?"

સચ્ચક—" ભો ગોતમ, એમ નથી. કોઈકોઈવાર તેઓ સારું ભોજન જમે છે, સારા ખાદ્ય પદાર્થો ખાય છે, સારાં બિછાના વાપરે છે, અને સારા પીવાના પદાર્થો પીએ છે. આનાથી તેઓ શરીરમાં બળ લાવે છે, દેહની અભિવૃદ્ધિ કરે છે, દેહને સ્થૂળ બનાવે છે."

ભગવાન—“ પણ તપ વડે દેહને કૃશ કરવાનું પડતું મૂકીને ફરી સરસ અન્ન ગ્રહણ કરવાથી ફક્ત દેહ જ ઓછોવધારે થાય છે. હવે તારી ચિત્તભાવના તે કઈ? ”

ચિત્તભાવના સંબંધે સચ્ચક કંઈ ન કહી શક્યો, એટલે ભગવાન બોલ્યા, “ હે અગ્ગિવેસ્સન, તેં જે કાયભાવના બતાવી તેને આર્યોના વિનયમાં ધાર્મિક કાયભાવના કહેતા નથી. કાયભાવના કઈ એ પણ તું જાણતો નથી, તો પછી ચિત્તભાવના તો તું ક્યાંથી જ જાણે? હવે કોઈ ભિક્ષુ અભાવિતકાય અને અભાવિતચિત્ત, તેમજ ભાવિતકાય અને ભાવિતચિત્ત કેમ થાય એ હું તને કહું છું, તે ઉપર બરાબર ધ્યાન દે. ”

સચ્ચકે કહ્યું, “ કહો. ” એટલે ભગવાન બોલ્યા, “અવિદ્વાન અને સામાન્ય માણસને જો સુખકારક વેદના ઉત્પન્ન થાય તો તે સુખકારક વેદનાનો તે લોભ રાખે છે. પણ તેનો નિરોધ થયા પછી દુઃખકારક વેદના ઉત્પન્ન થાય છે, તેનાથી તે શોક કરે છે અને હેરાન થાય છે, છાતી કૂટીને રોવા લાગે છે, સંમોહ પામે છે. આ રીતે ઉત્પન્ન થયેલી સુખકારક વેદના કાયભાવનાના અભાવને લીધે તેના ચિત્તનો પરાજય કરે છે અને ઉત્પન્ન થયેલી દુઃખકારક વેદના ચિત્તભાવનાના અભાવને લીધે ચિત્તનો પરાજય કરે છે. આ રીતે કાયભાવનાના અભાવને લીધે સુખકારક વેદના જેના ચિત્તનો પરાજય કરે છે, અને ચિત્તભાવનાના અભાવને લીધે દુઃખકારક વેદના જેના ચિત્તનો પરાભવ કરે છે, તેને જ અભાવિતકાય અને અભાવિતચિત્ત કહેવામાં આવે છે. પણ શ્રુતવાન આર્યશ્રાવકને સુખકારક વેદના ઉત્પન્ન થાય તો તે વેદનાનો લોભ કરતો નથી,

તેમાં આસક્ત થતો નથી. આ સુખકારક વેદનાનો નિરોધ થઈને બીજી દુઃખકારક વેદના ઉત્પન્ન થાય તો તે શોક કરતો નથી, હેરાન થતો નથી, આક્રોશ કરતો નથી, સંમોહ પામતો નથી. ઉત્પન્ન થયેલી સુખકારક વેદના કાયભાવનાને લીધે તેના ચિત્તનો પરાજય કરી શકતી નથી, અને ચિત્તભાવનાને લીધે વેદના તેના ચિત્તનો પરાજય કરી શકતી નથી. આ રીતે તે ભાવિતકાય અને ભાવિતચિત્ત થાય છે."

સચ્ચક—" હું ભવાન ગોતમ ઉપર ખૂબ જ પ્રસન્ન થયો છું, કારણકે ભવાન ભાવિતકાય અને ભાવિતચિત્ત છે."

ભગવાન—" હે અગ્ગિવેસ્સન, આ તો તું સાવ વ્યક્તિ વિષે બોલે છે. છતા હું તને કહું છું કે જ્યારથી મુંડન કરીને કષાય વસ્ત્રો ધારણ કરીને અને ગૃહત્યાગ કરીને મે પ્રવ્રજ્યા લીધી છે ત્યારથી સુખકારક કે દુઃખકારક વેદનાએ મારા ચિત્તનો પરાજય કર્યો હોય તેવું કોઈ કાળે બન્યું નથી.

સચ્ચક—" જેવી જાતની સુખકારક કે દુઃખકારક વેદનાઓથી ચિત્તનો પરાજય થાય એવી જાતની વેદના જ ભવાન ગોતમને ઉત્પન્ન નહિ થઈ હોય."

ભગવાન—" એમ ન કહી શકાય. હે અગ્ગિવેસ્સન, સંબોધ પ્રાપ્ત થયા પહેલા હું જ્યારે બોધિસત્ત્વ હતો ત્યારે જ મને એમ લાગ્યુ કે ગૃહવાસમા ગિરદી છે, ગૃહવાસ ધૂળની જગ્યા છે, અને પ્રવ્રજ્યા એ ખુલ્લી જગ્યા છે. ઘરમા રહીને અત્યંત પરિશુદ્ધ બ્રહ્મચર્યનું આચરણ શક્ય નથી. માટે મુંડન કરીને, કષાય વસ્ત્રો ધારણ કરીને, ઘર છોડીને, ગૃહવિયુક્ત પ્રવ્રજ્યા લેવી એ વધારે સારું છે. એવા વિચારથી જોકે

તે સમયે હું યુવાન હતો તોપણ—પે૦—( અરિયપરિયેસનસુત્ત જુઓ ) આ જગ્યા સરસ છે એવો વિચાર કરીને હું ત્યાં જ બેઠો.

"તે વખતે મેં પહેલાં કદી નહોતી સાંભળી એવી આ ત્રણ ઉપમાઓ મને સૂઝી. જેમ કોઈ માણસને પાણીમાં પડેલું પાણીમા પલળેલું કાષ્ઠ મળે, અને ઉત્તરારણી લઈને તે જો તે લાકડામાથી અગ્નિ પ્રગટાવવાનો પ્રયત્ન કરે તો તે ભીના લાકડાથી અગ્નિ પ્રગટાવી શકે ખરો ?"

સચ્ચક—"ના. તે મહેનતથી તે માણસ ઊલટો હેરાન થશે."

ભગવાન—"તે જ રીતે જે શ્રમણબ્રાહ્મણો વિષયોથી પોતાના દેહને અલિપ્ત રાખતા નથી, અને જેમની વિષયવાસના, વિષયસ્નેહ, વિષયતૃષ્ણા નષ્ટ થઈ નથી તેઓ દેહદંડનથી તીવ્ર દુઃખકારક વેદના ભોગવતા હોવા છતાં ન્યાય જાણવા માટે, યોગ્ય દર્શન જાણવા માટે, અને શ્રેષ્ઠ સંબોધ મેળવવા માટે સમર્થ થવાના નથી. અને તેઓ તીવ્ર દુઃખકારક વેદના ન અનુભવે છતા ન્યાયદર્શન અને અનુત્તર સંબોધ મેળવવા સમર્થ થવાના નથી. આ મને પ્રથમ ઉપમા સૂઝી.

"બીજી ઉપમા એ સૂઝી કે જેમ કોઈ લીલું લાકડું પાણીથી દૂર પડ્યુ હોય, અને ઉત્તરારણી લઈને કોઈ માણસ તે ભીના લાકડામાથી અગ્નિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે, તો તને એમ લાગે છે કે તે માણસ તેમાથી અગ્નિ ઉત્પન્ન કરી શકે ?"

સચ્ચક—"ના. કારણકે તે પાણીથી દૂર હોવા છતાં ભીનું હોવાથી તેમાથી અગ્નિ ઉત્પન્ન થશે નહિ."

ભગવાન—"તે જ રીતે જે શ્રમણબ્રાહ્મણો વિષયોથી દેહને અલિપ્ત રાખે છે, પણ જેમની વિષયવાસના, વિષયસ્નેહ, વિષયતૃષ્ણા નષ્ટ થઈ નથી હોતી, તેઓ દેહદંડનથી તીવ્ર દુઃખકારક વેદના અનુભવવા છતા ન્યાય જાણવા, યોગ્ય દર્શન જાણવા, અને શ્રેષ્ઠ સંબોધ મેળવવા સમર્થ થવાના નથી. અને તેઓ તીવ્ર દુઃખકારક વેદના ન અનુભવે છતાં ન્યાયદર્શન અને અનુત્તર સંબોધ મેળવવા સમર્થ થવાના નથી આ બીજી ઉપમા મને સૂઝી.

"ત્રીજી ઉપમા મને એ સૂઝી કે એક સુકાઈ ગયેલું લાકડું પાણીથી દૂર પડેલું હોય, અને કોઈ માણસ ઉત્તરારણી લઈને તેમાથી અગ્નિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે તો તેનો તે પ્રયત્ન ફળીભૂત થાય ખરો ?"

સચ્ચક—"હા. કારણકે તે લાકડું સૂકુ હોવાથી અને પાણીથી દૂર પડેલું હોવાથી તેમાથી અગ્નિ ઉત્પન્ન કરી શકાશે."

ભગવાન—"તે રીતે જે શ્રમણબ્રાહ્મણો પોતાના દેહને વિષયોથી અલિપ્ત રાખે છે, અને જેમની વિષયવાસના, વિષયસ્નેહ, વિષયતૃષ્ણા અંદરથી નષ્ટ થઈ હોય તેઓ દેહદંડનથી તીવ્ર દુઃખકારક વેદના અનુભવવા છતા ન્યાયદર્શન અને અનુત્તર સંબોધ મેળવવા માટે સમર્થ થાય છે; અને તેઓ દેહદંડનથી તીવ્ર દુઃખકારક વેદના ન અનુભવે છતા ન્યાયદર્શન અને અનુત્તર સંબોધ મેળવવા સમર્થ થાય છે. તે પ્રસંગે આ ત્રીજી ઉપમા મને સૂઝી.

"ત્યારપછી દાત વતી દાત દાબી રાખીને અને જીભ તાળવે અડાડીને ચિત્તથી ચિત્ત સંતપ્ત કરવાનો મેં વિચાર કર્યો અને તેનો અમલ પણ કર્યો. તેથી મારી બગલમાંથી

પરસેવાના રેલા વહેવા લાગ્યા. જેમ બળવાન માણસ દુર્બળ માણસને દાબી રાખીને સંતપ્ત કરે છે તે રીતે મેં મારું ચિત્ત સંતપ્ત કર્યું. મારો ઉત્સાહ તીવ્ર હતો અને સ્મૃતિ જાગૃત હતી, પણ દેહ શાંત થયો નહોતો. આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાઓ પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ.

"ત્યારપછી શ્વાસોચ્છ્વાસ વગરનું ધ્યાન કરવાનો નિશ્ચય કરીને મેં નાક વાટે અને મુખ વાટે નીકળનારા આશ્વાસ-પ્રશ્વાસ અટકાવી રાખ્યા. ત્યારે મારા કાનમાથી વાત નીકળતાં મોટો અવાજ થવા લાગ્યો. જેમ લુહારની ધમણનો અવાજ થાય એવો તે શબ્દ હતો. મારો ઉત્સાહ તીવ્ર હતો અને સ્મૃતિ જાગૃત હતી, પણ તે દુઃખને લીધે દેહ શાંત થયો નહોતો. આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાઓથી પણ મારું ચિત્ત પરાભૂત ન થયુ.

"ફરી શ્વાસોચ્છ્વાસરહિત ધ્યાન ધરવાનો નિશ્ચય કરીને નાક વાટે અને મુખ વાટે નીકળનારા આશ્વાસપ્રશ્વાસ મેં અટકાવી રાખ્યા, ત્યારે અંદરથી નીકળનારા વાત મારા મસ્તકને આઘાત કરવા લાગ્યા. જેમ કોઈ બળવાન માણસ તીક્ષ્ણ શારડીથી મારા માથામા કાણું પાડતો હોય એવી વેદના મને થવા લાગી. પરંતુ મારો ઉત્સાહ તીવ્ર હતો અને સ્મૃતિ જાગૃત હતી, પણ તે દુઃખને લીધે દેહ શાંત નહોતો. આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાઓ પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ.

"ફરી પાછો આવી જ જાતનું ધ્યાન કરવાનો નિશ્ચય કરીને તેનો મેં અમલ કર્યો. તે વખતે જેમ કોઈ બળવાન માણસ ચામડાની વાધરીથી માથું બરાબર બાંધે તેવી જાતની

વેદનાઓ મારા માથામાં થવા લાગી. પણ મારો ઉત્સાહ—પેઠ—આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાઓ પણ મારા ચિતનો પરાભવ કરી શકી નહિ.

"ફરી આવી જ જાતનું ધ્યાન શરૂ કર્યું ત્યારે અંતર્ગત વાત મારું પેટ ખોદવા લાગ્યા. કોઈ કસાઈ તીક્ષ્ણ શસ્ત્રથી પેટ કોતરે અને દુઃખ થાય એવી જાતનું દુઃખ મને થવા લાગ્યુ. તોપણ મારો ઉત્સાહ—પેઠ—આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાથી પણ મારું ચિત્ત પરાભવ પામ્યું નહિ.

"ફરી પાછું આવી જ જાતનું ધ્યાન શરૂ કર્યું ત્યારે મારે આખે શરીરે દાહ થવા લાગ્યો. કોઈ બળવાન માણસ દુર્બળ માણસને આગની ખાઈ ઉપર ઝાલી રાખીને તપાવે એવી રીતે મારો દેહ અભિસંતપ્ત થયો. તોપણ મારો ઉત્સાહ—પેઠ—આવી જાતની તીવ્ર દુઃખકારક વેદનાઓ પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ.

"તે વખતે મને જોઈને કેટલાક દેવો બોલ્યા કે શ્રમણ ગોતમ મરી ગયો; કેટલાક દેવોએ કહ્યું કે તે હજી મરી નથી ગયો પણ મરવાની અણી ઉપર આવ્યો છે; અને ત્રીજા કેટલાક બોલ્યા કે તે મર્યો પણ નથી અને મરવાની અણી ઉપર પણ નથી પરંતુ અરહન્ત થયો છે; અરહન્તનું વર્તન જ આ જાતનું હોય છે.

"પછી મેં અન્ન સાવ છોડી દેવાનો નિશ્ચય કર્યો. ત્યારે તે દેવોએ મને કહ્યું કે તું સાવ અન્ન બંધ ન કર. જો તું આમ કરીશ તો અમે તારા લોમકૂપ દ્વારા દિવ્ય ઓજ નાખીશું અને તેથી તારી ઉપજીવિકા ચાલશે. પણ આ વસ્તુ મને પસંદ નહોતી. કારણકે અસત્યતાનું આળ મારા માથે આવત.

એથી દેવોને એમ ન કરવા દીધું. પછી સાવ ઓછો આહાર —કડછી મગ, કડછી વટાણા કે અરેણુકાનો કાઢો—લઈને હું રહેવા લાગ્યો. તેનાથી મારું શરીર અત્યંત દૂબળું થયું. મારા અવયવો આસીતિકવલ્લી અથવા તો કાલવલ્લીની ગાંઠો જેવા દેખાવા લાગ્યા. ઊંટના પગલા જેવી મારી કમર થઈ. દોરડા ઉપરની ગાંઠો જેવી મારી કરોડ દેખાવા લાગી. પડુંપડું થઈ રહેલા ઘરના વાંસ જેવી મારી પાંસળીઓ ખખળી ગઈ. પાણીમાં પડેલા તારાઓના પ્રતિબિંબની જેમ મારી કીકીઓ ઊંડી ઊતરી ગઈ, કડવી દૂધીને કાચી જ કાપીને તડકે રાખવાથી જેમ કરમાઈ જાય છે તેવી મારા માથાની કાન્તિ કરમાઈ ગઈ. પેટ ઉપર હાથ ફેરવતા મારા હાથમા પીઠની કરોડ આવતી અને પીઠ ઉપરની કરોડ ઉપર હાથ ફેરવતાં પેટ હાથ આવતું, એટલે પેટ અને કરોડ એક થઈ ગયા હતા. પેશાબ કરવા કે દિશાએ જવા માટે હું ઊઠવા જતો તો ત્યા ને ત્યાં જ ઊંધો પડી જતો. શરીર ઉપર હાથ ફેરવતા મારા શરીર ઉપરથી રૂંવાડા ખરી પડતાં. તે વખતે કેટલાક લોકો મારા તરફ જોઈને કહેતા કે શ્રમણ ગોતમ કાળો છે, બીજા કહેતા કે તે શામળો છે, અને ત્રીજા કહેતા કે મંગુરમાછલી જેવી તેની કાંતિ છે. ઉપવાસને લીધે મારી સુંદર અંગકાંતિ આટલી બધી બગડી ગઈ હતી.

"ત્યારે મને એમ લાગ્યુ કે દેહદંડનથી જે શ્રમણ કે બ્રાહ્મણોએ તીવ્ર દુઃખકારક વેદના અનુભવી હશે, અત્યારે અનુભવતા હશે કે અનુભવશે તે બધા મારી દુઃખકારક વેદના કરતાં વધારે દુઃખકારક વેદના અનુભવી શકવાના નથી. પરંતુ આ દુઃખકારક વેદનાઓથી આર્યજ્ઞાન મને મળતું

નથી ત્યારે આના સિવાય બીજો બોધનો કોઈ માર્ગ હશે ? આવી જાતનો વિચાર કરતા મારા પિતાના ખેતરમાં જંબુવૃક્ષની નીચે બેસીને પ્રથમધ્યાન પ્રાપ્ત કર્યાનું મને સાંભર્યું. મે મારા મનમાં જ વિચાર્યું આ જ બોધનો માર્ગ તો ન હોય ? તે સ્મૃતિથી મને જ્ઞાન થયું કે આ જ બોધનો માર્ગ છે. વિષય અને અકુશલ ધર્મોથી ભિન્ન એવા સુખથી મારે શા માટે ડરવું જોઈએ, એમ મને લાગવાથી તે સુખથી ન ડરવાનો મેં નિશ્ચય કર્યો. પણ એવા કૃશ શરીરથી આ સુખ પ્રાપ્ત કરવું અશક્ય હતું, એથી હું ભાત વગેરે ખાવા લાગ્યો. તે સમયે ધર્મબોધ થયા પછી આપણને પણ તેનો માર્ગ જણાશે એવી આશાથી પાંચ ભિક્ષુઓ મારી સાથે રહેતા હતા. પણ જ્યારે હું ભાત વગેરે લેવા લાગ્યો ત્યારે આ ઢોંગી છે અને ધર્મમાર્ગથી પતિત થયો છે એમ સમજીને અને મારાથી કંટાળીને ચાલતા થયા.

"પછી સારા અનાજથી શરીરમાં શક્તિ આવ્યા પછી વિષયોથી અને અકુશલ ધર્મોથી ભિન્ન, વિતર્ક અને વિચારથી યુક્ત એકાંતવાસમાંથી પેદા થયેલું પ્રીતિસુખ જેમાં છે એવું પ્રથમધ્યાન પ્રાપ્ત કર્યું આવી જાતની સુખકારક વેદના પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ. વિતર્કવિચાર શાંત કરીને—પેo—દ્વિતીયધ્યાન પ્રાપ્ત કર્યું—પેo—તૃતીયધ્યાન—પેo—ચતુર્થધ્યાન પ્રાપ્ત કરી લીધું. આવી જાતની સુખકારક વેદનાથી પણ મારા ચિત્તનો પરાભવ થયો નહિ.

"આ રીતે ચિત્તનું સમાધાન થયા પછી તે પરિશુદ્ધ, પાપરહિત, ક્લેશમુક્ત, મૃદુ, કર્મણ્ય અને સ્થિર થયું ત્યારે પૂર્વજન્મને સંભારવા તરફ તેને વાળ્યું—પેo—રાતના પ્રથમ યામમા આ વિદ્યા મને પ્રાપ્ત થઈ: અવિદ્યા નષ્ટ થઇ, વિદ્યા

ઉત્પન્ન થઇ; અંધકાર નાશ પામ્યો, પ્રકાશ ઉત્પન્ન થયો; ઉદ્યોગદક્ષ અપ્રમત્ત માણસથી જે થઈ શકે તે થયું. આવી જાતની સુખકારક વેદના પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ.

"આ રીતે ચિત્ત સમાધાન પામ્યા પછી—**પે૦**—પતન પામનારા અને ઉત્પન્ન થનારા પ્રાણીઓ હું દિવ્ય ચક્ષુથી જોવા લાગ્યો—**પે૦**—રાતના બીજા યામમા આ બીજી વિદ્યા મને પ્રાપ્ત થઈ—**પે૦**—આવી જાતની સુખકારક વેદના પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ,

"પછી આસવક્ષયનું જ્ઞાન મેળવવા. માટે મેં પ્રયત્ન કર્યો —**પે૦**—રાતના છેલ્લા યામમા આ ત્રીજી વિદ્યા મને પ્રાપ્ત થઈ—**પે૦**—આવી જાતની સુખકારક વેદના પણ મારા ચિત્તનો પરાભવ કરી શકી નહિ.

"હે અગ્નિવેસ્સન, ઘણી પરિષદોમા મેં ધર્મોપદેશ કર્યો છે. ત્યાં દરેક સભાસદને એમ જ લાગે છે કે શ્રમણ ગોતમ મને જ ઉદ્દેશીને ધર્મોપદેશ કરે છે. પણ હું લોકરંજનનો પ્રયત્ન કરુ છું એમ માનવુ નહિ; કેવળ લોકોને માર્ગ બતાવવા હું ધર્મોપદેશ કરું છું. અને તે ધર્મોપદેશને અંતે હું મારા પહેલાના—જેનું હું ઘણેભાગે ધ્યાન કર્યા કરુ છું તે—ધ્યાન-વિષય તરફ વળીને મારું ચિત્ત તેના ઉપર સ્થિર કરું છું, ચિત્તની એકાગ્રતા કરું છું."

સચ્ચક—"આપ સમ્યક્ સંબુદ્ધ અરહન્ત છો, એટલે આ વસ્તુ સંભવિત છે. પણ આપ કદી દિવસે સૂઓ છો ખરા ?"

ભગવાન—"હા. ઉનાળાના છેલ્લા મહિનામાં ભોજન લીધા પછી સંઘાટિને બે વાર બેવડાવીને જમણે પડખે પગ ઉપર પગ ચડાવીને સાવધાનતાથી સૂતાનું મને સાંભરે છે."

સચ્ચક—" પણ કેટલાક શ્રમણબ્રાહ્મણો આને સંમોહ-જીવન કહે છે."

ભગવાન—" આનાથી સંમૂઢ અને અસંમૂઢ નથી થવાતું. પણ જેનાથી સંમૂઢ અને અસંમૂઢ થવાય છે તે હું કહું છું. તે તરફ બરાબર ધ્યાન આપ. જેના સંક્લેશકારક, ભયકારક, દુઃખકારક, અને ભવિષ્યકાળે જાતિ, જરા, મરણ ઉત્પન્ન કરનારા આસવો નષ્ટ થયા નથી તેને હું સંમૂઢ કહું છું; અને જેના આ આસવો નષ્ટ થયા હોય તેને હું અસંમૂઢ કહું છું; તથાગતના આવી જાતના આસવોનો નાશ થયો છે. જેમ તોડી નાખેલું તાડનું ઝાડ વધતું નથી તેમ તથાગતના આ આસવો ફરી વધવાના નથી."

સચ્ચક બોલ્યો, " આપને ખૂંચે એવા શબ્દો હું બોલ્યો હોવા છતા આપની કાંતિ પરિશુદ્ધ દેખાય છે અને ચહેરો પ્રસન્ન દેખાય છે, એ ખરેખર આશ્ચર્ય છે. એ સમ્યક્ સંબુદ્ધ અરહન્તને શોભે એવું જ છે. પૂરણ કસ્સપ, મક્ખલિ ગોસાલ, અજિત કેસકંબલ, પકુધ કચ્ચાયન, સંજય બેલટ્ઠપુત્ત અને નિગંઠ નાથપુત્તની સાથે મેં વાદવિવાદ કર્યો છે. તે વખતે તેઓ મુદ્દાની વાત પડતી મૂકી જુદી જ દિશાએ વળી ગયા અને મારા ઉપર ખિજાયા. પણ આપને લાગી જાય એવું હું બોલ્યો છતા આપની અંગકાંતિ પરિશુદ્ધ દેખાઈ અને ચહેરો પણ પ્રસન્ન જણાયો, એ સમ્યક્ સંબુદ્ધ અરહન્તને શોભે એવું જ છે. હવે અમારે ઘણાં કામ હોવાથી અમે જઈએ છીએ."

ભગવાન—" હે અગ્ગિવેસ્સન, જેવી તારી મરજી."

ત્યારે ભગવાનના ભાષણનું અભિનંદન કરીને સચ્ચક નિગંઠપુત્ત આસન ઉપરથી ઊભો થયો અને ત્યાંથી ચાલતો થયો.

મહાસચ્ચકસુત્ત સમાપ્ત

## ટીકા

પાછળના સૂત્રમા થયેલ સવાદ પછી કેટલેક વખતે આ સૂત્રમાં આપેલો સવાદ થયો હશે. આ બન્ને પ્રસંગોએ સચ્ચક બુદ્ધ ભગવાનનો શિષ્ય ન થયો એ તો દેખીતી વાત છે. પણ પહેલા પ્રસંગમા જેમ તેણે બુદ્ધ ભગવાનને વાદમા જીતી લેવાની પ્રતિજ્ઞા કરી હતી તેમ આ પ્રસગે કરેલી નથી એમ દેખાય છે. હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે જો બુદ્ધ ભગવાન તેને ઓળખતા હતા તો પછી આ મોટો ભાષ્યપ્રવાદક છે વગેરે કહેવાની આનંદને શી જરૂર હતી ? આના જવાબ બે છે. એક તો એ કે પહેલા પ્રસગ વખતે આનદ ભગવાનની પાસે નહોતો. અને બીજો, આવી જાતનાં વિશેષણોની પુનરાવૃત્તિ કરવી એ ત્રિપિટકની રીત જ છે.

સચ્ચકનો દૃષ્ટિએ કાયભાવના એટલે દેહદડન. ચિત્તભાવનાની તેને બરાબર કલ્પના નહોતી. તોપણ ધ્યાનસમાધિને તે ચિત્તભાવના સમજતો હોવો જોઈએ. જો ચિત્તની ભાવના ન કરવામા આવે તો કાયદુઃખ અસહ્ય થઈ ચિત્ત ભ્રાત થાય છે, અને કાયાની ભાવના ન કરવામાં આવે તો ચિત્તદુઃખ અસહ્ય થઈ તેની અસર કાયા ઉપર થાય છે, એમ સચ્ચકનું કથન હોય એવું લાગે છે. ભગવાને આનો આપેલો જવાબ જુદો છે. તે એમ કહે છે કે કાયભાવનાને અભાવે આપણે કાયસુખમા ગરકાવ થઈએ છીએ, અને તેની અસર ચિત્ત ઉપર બહુ ભયંકર થાય છે, અને ચિત્તભાવનાને અભાવે કાયદુઃખ અસહ્ય થાય છે. કાયદુઃખ સહન કરવા માટે ખાસ દેહને કષ્ટ આપવાની જરૂર છે એવું નથી. કાયસુખમા આસક્ત ન થઈએ એટલે આ કામ સરે છે.

આ પછીની હકીકત એ તો ભગવાને કહેલ પોતાનો પૂર્વ અનુભવ છે. એમા દેહદડનથી પોતે કેવી તીવ્ર વેદના અનુભવી અને પ્રથમ ધ્યાન વગેરેને લીધે કેવી સુખકારક વેદના અનુભવી અને તે છતા તેમાં કેમ આસક્ત ન થયા એ ભગવાને કહ્યુ છે. તેમા મુખ્ય મુદ્દો એ છે કે વિષયો વગર ધ્યાનાદિથી પ્રાપ્ત થયેલ સુખો ભોગવવામાં હરકત નથી, પણ તેમાય આસક્ત ન થવું જોઈએ.

મહાસચ્ચકસુત્તની ટીકા સમાપ્ત

## ૩૭

## ચૂળતણ્હાસંખયસુત્ત

એવું મે સાભળ્યુ છે. એકવાર ભગવાન શ્રાવસ્તી પાસેના પુબ્બારામમા મિગારમાતાના પ્રાસાદમા રહેતા હતા તે વખતે દેવોનો ઇંદ્ર શક્ર ભગવાન પાસે આવ્યો અને નમસ્કાર કરીને એક બાજુ ઊભો રહ્યો, અને બોલ્યો, “ ભદંત, ભિક્ષુ તૃષ્ણાનો ક્ષય કરીને કઈ રીતે વિયુક્ત થાય, અત્યંત નિષ્ટ, અત્યંત યોગક્ષેમી, અત્યત બ્રહ્મચારી, દેવોમાં અને મનુષ્યોમાં શ્રેષ્ઠ કઈ રીતે થાય તે આપ ટૂંકમાં કહો.”

ભગવાનઃ—“ હે દેવેન્દ્ર, ભિક્ષુ સાભળે છે કે આપણે બધા જ પદાર્થોથી બદ્ધ થતા નથી છતા ( તેટલાથી સંતુષ્ટ ન થતાં ) તે બધા પદાર્થોનો બોધ કરી લે છે. સુખકારક કે દુખઃકારક વેદના ઉદ્‌ભવી હોય તો તે અનિત્ય છે એમ જુએ છે, તેમના સંબંધે વિરક્ત રહે છે. તેમનો નિરોધ કરે છે, તેમનો ત્યાગ કરે છે, તેમાં આસક્ત થતો નથી, અનાસક્ત

થવાથી ભય પામતો નથી, અને નિર્ભયતાને લીધે પરિનિર્વાણ પામે છે. તે જાણે છે કે મારા પુનર્જન્મનો ક્ષય થયો, બ્રહ્મચર્યવાસ પૂરો થયો, હું કૃતકૃત્ય થયો, અને ફરી ઇહલોકમાં આવવાનો નથી. આ રીતે ભિક્ષુ તૃષ્ણાનો ક્ષય કરીને વિમુક્ત થાય છે."

આ સાંભળી શક્રે ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું, તેમને નમસ્કાર કર્યો, ભગવાનની પ્રદક્ષિણા કરી, અને ત્યાં જ અંતર્ધાન પામ્યો. તે વખતે આયુષ્માન મહામોગ્ગલ્લાન ભગવાન પાસે બેઠો હતો. તેને એવી શંકા ઉદ્ભવી કે આ દેવે ભગવાનનું ભાષણ સમજીને તેનું અનુમોદન કર્યું કે વગરસમજ્યે કર્યું? તેની પરીક્ષા કરવા માટે મહામોગ્ગલ્લાન પુબ્બારામમાં અંતર્ધાન પામ્યો, અને તાવતિંસ દેવલોકમાં પ્રગટ થયો. તે વખતે શક્ર એક પુંડરીક નામના ઉદ્યાનમા દિવ્ય વાદ્યો સાંભળતો બેઠો હતો. તેણે મહામોગ્ગલ્લાને જોયો ને પોતાનાં પાંચસો વાદ્યો બંધ કરાવીને તે મહામોગ્ગલ્લાન પાસે આવ્યો અને બોલ્યો, "હે મારિષ મોગ્ગલ્લાન, તારું સ્વાગત હો. ઘણા સમયથી તું આ સભામાં આવ્યો નથી. તારે માટે આ આસન તૈયાર છે, તે ઉપર બેસ" મોગ્ગલ્લાન પોતાના આસન ઉપર બેઠા પછી શક્ર નાનું આસન લઈને તેની પાસે બેઠો. ત્યારે મોગ્ગલ્લાને તેને કહ્યું, "હે કોસિય (શક્ર), ભગવાને તને તૃષ્ણાસંક્ષયવિમુક્તિનો કઈ રીતે ઉપદેશ કર્યો તે મને પણ કહે."

શક્ર—"હે મારિષ મોગ્ગલ્લાન, મારે તો ઘણાં કામો કરવાનાં છે. મારાં પોતાનાં કામો અને તાવતિંસ દેવોનાં કામો ઉપર પણ મારે ધ્યાન આપવું પડે છે. એટલે ઘણો વખત સાંભળ્યા છતાં તે વસ્તુ સ્મૃતિપથમાંથી નષ્ટ થાય છે. પૂર્વે

દેવો અને અસુરોનો સંગ્રામ થયો તેમા દેવો જીત્યા. એટલે મેં વૈજયંત નામનો પ્રાસાદ બંધાવ્યો. તે વૈજયંતનાં સાતસો શિખરો છે. પ્રત્યેક શિખર નીચે સાત દીવાનખાનાં છે, પ્રત્યેક દીવાનખાનામાં સાત અપ્સરાઓ છે, અને દરેક અપ્સરાને સાત દાસીઓ છે. આવી જાતનો રમ્ય પ્રાસાદ જોવાની તારી ઇચ્છા છે ?"

મૂંગામૂંગા જ મહામોગ્ગલ્લાને શક્રના આ આમંત્રણનો સ્વીકાર કર્યો.

ત્યારે શક્ર અને વૈશ્રવણ મહારાજા મહામોગ્ગલ્લાનની સાથે વૈજયંત પ્રાસાદ તરફ ગયા. મોગ્ગલ્લાનને જોઈને ત્યાની શક્રની પરિચારિકાઓ પોતપોતાની ઓરડીઓમા ચાલી ગઈ. સસરાને જોઈને જેમ પુત્રવધૂ લજ્જા પામે છે તેમ મહામોગ્ગલ્લાનને જોઈને તેઓ લજ્જા પામી. શક્રે તથા વૈશ્રવણ મહારાજાએ આખો વૈજયંત પ્રાસાદ મહામોગ્ગલ્લાનને બતાવ્યો. ત્યારે તે બોલ્યો, "આ મહેલ બહુ જ રમ્ય છે. હે શક્ર, આ તારાં પૂર્વકર્મોનું યોગ્ય ફળ છે. મૃત્યુલોકમાં જો કોઈ રમ્ય વસ્તુ જોવામા આવે તો જાણે કે તે તાવતિંસ દેવલોકની જ છે એવું કહેવાનો રિવાજ ત્યા છે, અને તે યથાર્થ છે."

આ આખો મહેલ જોઈને મહામોગ્ગલ્લાનને વિચાર આવ્યો કે દેવોનો ઇન્દ્ર બહુ બેદરકારીથી વર્તે છે, માટે તેના મનમાં કંઈ સંવેગ ઉત્પન્ન કરીએ. આ વિચારથી તેણે પોતાના ઋદ્ધિબલને પ્રતાપે પોતાના પગના અંગૂઠાથી વૈજયંત પ્રાસાદને ધ્રુજાવ્યો આથી આશ્ચર્ય પામીને શક્ર, વૈશ્રવણ અને તાવતિંસ દેવો બોલ્યા, "કેવું આશ્ચર્ય ! આ એક શ્રમણ આવડા મોટા દિવ્ય મહેલને પણ કંપાવે છે !"

શક્રને સંવેગ ઉત્પન્ન થયો છે એમ સમજીને મહામોગ્ગલ્લાને તેને કહ્યું, "ભગવાને તને જે તૃષ્ણાસંક્ષયવિમુક્તિ-ટૂંકમા કહી તે મને પણ કહે." આથી શક્રે ભગવાનના ઉપદેશની વગરભૂલે પુનરાવૃત્તિ કરી. મોગ્ગલ્લાને શક્રના ભાષણનું અભિનંદન કર્યું અને દેવલોકમાં અંતર્ધાન પામીને મિગારમાતાના પ્રાસાદમાં પ્રગટ થયો ત્યારપછી શક્રની પરિચારિકાઓએ શક્રને પૂછ્યું, "આ જ તે તમારો ભગવાન છે?"

શક્ર—"ના. આ મારા ભગવાન નથી. આ મારો સબ્રહ્મચારી આયુષ્માન મહામોગ્ગલ્લાન છે."

પરિચારિકા—"આવી જાતનો મહાનુભાવ, ઋદ્ધિમાન, સબ્રહ્મચારી તમને મળ્યો એ તમારું મહદ્ભાગ્ય. તમારા ભગવાન તો બહુ જ સમર્થ હોવા જોઈએ."

મોગ્ગલ્લાન ભગવાન પાસે આવ્યો અને શક્ર તથા ભગવાન વચ્ચે શી વાતચીત થઈ તે પૂછી જોયું. ભગવાને બનેલી બધી બીના કહી સંભળાવી.

આમ ભગવાન બોલ્યા. આયુષ્માન મહામોગ્ગલ્લાને ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચૂળતણ્હાસંખયસુત્ત સમાપ્ત

૩૮

## મહાતણ્હાસંખયસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે સમયે કૈવર્દ્દપુત્ત સાતિ નામના ભિક્ષુને એવી દૃષ્ટિ ઉત્પન્ન થઈ હતી કે ભગવાનના કહેવા મુજબ એક જ વિજ્ઞાન જુદાજુદા જન્મમાં સંક્રમણ કરે છે. કેટલાક ભિક્ષુઓએ આ વાત જાણી અને સાતિને તે દૃષ્ટિમાંથી પરાવૃત્ત કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તેઓ સફળ ન થયા. તેમણે તે વાત ભગવાનને જણાવી. ભગવાને એક ભિક્ષુને મોકલીને સાતિને બોલાવ્યો, અને આ વાત સાચી છે કે ખોટી એ બાબતની તપાસ કરી. સાતિએ કબૂલ કર્યું કે આ વાત સાચી છે. એટલે ભગવાન બોલ્યા, "એ વિજ્ઞાન કયું છે?"

સાતિ—"ભદંત, આ જે બોલનારો અને અનુભવનારો (આત્મા) જુદાજુદા જન્મમા જ કલ્યાણકારક અને પાપકારક કર્મોનું ફળ ભોગવે છે તેને હું વિજ્ઞાન ગણું છું."

ભગવાન—" હે નિરુપયોગી મનુષ્ય, આવા ધર્મનો મેં કોને ઉપદેશ કર્યો છે? વિજ્ઞાન એ પ્રતીત્યસમુત્પન્ન (કારણ વગર ઉત્પન્ન થનાર) છે, અને તે કારણ વગર ઉત્પન્ન નથી થતું એમ મે નથી કહ્યું? આમ હોવા છતા ગેરસમજણથી તું અમારા ઉપર આળ લાવવા માગે છે. તારો પોતાનો પાયો તુ જાતે જ ખોદે છે અને પુષ્કળ પાપ ભેગું કરે છે. આ કર્મ તને ચિરકાળ દુઃખકર અને અહિતકર થશે." ત્યારપછી ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, " હે ભિક્ષુઓ, આ સાતિને આપણા ધર્મવિનયની જરા જેટલી પણ હૂંફ મળી હોય એમ તમને લાગે છે?"

ભિક્ષુઓએ જવાબ આપ્યો, " ના, ભદંત." આથી સાતિ ભોંઠો પડયો અને નીચું માથું રાખીને બેઠો.

ત્યારપછી ભગવાન બોલ્યા, "આ પાપદષ્ટિથી તને જ લોકો ઓળખશે હવે હું ભિક્ષુઓને પૂછું છું કે હે ભિક્ષુઓ, મારા ધર્મને જે રીતે સાતિ સમજ્યો છે તે જ રીતે તમે પણ સમજ્યા છો?"

ભિક્ષુ—" ના, ભદંત. વિજ્ઞાન પ્રતીત્યસમુત્પન્ન છે, અને તે કારણ વગર ઉત્પન્ન નથી થતું, એમ આપે અનેક પ્રકારે બતાવી આપ્યુ છે."

ભગવાન—'સાધુ, સાધુ, (બરોબર છે, બરોબર છે.) તમે મારો ધર્મ બરાબર સમજો છો. પણ આ નિરુપયોગી સાતિ બરાબર સમજી શક્યો નથી, એથી તે ચિરકાલ દુઃખી થવાનો છે હે ભિક્ષુઓ, જે જે કારણથી વિજ્ઞાન ઉત્પન્ન થાય છે તે તે કારણ ઉપરથી તેનું નામ પડે છે. ચક્ષુ અને

રૂપના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને ચક્ષુર્વિજ્ઞાન કહેવામાં આવે છે. શ્રોત્ર અને શબ્દના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને શ્રોત્રવિજ્ઞાન, ઘ્રાણ અને ગંધના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને ઘ્રાણવિજ્ઞાન, જીભ અને રસના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને જીહ્વાવિજ્ઞાન, કાય અને સ્પર્શના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને કાયવિજ્ઞાન, અને મન તથા મનોધર્મના સંયોગથી ઉત્પન્ન થનારા વિજ્ઞાનને મનો-વિજ્ઞાન કહેવામા આવે છે. કાષ્ઠમાંથી ઉત્પન્ન થયેલ અગ્નિને કાષ્ઠાગ્નિ કહે છે, અને તૃણથી ઉત્પન્ન થયેલ અગ્નિને તૃણાગ્નિ કહે છે, તે રીતે જે જે ઇંદ્રિયોથી વિજ્ઞાન ઉત્પન્ન થાય છે તે તે ઇંદ્રિયનુ નામ તેને આપવામા આવે છે. આ ઉત્પન્ન થયેલું શરીર આહાર ઉપર અવલબી રહેલું છે, અને આહારના નિરોધથી તેનો નિરોધ થાય છે, એમ તમને નથી લાગતુ ?"

ભિક્ષુઓ—"હા, ભદંત."

ભગવાન—"આ એમ નથી એવી શંકા કરીએ તો કુશંકા ઉત્પન્ન ન થાય ?"

ભિક્ષુ—"હા, ભદંત."

ભગવાન—"આ ઉત્પન્ન થયેલુ શરીર આહાર ઉપર અવલંબેલું છે, આહારના નિરોધથી તેનો નિરોધ થાય છે, એમ બરાબર રીતે સમજવાથી કુશંકાનો નાશ થાય કે નહિ?"

ભિક્ષુઓ—"હા, ભદત."

ભગવાન—"તો હવે તમને આ બાબતમાં કંઈ શંકા નથી, અને તમે આ યથાર્થ રીતે સમજો છો."

ભિક્ષુઓ—"હા. ભદંત."

ભગવાન—" આ અત્યંત પરિશુદ્ધ દષ્ટિને તમે વળગી રહો, અને જો તેમાં આસક્ત થાઓ તો [1]તરાપાની જેમ આ ધર્મ પાર ઊતરવા છે, વળગી રહેવા નથી, એવો મેં જે ઉપદેશ કર્યો છે તેનો અર્થ તમે સમજી શકો ખરા ?"

ભિક્ષુઓ—" ના, ભદંત."

ભગવાન—" પણ જો તમે આ પરિશુદ્ધ દષ્ટિને પણ વળગો નહિ, અને તેમા આસક્ત થાઓ નહિ તો તરાપાની જેમ મારો ધર્મ પાર ઊતરવા માટે છે, વળગી રહેવા માટે નથી, એવો મે જે ઉપદેશ કર્યો છે તેનો અર્થ તમે સમજી શકો ખરા ?"

ભિક્ષુઓ—" હા, ભદન."

ભગવાન—" અન્નનો આહાર, સ્પર્શ, મનઃસંચેતના અને વિજ્ઞાન આ ચાર આહાર ઉત્પન્ન થયેલ પ્રાણીઓની સ્થિતિ અને ઉત્પન્ન થયેલ પ્રાણીઓના અનુગ્રહના કારણરૂપ છે. તૃષ્ણામાંથી તેમનો સમુદય થાય છે, વેદનામાથી તૃષ્ણાનો સમુદય છે, સ્પૃશ્ય પદાર્થોમાંથી વેદનાનો સમુદય થાય છે, ષડાયતનમાંથી સ્પૃશ્યોનો સમુદય થાય છે, નામરૂપમાંથી ષડાયતનનો સમુદય થાય છે, વિજ્ઞાનમાથી નામરૂપનો સમુદય થાય છે, સંસ્કારમાંથી વિજ્ઞાનનો સમુદય થાય છે, અને અવિદ્યામાંથી સંસ્કારનો સમુદય થાય છે. આ રીતે અવિદ્યામાંથી સંસ્કાર —પે૦— વેદનાથી તૃષ્ણા, તૃષ્ણાથી ઉપાદાન, ઉપાદાનમાંથી ભવ, ભવમાંથી જાતિ, જાતિમાંથી જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ ઉત્પન્ન થાય છે. આ રીતે આ બધાં દુઃખોનો ઉદય થાય છે.

[1] 'અલગદ્દૂપમસુત્ત' જુઓ. ( નં. ૨૨ )

"જાતિમાંથી જરા, મરણ વગેરે ઉત્પન્ન થાય છે એમ મેં કહ્યું, એ સંબંધમાં તમને શું લાગે છે?"

ભિક્ષુઓ—"અમને પણ એમ જ લાગે છે."

આ રીતે અવિદ્યા સુધી બધાં કાર્યકારણોનો ઉલ્લેખ કરીને ભિક્ષુઓની અનુમતિ લીધી, અને અમને પણ એમ જ લાગે છે એવો ભિક્ષુઓએ જવાબ આપ્યો.

વળી ભગવાને પ્રશ્ન પૂછ્યો કે "આ રીતે જાતિનો નિરોધ કરવાથી જરામરણનો નિરોધ થશે કે નહિ?—પે૦—અવિદ્યાનો નિરોધ કરવાથી સંસ્કારોનો નિરોધ થશે કે નહિ?" ભિક્ષુઓએ તેમ થઈ શકશે એવો જવાબ આપ્યો.

ત્યારે ભગવાન બોલ્યા, "હે ભિક્ષુઓ, આ જો તમને ખબર હોય તો પહેલા તમે હતા કે નહિ, અથવા કેવા હતા, વગેરે પૂર્વજન્મની વાતો તમે કરી શકો ખરા?"

ભિક્ષુઓ—"ના, ભદંત."

ભગવાન—"આમ જાણ્યા પછી, તમે હવે પછી જન્મવાના છો કે નહિ, કઈ રીતે ઉત્પન્ન થશો, વગેરે ભાવિ જન્મની વાતો તમે કરી શકશો ખરા? અથવા તો હમણાં હું છું કે નહિ, અથવા હું કોણ છું, વગેરે વર્તમાન-કાળ સંબંધે કુશંકાઓ ઊભી કરો ખરા?"

ભિક્ષુઓ—"ના, ભદંત."

ભગવાન—"આમ જાણ્યા પછી અમારા ગુરુની શરમ ખાતર અમે પણ બોલીએ છીએ એમ તમે કહો ખરા?"

ભિક્ષુઓ—"ના, ભદંત"

ભગવાન—આમ જાણ્યા પછી આ શ્રમણ અમને પૂજ્ય છે, અને તેના વચનને અનુસરીને અમે બોલીએ છીએ, એમ તમે કહો ખરા?"

ભિક્ષુઓ—" ના, ભદત "

ભગવાન—આમ જાણ્યા પછી તમે બીજા ગુરુને શરણે જશો ખરા ?"

ભિક્ષુઓ—" ના, ભદત "

ભગવાન—" આમ જાણ્યા પછી તમને બીજા પથના શ્રમણબ્રાહ્મણોના વ્રતમા અને ઉત્સવોમા સાર દેખાશે ખરો ?"

ભિક્ષુઓ—" ના, ભદત "

ભગવાન—" આ બધુ તમે બોલા છો તે તો સ્વાનુભવથી બોલો છોને ?"

ભિક્ષુઓ—" હા, ભદત '

ભગવાન—" વારુ, વારુ આ ધર્મ સંદૃષ્ટિક, અકાલિક, આવો અને જુઓ એવુ જેને માટે કહી શકાય એવો, અભ્યાસ કરવાયોગ્ય, અને સુજ્ઞોએ અત કરણથી સમજવા જેવો છે તે ધર્મને યોગે મે તમને નિર્વાણની પાસે આણ્યા છે.

" મા, બાપ અને ગધર્વ ( જન્મનારો પ્રાણી ) એ ત્રણના સયોગથી ગર્ભની અવક્રાન્તિ થાય છે, ગર્ભોત્પત્તિ પછી નવ મહિના સુધી માતા તે ગર્ભનુ પાલન કરે છે, અને જન્મ્યા પછી તે બાળકને પોતાના લોહીથી પોષે છે ( દૂધ એ માતાનુ લોહી જ છે ) પછી તે બાળક થોડુક મોટુ થયા પછી અનેક જાતના રમકડા લઈને રમ્યા કરે છે, અને યુવાનીમા બધી જાતના વિષયોનો ઉપભોગ લે છે આખોને ગમનાર રૂપ જોતા તેના ઉપર આસક્ત થાય છે, ન ગમનારુ જુએ તો તેના ઉપર દ્વેષ કરે છે, બેદરકારીથી અને ક્ષુદ્ર અત કરણપૂર્વક વર્તે છે, અને પાપકારક અકુશલ વિચારોનો

નિરોધ કરનારી પ્રજ્ઞાવિમુક્તિ જાણતો નથી. તે આ રીતે અનુરોધ અને વિરોધના ઝપાટામાં આવીને સુખકારક, દુઃખકારક કે ઉપેક્ષાવેદના અનુભવે છે ત્યારે તે વેદનાનું અભિનંદન કરે છે. તેનાથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે. આને જ ઉપાદાન કહે છે. ઉપાદાનમાંથી ભવ, ભવમાંથી જાતિ, જાતિમાંથી જરા, મરણ, શોક વગેરેનો સમુદય થાય છે. આ રીતે બધા દુઃખરાશિનો સમુદય થાય છે. કાનથી શબ્દ સાંભળીને—પે૦—નાકથી ગંધ સૂંઘીને—પે૦—જીભથી રસ ચાખીને—પે૦—કાયાથી સ્પર્શ પદાર્થોને સ્પર્શીને—પે૦—અને મનથી મનોધર્મ જાણીને પ્રિય પદાર્થોમાં આસક્ત થાય છે, અને અપ્રિય પદાર્થોનો દ્વેષ કરે છે વગેરે (ઉપર મુજબ.)

"પણ હે ભિક્ષુઓ, ઇહલોકમા તથાગત, અરહન્ત, સમ્યક્સંબુદ્ધ, વિદ્યાચરણસંપન્ન, સુગત, લોકવિત્, શ્રેષ્ઠ, પુરુષદમ્યોનો સારથિ, દેવમનુષ્યોનો શાસ્તા ભગવાન બુદ્ધ ઉત્પન્ન થાય છે—પે૦—તેનો ધર્મ કોઈ ગૃહપતિ, ગૃહપતિપુત્ર અથવા બીજા કોઈ હલકા કુળમા ઉત્પન્ન થયેલ મનુષ્ય સાંભળે છે, અને તેનાથી તથાગત ઉપર તેને શ્રદ્ધા બેસે છે—પે૦—ચતુર્થધ્યાન મેળવે છે.

"તે આંખોથી રૂપ જોઇને ગમનારા રૂપ ઉપર આસક્ત થતો નથી, અને ન ગમનારાં રૂપનો દ્વેષ કરતો નથી. બહુ જ સાવધાનતાથી અને ઉદાર અંતઃકરણથી વર્તે છે, અને જેનાથી પાપકારક અકુશલ વિચારોનો નિરોધ થાય એવી પ્રજ્ઞાવિમુક્તિ જાણે છે. આ રીતે આસક્તિ અને દ્વેષ નાશ પામ્યાથી સુખકારક, દુઃખકારક અથવા તો ઉપેક્ષાવેદનાનું તે અભિનંદન કરતો નથી. તેનાથી તેની તૃષ્ણાનો નિરોધ થાય છે. તૃષ્ણાના

નિરોધથી ઉપાદાનનો નિરોધ, ઉપાદાનના નિરોધથી ભવનો નિરોધ, ભવના નિરોધથી જાતિનો નિરોધ, અને જાતિના નિરોધથી જરા, મરણ, શોક, પરિદેવ દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસનો નિરોધ થાય છે. આ રીતે બધા દુઃખોનો નિરોધ થાય છે. કાનથી શબ્દ સાભળીને—વગેરે (ઉપર મુજબ).

"હે ભિક્ષુઓ, આ મે તમને તૃષ્ણાસંક્ષયવિમુક્તિ ટૂંકમાં જણાવી છે. તેને ધારણ કરો, અને સાતિ ભિક્ષુ મહાતૃષ્ણાની જાળમા ફસાયો છે એમ સમજો."

આ રીતે ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાતણ્હાસંખયસુત્ત સમાપ્ત

## ૩૯

## મહાઅસ્સપુરસુત્ત

એવું મે સાંભળ્યું છે. એકવાર ભગવાન અંગદેશમાં અસ્સપુર નામના ગામમા રહેતા હતા, ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા:

" હે ભિક્ષુઓ, તમને લોકો શ્રમણ કહે છે, અને તમે પણ તમારી જાતને શ્રમણ કહેવડાવો છો. માટે તમે બધા બ્રાહ્મણ અને શ્રમણને યોગ્ય એવા ગુણો સંપાદન કરો. એથી તમારું શ્રમણ નામ સાર્થક થશે, અને જે દાયક પાસેથી તમે ચીવર, પિંડપાત, શયનાસન, અને ભેસજ્જ પદાર્થો લો છો તેને પણ તે સુખકર થશે, અને તમારી પ્રવ્રજ્યા સફળ થશે.

" હે ભિક્ષુઓ, શ્રમણ અને બ્રાહ્મણને શોભે એવા ગુણો કયા કયા છે ? હ્રી ( પાપની લજ્જા ) અને અવત્રપ્ય ( લોકાપવાદની બીક ) આ બે ગુણોથી યુક્ત થાઓ. પણ એમ ન લાગવા દેતા કે આટલાથી અમારું કર્તવ્ય પૂરું થયું.

હું તમને કહું છું કે ધ્યેયને પહોંચતાં પહેલાં વચમાં જ તમારું કર્તવ્ય પડતું ન મૂકતા. તમારું કાયકર્મ પરિશુદ્ધ રહે એની ખબરદારી રાખજો અને તેથી આત્મસ્તુતિ અને પરનિંદા ન કરતા. ત્યારપછી તમારાં વાચાકર્મ અને મનઃકર્મો પરિશુદ્ધ થાય એની ખબરદારી રાખો, અને તેનાથી આત્મસ્તુતિ અને પરનિંદા ન કરતા. ત્યારપછી તમારી ઉપજીવિકા શુદ્ધ માર્ગે ચાલે એની ખબરદારી રાખો. ઇંદ્રિયો ઉપર કાબુ રાખો, નેત્રાદિ ઇંદ્રિયોથી રૂપાદિ પદાર્થો જોયા છતાં તેના ઉપર આસક્ત ન થતા. બધી ઇંદ્રિયોનું રક્ષણ કરો. મિતાહારી બનો, વિચાર કરીને આહાર ગ્રહણ કરો. રમતોમાં હોશિયાર થવા માટે, મદ માટે, મંડન માટે કે વિભૂષણ માટે આહાર લો નહિ. આ દેહ જીવિત રહે, ક્ષુધાદુઃખની શાંતિ થાય, બ્રહ્મચર્યને અનુકૂળતા આવે, જૂની વેદનાઓ નાશ પામીને નવી વેદનાઓ ઉત્પન્ન ન થાય, જીવનયાત્રા ચાલે, આપણી વર્તણૂક અનિંદ્ય થાય, અને સુખેથી રહી શકાય, એ જ ઉદ્દેશ તમારા આહારનો હોવો જોઈએ. તમે જાગૃત રહો; દિવસે બેસીને અથવા તો આમતેમ ફરીને આળસમાંથી ચિત્તને પરિશુદ્ધ કરો; રાતના પ્રથમ યામમા આ રીતે ચિત્તનું પરિશોધન કરો; મધ્યમ યામમા જમણે પગે સૂઇને પગ ઉપર પગ રાખીને જાગૃત બુદ્ધિથી ઊઠવાનો વિચાર મનમાં રાખીને સિંહની જેમ શયન કરો; રાતના છેલ્લા યામમાં બેસીને કે આમતેમ આંટા મારીને આવરણોમાંથી તમારા ચિત્તનું પરિશોધન કરો. સ્મૃતિસંપ્રજન્યયુક્ત બનો; આમતેમ જોવામાં, હાથપગ લંબાવવામા કે ટૂંકાવવામાં, પાત્રચીવરાદિ ધારણ કરવામાં, ખાવામા, પીવામાં, જવામાં, ઊભા રહેવામાં,

બેસવામાં, ઊઠવામાં વગેરેમાં સ્મૃતિપૂર્વક વર્તો. અરણ્યમાં, ઝાડ નીચે, પર્વત ઉપર, ખીણમાં, ગુફામાં, સ્મશાનમાં, વનમાં, ખુલ્લી હવામાં, અથવા ખડની ગંજી ઉપર બેસીને દેહ સીધો રાખીને અને સ્મૃતિ જાગૃત રાખીને ધ્યાન ધરો. અભિધ્યા, વ્યાપાદ, થીનમિદ્ધ (આળસ), ઉદ્ધચ્ચકુક્કુચ્ચ, ભ્રાંતચિત્તતા, અને વિચિકિચ્છા (કુશંકા) થી તમારા ચિત્તનું પરિશોધન કરો. જેમ કોઈ માણસ કરજ કરીને ધંધો કરે છે, અને તેમા લાભ થતા તે કરજ પતાવીને વધેલા ધનથી પોતાનો વ્યવહાર ચલાવે છે, અને તેથી આનંદિત થાય છે, તે રીતે અભિધ્યાથી મુક્ત થઈને સુખી થાઓ. જેમ કોઈ માણસ અત્યત માંદો પડે છે અને પછી તેમાથી ધીમેધીમે સાજો થાય છે, પૂર્વસ્થિતિએ પાછો પહોંચે છે, અને તેથી આનંદિત થાય છે, તેમ તમે વ્યાપારથી મુક્ત થાઓ. જેમ કોઈ માણસ કેદમા હોય, અને તે કેદખાનામાથી વગરખર્ચે તે મુક્ત થાય છે, અને તેથી આનંદિત થાય છે; તેમ તમે થીનમિદ્ધથી મુક્ત થ.ઓ જેમ કોઈ માણસ દાસ હોય અને તે દાસ્યમાંથી મુક્ત થયા પછી સ્વતત્ર થઈને સુખી થાય છે; તેમ તમે ઉદ્ધચ્ચકુકકુચ્ચથી મુક્ત થાઓ જેમ કોઈ સધન માણસ જંગલને રસ્તે જતા નિર્વિઘ્ને તે જંગલ પસાર કરી જાય અને પોતાનું ધન સુરક્ષિત જોઈને આનંદિત થાય; તેમ તમે વિચિકિચ્છાથી મુક્ત થાઓ. આ પાચ નીવરણોનો ત્યાગ કરીને પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરો જેમ કોઈ દક્ષ નવરાવનારો માણસ સ્વાનીય ચૂર્ણ લઇને તેમા પાણી ભેળવીને લાડુ બનાવે છે: પાણી તેમા બધે જ હોય છે પણ તેમાંથી પાણી નીતરતું નથી—બહાર નથી નીકળતું; તેમ તમે એકાન્તવાસમાથી

ઉત્પન્ન થયેલ પ્રીતિસુખથી શરીરને પરિપૂર્ણ કરો. પછી દ્વિતીય ધ્યાન સંપાદન કરો. જેમ બહારથી કોઈ જગ્યાએથી પાણી ન આવતું હોય અને વરસાદ પણ ન હોય છતાં અંદરના ઝરણાં-થી જ કોઈ તળાવ ભરપૂર ભરેલું હોય છે, તેમ તમે સમાધિસુખથી તમારા દેહને પરિપૂર્ણ કરો. પછી તૃતીય ધ્યાન સંપાદન કરો. જેમ પાણીની અંદર વધેલા કમળ મૂળથી અગ્ર સુધી પાણીથી ઢંકાયેલાં હોય છે, તેમ તમે નિષ્પ્રીતિક સુખથી તમારું શરીર પરિપૂર્ણ કરો. પછી ચતુર્થ ધ્યાન સંપાદન કરો. જેમ કોઈ માણસ આખું શરીર સફેદ વસ્ત્રથી ઢાંકીને બેસે, તેમ તમે પરિશુદ્ધ મનથી તમારા દેહને પરિપૂર્ણ કરો. પછી પૂર્વજન્મ સંભારવાની વિદ્યા મેળવો. જેમ કોઈ માણસ પોતાના ગામમાંથી બીજાં ગામોમાં જાય છે, અને પછી પાછો ઘેર આવ્યા પછી તે તે ગામોનું તેને સ્મરણ રહે છે, તેમ તમે પૂર્વજન્મનું સ્મરણ કરતા શીખો. ત્યારપછી પતન પામનારા અને ઉત્પન્ન થનારા પ્રાણીનું જ્ઞાન દિવ્ય ચક્ષુથી પ્રાપ્ત કરો. જેમ કોઈ માણસ સામસામે આવતા દરવાજાવાળા બે ઘરોની વચ્ચે ઊભો રહીને તે ઘરોમાં આવતાં જતાં માણસોને જુએ છે, તેમ તમે પતન પામનારા અને ઉત્પન્ન થનારા પ્રાણીઓને દિવ્ય ચક્ષુથી જુઓ. ત્યારપછી આસવોના ક્ષયનું જ્ઞાન મેળવો. ચાર આર્યસત્યો યથાર્થ રીતે જાણો. જેમ કોઈ સ્વચ્છ તળાવમાં તળિયે પડેલા પથ્થર, છીપલી અને અંદર ફરનારી માછલીઓ સ્પષ્ટ રીતે દેખાય, તેમ તમે ચાર આર્યસત્યો યથાર્થ રીતે જાણો, આસવોનો ક્ષય કરો અને તેમનો ક્ષય થયો છે એવું જ્ઞાન મેળવો.

"હે ભિક્ષુઓ, પાપનું શમન કરે છે માટે તેને શ્રમણ કહે છે; પાપને પ્રવાહમાં વહેવરાવી દે છે માટે તેને બ્રાહ્મણ કહે છે; પાપ ધોઈ નાખે છે માટે તે સ્નાતક કહેવાય છે; પાપધર્મ યથાર્થ રીતે જાણે છે માટે તે વેદજ્ઞ કહેવાય છે; જેના સાંભળવામાં પણ પાપકારક ધર્મ નથી આવતો તે શ્રોત્રિય છે; પાપધર્મથી જે દૂર રહે છે તે આર્ય છે અને તે જ અરહન્ત છે."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાઅસ્સપુરસુત્ત સમાપ્ત

## ૪૦

## ચૂળઅસ્સપુરસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન અંગ દેશમાં અસ્સપુર નામના શહેર પાસે રહેતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા:

"હે ભિક્ષુઓ, તમને લોકો શ્રમણ કહે છે, અને તમે પણ તમારી જાતને શ્રમણ કહેવરાવો છો. એટલે શ્રમણને યોગ્ય એવા માર્ગે તમારે ચાલવું જોઇએ. એથી શ્રમણ નામ સાર્થક થશે, અને જેમની પાસેથી તમે ચીવરાદિ પદાર્થો લો છો તેમનું દાન સફળ થશે.

"જે શ્રમણના અભિધ્યા, વ્યાપાદ, ક્રોધ, ઉપનાહ ( વેર વાળવાની વૃત્તિ ), મ્રક્ષ ( અનાદરબુદ્ધિ ), પળાસ ( સ્પર્ધા ), ઈર્ષા, માત્સર્ય, શઠત્વ, માયા, પાપેચ્છા, અને મિથ્યાદૃષ્ટિ વગેરે દુર્ગુણો નાશ પામ્યા નથી તે શ્રમણ યોગ્ય માર્ગે નથી ચાલતો એમ કહેવું જોઇએ. મટજ નામનું એક બેધારું શસ્ત્ર હોય છે. તે ચીવર અને શરીરની વચ્ચે ટાંગીને પોતાનું શરીર કાપતો ફરનાર ( મૂર્ખ ) માણસની જેવો આ ભિક્ષુ છે, સંઘાટિ ( ચીવર ) ઓઢવાથી, નગ્ન રહેવાથી, શરીર ઉપર ધૂળ ચોળવાથી, ત્રિકાલસ્નાન કરવાથી, વૃક્ષની નીચે રહેવાથી, ખુલ્લી જગ્યામાં રહેવાથી, ઉપોષણથી, મંત્ર બોલવાથી અથવા જટા ધારણ કરવાથી શ્રમણત્વ આવતું

નથી. આ બાહ્ય ઉપચારોથી જ જો અભિધ્યા, વ્યાપાદ વગેરે દુર્ગુણો નાશ પામતા હોત તો તો સગાંવહાલાં અને આપ્ત જનોએ આ બાહ્ય ચિહ્નો જન્મથી જ મનુષ્યને વળગાડી દેવાનો પ્રયત્ન કર્યો હોત, અને તે જ ધારણ કરવાનો મનુષ્યને ઉપદેશ આપત. પણ અભિધ્યા વગેરે દુર્ગુણો આ બાહ્ય ચિહ્નોથી નાશ પામતા નથી; માટે એ ચિહ્નોથી શ્રમણ નથી થવાતુ એમ હું કહું છું

"પણ જેના અભિધ્યાદિ ગુણો નાશ પામ્યા હોય તે આ બધા દુર્ગુણોથી મુક્ત થઈને, એ બધા ગુણોથી મુક્ત થયો છું એવું જાણે છે, અને તેથી આનંદ પામે છે. આનંદને લીધે પ્રીતિ, પ્રીતિને લીધે પ્રસ્રબ્ધિ, પ્રસ્રબ્ધિથી સુખ, અને સુખને લીધે તેનું ચિત્ત એકાગ્ર થાય છે. તે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવના કરીને એ ભાવનાથી સર્વ વ્યાપ્ત કરે છે. જેમ કોઈ ઉત્તમ તળાવ ઉપર ચારે બાજુથી માણસો આવીને શ્રમપરિહાર કરે છે અને તૃષાનું શમન કરે છે, તેમ ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર એ ચારે કુળમાથી તથાગતના ધર્મમા આવેલાં માણસો મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવનાથી ચિત્તની શાંતિ મેળવે છે. આ માણસો શ્રમણને શોભે એવે રસ્તે ચાલનારા છે એમ હું કહું છું. ગમે તે કુળમાથી નીકળીને જે માણસ પ્રવ્રજ્યા લઈને આસવોનો ક્ષય કરે છે અને પ્રજ્ઞાવિમુક્તિ મેળવે છે તે જ ખરો શ્રમણ છે."

આમ ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચૂળઅસ્સપુરસુત્ત સમાપ્ત

વગ્ગ ચોથો સમાપ્ત

## વગ્ગ પાંચમો

### ૪૧

### સાલેય્યકસુત્ત

એવું મે સાભળ્યું છે. એકવાર ભગવાન મોટા ભિક્ષુસંઘને સાથે લઈને કોસલ દેશમા પ્રવાસ કરતા હતા. તેઓ એકવાર શાલા નામના બ્રાહ્મણગ્રામ પાસે આવ્યા. ત્યાના બ્રાહ્મણો ભગવાનની કીર્તિ સાભળીને તેમને મળવા માટે ગયા. તેમાના કેટલાક ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ બેઠા, કેટલાક કુશળસમાચાર પૂછીને એક બાજુએ બેઠા, કેટલાક અંજલિ જોડીને એક બાજુએ બેઠા, કેટલાક પોતાનું નામ ગોત્ર વગેરે જણાવીને એક બાજુએ બેઠા, અને કેટલાક મૌન રાખીને જ એક બાજુએ બેઠા. બધા બેસી ગયા પછી તેઓએ ભગવાનને પૂછ્યું, “હે ગોતમ, કેટલાક પ્રાણીઓ મરણ પછી સ્વર્ગમા જાય છે અને કેટલાક નરકમાં જાય છે, એનું શું કારણ?”

ભગવાન—" અધર્માચરણ અને અન્યાય્યાચરણથી માણસ દુર્ગતિએ જાય છે, અને ધર્માચરણ તેમજ ન્યાય્યાચરણથી માણસ સુગતિએ જાય છે."

બ્રા૦–" આ આપના સંક્ષિપ્ત ભાષણનો વિસ્તારપૂર્વક અર્થ આપશો તો કૃપા થશે."

ભગ૦–" હે ગૃહસ્થો, કોઈ માણસ પ્રાણઘાત કરે છે, ચોરી કરે છે, વ્યભિચાર કરે છે; આમ ત્રણ રીતે તે શરીરથી અધાર્મિક અને અન્યાય્ય આચરણ કરે છે. તે ખોટું બોલે છે, ચાડી ખાય છે, ગાળો ભાંડે છે અને વૃથા બબડાટ કરે છે; આ ચાર રીતે તે વાચાથી અધાર્મિક અને અન્યાય્ય આચરણ કરે છે. તે પરવિત્તનું ચિંતન કરે છે, પારકાનો દ્વેષ કરે છે, અને નાસ્તિક થાય છે; આ ત્રણ રીતે તે મનથી અધાર્મિક અન્યાય્ય આચરણ કરે છે. આવા પાપકર્મો કરવાથી માણસ મૃત્યુ પામ્યા પછી દુર્ગતિ પામે છે.

" પણ કોઈ માણસ પ્રાણઘાત નથી કરતો, ચોરી નથી કરતો, અને પરદારાગમન નથી કરતો; આ ત્રણ રીતે તે દેહથી ધાર્મિક અને ન્યાય્ય આચરણ કરે છે. તે અસત્ય નથી બોલતો, ચાડી નથી ખાતો, ગાળો નથી ભાંડતો, અને વૃથા બબડાટ નથી કરતો; આ ચાર રીતે તે વાચાથી ધાર્મિક અને ન્યાય્ય આચરણ કરે છે. તે અભિધ્યા, વ્યાપાદ (દ્વેષ) અને નાસ્તિકતામાંથી વિરત થાય છે; આ ત્રણ રીતે તે મનથી ધાર્મિક આચરણ કરે છે. આવી જાતનાં પુણ્યકર્મો કરવાથી પ્રાણી મૃત્યુ પછી સુગતિએ જાય છે, સ્વર્ગે જાય છે.

" જો કોઈ ધર્મચારી, ન્યાય્ય આચરણ કરવાવાળો માણસ મૃત્યુ પછી મોટા ક્ષત્રિયકુળમાં, બ્રાહ્મણકુળમાં, ગૃહપતિકુળમાં

કે ચાતુર્મહારાજાદિક દેવલોકમાં જન્મ લેવાની ઇચ્છા કરે, તો મરણ પછી તે તે કુળમાં અથવા તે તે દેવલોકમાં જન્મી શકે એ સંભવનીય છે. તે આસવોનો ક્ષય કરીને પ્રજ્ઞાવિમુક્તિ નામની ચિત્તની વિમુક્તિ ઇહલોકમા જ પ્રાપ્ત કરવાનો જો વિચાર કરે તો તેને માટે શક્ય છે."

આ સાભળી શાલાવાસી બ્રાહ્મણોએ ભગવાનને કહ્યું, "હે ગોતમ, આપનો ઉપદેશ ખૂબ સુંદર છે. જેમ કોઈ ઊંધું વાળેલું વાસણ સવળું કરે, ઢાંકેલી વસ્તુ ખુલ્લી કરે, માર્ગ બતાવે, અથવા રૂપો જોઈ શકે એ હેતુથી અંધારામા કોઈ મશાલ પેટાવે એવી રીતે અનેક પ્રકારે આપે ધર્મને પ્રકાશિત કર્યો છે. અમે આપને, ધર્મને અને સંઘને શરણે જઈએ છીએ. અમે આજથી યાવજ્જીવ આપના ઉપાસક છીએ એમ સમજજો."

સાલેય્યકસુત્ત સમાપ્ત

## ૪૨

# વેરંજકસુત્ત

એવું મેં સાભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે શ્રાવસ્તીમાં વેરંજક બ્રાહ્મણ ગૃહપતિઓ કંઈ કારણસર રહેતા હતા તે ભગવાનની કીર્તિ સાંભળીને તેમને મળવા માટે ગયા. ...વગેરે બધું આગલા સૂત્ર મુજબ જ. તેમાં ભગવાન સાલેય્યક બ્રાહ્મણોને ઉદ્દેશીને ઉપદેશ આપે છે, અને અહીં વેરંજક બ્રાહ્મણોને ઉદ્દેશીને એ ઉપદેશ આપેલો છે, એટલો જ ફેર.

વેરંજકસુત્ત સમાપ્ત

## ૪૩

# મહાવેદલ્લસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે આયુષ્માન મહાકોટ્ઠિત સાંજને વખતે ધ્યાનસમાધિ આટોપીને આયુષ્માન સારિપુત્ત પાસે ગયા અને કુશલસમાચાર પૂછીને એક બાજુએ બેઠા પછી બોલ્યા, "આયુષ્મન્, દુષ્પ્રજ્ઞ એટલે શું ?"

સારિપુત્ત—"જાણતો નથી માટે દુષ્પ્રજ્ઞ. શું નથી જાણતો ? આ દુઃખ છે, આ દુઃખનો સમુદય છે, આ દુઃખનો નિરોધ છે, અને આ દુઃખનિરોધનો માર્ગ છે એ નથી જાણતો માટે તેને દુષ્પ્રજ્ઞ કહેવામાં આવે છે."

સારિપુત્તના ભાષણનું અભિનંદન કરીને મહાકોટ્ઠિત બોલ્યા, "પ્રજ્ઞાવાન કઈ રીતે થાય છે ?"

સારિપુત્ત–"જાણે છે માટે તેને પ્રજ્ઞાવાન કહે છે. શું જાણે છે? આ દુઃખ છે, આ દુઃખનો સમુદય છે, આ દુઃખનિરોધ છે, અને આ દુઃખનિરોધનો માર્ગ છે એમ જાણે છે માટે તે પ્રજ્ઞાવાન કહેવાય છે."

મહાકોટ્ઠિત–"વિજ્ઞાન એટલે શું?"

સારિપુત્ત–"સુખ, દુઃખ અને ઉપેક્ષા વેદના જાણે છે માટે તે વિજ્ઞાન કહેવાય છે."

મહા૦–"પ્રજ્ઞા અને વિજ્ઞાન ભિન્ન છે કે એક છે? એમાનો ભેદ બતાવી શકાય?"

સારિ૦–"પ્રજ્ઞા અને વિજ્ઞાન એ એક ધર્મો હોવાથી તેમાંનો ભેદ બતાવી નહિ શકાય."

મહા૦–"તો પછી તેમાં વિશિષ્ટતા શું?"

સારિ૦–"પ્રજ્ઞા ભાવનાર્હ છે અને વિજ્ઞાન એ જાણવા-યોગ્ય છે, એ જ તેમાં વિશિષ્ટતા છે."

મહા૦–"વેદના એટલે શું?"

સારિ૦–"સુખ, દુઃખ અને ઉપેક્ષા એ ત્રણ વેદના છે."

મહા૦–"સંજ્ઞા એટલે શું?"

સારિ૦–"ભૂરું, પીળું વગેરે ભેદ જેનાથી જાણી શકાય છે તે સંજ્ઞા."

મહા૦–"આ બન્નેનું પૃથક્કરણ કરી શકાય ખરું? અને તેમાનો ભેદ બતાવી શકાય ખરો?"

સારિ૦–"ના. વેદના અને સંજ્ઞા એ એટલા બધાં મિશ્રિત છે કે તેમાનો ભેદ બતાવી શકાય નહિ."

મહા૦–"અનાસક્ત પુરુષે પાંચ ઇંદ્રિયો પરિશુદ્ધ કરીને મનોવિજ્ઞાનથી શું જાણવું?"

સારિ૦—" તેણે આકાસાનંચાયતન, વિઞ્ઞાણંચાયતન, અને આકિંચઞ્ઞાયતન જાણવું."

મહા૦—" પણ એ તે શી રીતે જાણે છે?"

સારિ૦—" તે પ્રજ્ઞાચક્ષુથી જાણે છે."

મહા૦—" પ્રજ્ઞાની શા માટે જરૂર છે?"

સારિ૦—" અભિજ્ઞા, પરિજ્ઞા અને પ્રહાણ (આસવોનો નાશ) માટે પ્રજ્ઞાની જરૂર છે."

મહા૦—" કયા કારણોથી સમ્યગ્દૃષ્ટિ થવાય?"

સારિ૦—" બીજાનો ઉપદેશ અને યોગ્ય વિચાર એ બે કારણોથી."

મહા૦—" કયા અંગોથી સમ્યગ્દૃષ્ટિને મદદ કરી હોય તો તે ચેતોવિમુક્તિફલદાયક અને પ્રજ્ઞાવિમુક્તિફલદાયક થાય?"

સારિ૦—" શીલ, શ્રુત, ધાર્મિક સંભાષણ, સમાધિ અને વિપસ્સના એ પાંચ અંગોની મદદથી સમ્યગ્દૃષ્ટિ ચેતોવિમુક્તિને અને પ્રજ્ઞાવિમુક્તિને ફલદાયક થાય છે."

મહા૦—" ભવ કેટલા છે?,'

સારિ૦—"ભવ ત્રણ છેઃ કામભવ, રૂપભવ અને અરૂપભવ."

મહા૦—" પુનર્ભવ કઈ રીતે પ્રાપ્ત થાય છે?"

સારિ૦—" અવિદ્યાના આવરણથી ઢંકાયેલા અને તૃષ્ણાના સંયોજનથી બદ્ધ થયેલા પ્રાણીઓનો પુનર્ભવ થાય છે."

મહા૦—" પણ શેનાથી પુનર્ભવ પ્રાપ્ત ન થાય?"

સારિ૦—" અવિદ્યામાંથી વિરક્તિ, વિદ્યાનું ઉત્પાદન, અને તૃષ્ણાના નિરોધથી પુનર્ભવ પ્રાપ્ત થતો નથી."

મહા૦—" પ્રથમધ્યાન કયું?"

સારિ૦—" કોઇ ભિક્ષુ વિષયોમાંથી અને અકુશલ વિચારો-

માંથી વિરત થઈને વિતર્કવિચારસહિત એકાન્તમાંથી ઉત્પન્ન થયેલ પ્રીતિસુખવાળું પ્રથમધ્યાન પ્રાપ્ત કરે છે. આને જ પ્રથમધ્યાન કહે છે."

મહા૦–"પ્રથમધ્યાનના અંગો કયા કયાં ?"

સારિ૦–"પ્રથમધ્યાનનાં પાચ અંગો છે : વિતર્ક, વિચાર, પ્રીતિ, સુખ અને ચિત્તની એકાગ્રતા."

મહા૦–"પ્રથમધ્યાનમા કયા અંગો નાશ પામે છે, અને તે કયા અંગોથી યુક્ત હોય છે ?"

સારિ૦–"પાચ અંગો પ્રથમધ્યાન વખતે નાશ પામે છે : કામચ્છંદ, વ્યાપાદ, થીનમિદ્ધ, ઉદ્ધચ્ચકુક્કુચ્ચ અને વિચિકિચ્છા, અને વિતર્ક, વિચાર, પ્રીતિ, સુખ અને ચિત્તની એકાગ્રતા એ પાચ અંગોથી પ્રથમધ્યાન યુક્ત હોય છે."

મહા૦–"ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જીહ્વા અને કાય એ પાચે ઇંદ્રિયો પોતાના વિષયોનો અનુભવ લે છે; એકના વિષયનો બીજાથી અનુભવ લેવાતો નથી; પણ એ બધી ઇંદ્રિયોના વિષયનો અનુભવ કોણ લે છે ?"

સારિ૦–"મન એ ઇંદ્રિયોનું પ્રતિશરણ છે. મન જ તેમના વિષયોનો અનુભવ લે છે."

મહા૦–"આ પાચ ઇંદ્રિયો શેના ઉપર અવલંબી રહે છે ?"

સારિ૦–"આયુષ્ય ઉપર તે અવલંબે છે."

મહા૦–"આયુષ્ય શેના ઉપર અવલંબે છે ?"

સારિ૦–"આયુષ્ય ઉષ્ણતા ઉપર અવલંબે છે."

મહા૦–"અને ઉષ્ણતા શેના ઉપર અવલંબે છે ?"

સારિ૦–"ઉષ્ણતા આયુષ્ય ઉપર અવલંબે છે."

મહા૦–"આપના આ કહેવાનો અર્થ હું બરાબર સમજ્યો નહિ."

સારિ૦—" એક ઉદાહરણ આપું. ઉદાહરણથી પણ સુજ્ઞ પુરુષો ભાષણનો અર્થ સમજે છે. જેમ બળતા દીવાની વાટથી આભા (પ્રકાશ) દેખાય છે, અને આભાથી વાટ દેખાય છે, તેમ આયુષ્ય અને ઉષ્ણતા એકબીજા ઉપર અવલંબે છે."

મહા૦—" આયુસ્સંસ્કાર અને વેદનીય ધર્મો એક છે કે જુદાજુદા ?"

સારિ૦—" તે જુદાજુદા છે. જો તે એક હત તો સંજ્ઞાવેદયિતનિરોધ પ્રાપ્ત કરેલો ભિક્ષુ ફરી પાછો પૂર્વસ્થિતિને પ્રાપ્ત કરી શકે નહિ."

મહા૦—" આ શરીર જ્યારે નિશ્ચેષ્ટ થાય છે, મૃત થાય છે ત્યારે તેના કયાકયા ધર્મો નાશ પામે છે ?"

સારિ૦—" આયુષ્ય, ઉષ્ણતા અને વિજ્ઞાન એ ત્રણ ધર્મો નાશ પામે છે."

મહા૦—" મૃત માણસમા અને સંજ્ઞાવેદયિતનિરોધ પામેલા માણસમા શો ફેર ?"

સારિ૦—" મૃત માણસના કાયસંસ્કાર નિરોધ પામે છે, વાક્‌સંસ્કાર નિરોધ પામે છે, ચિત્તસંસ્કાર નિરોધ પામે છે, નષ્ટ થાય છે, ઉષ્ણતા નાશ પામે છે, અને ઇંદ્રિયો વિલય પામે છે. સંજ્ઞાવેદયિતનિરોધ પામેલા માણસના કાયસંસ્કાર, વાક્‌સંસ્કાર અને ચિત્તસંસ્કાર નિરોધ પામે છે, પરંતુ આયુષ્ય નષ્ટ થતું નથી, ઉષ્ણતા નાશ પામતી નથી, અને ઇંદ્રિયો પ્રસન્ન હોય છે. આ બન્ને વચ્ચે ફેર છે.

મહા૦—" સુખદુઃખવિરહિત ચિત્તવિમુક્તિ ( ચતુર્થધ્યાન ) પ્રાપ્ત થવાના કયા કારણો છે ?"

સારિ૦—" કોઇ ભિક્ષુ સુખ અને દુઃખનું પ્રહાણ (નાશ)

કરીને તથા સૌમનસ્ય અને દૌર્મનસ્યનો અસ્ત કરીને ઉપેક્ષાથી અને સ્મૃતિથી પરિશુદ્ધ એવું ચતુર્થધ્યાન પ્રાપ્ત કરે છે. આ ચાર પ્રત્યયો સુખદુઃખવિરહિત ચિત્તવિમુક્તિના કારણભૂત છે."

મહા૦-" અનિમિત્ત ચિત્તવિમુક્તિ કયાં કારણોથી થાય છે ?"

સારિ૦-" બે કારણોથી અનિમિત્ત ચેતોવિમુક્તિનો લાભ થાય છે: બીજાં બધાં નિમિત્તોને મનમાં ન આવવા દેવાં, અને અનિમિત્ત ધાતુમાં ચિત્ત પરોવવું."

મહા૦-' કયા કારણોથી અનિમિત્ત ચેતોવિમુક્તિ સ્થિર થાય છે ?"

સારિ૦-" ત્રણ કારણોથી અનિમિત્ત ચેતોવિમુક્તિ સ્થિર થાય છે: બીજાં બધા નિમિત્તો મનમાં ન લાવવાથી, અનિમિત્ત ધાતુમાં જ ચિત્ત પરોવવાથી, અને પૂર્વના અભિસંસ્કારોથી."

મહા૦-" કયાં કારણોથી અનિમિત્ત ચેતોવિમુક્તિમાંથી ઉત્થાન થાય છે ?"

સારિ૦-" બીજાં બધાં નિમિત્તો મનમાં લાવવાથી અને અનિમિત્ત ધાતુ તરફ લક્ષ ન દેવાથી; આ બે કારણોથી અનિમિત્ત ચેતોવિમુક્તિમાંથી ઉત્થાન થાય છે."

મહા૦-"અપ્રમાણ ચેતોવિમુક્તિ, આકિંચન્યા ચેતોવિમુક્તિ, શૂન્યતા ચેતોવિમુક્તિ અને અનિમિત્તા ચેતોવિમુક્તિ એ ચારે એકાર્થી છે કે ભિન્નાર્થી છે ?"

સારિ૦-" એક અર્થમાં તે એકાર્થી છે. કોઈ ભિક્ષુ મૈત્રીમય ચિત્તથી ચારે દિશા વ્યાપ્ત કરે છે, કરુણામય ચિત્તથી, મુદિતામયચિત્તથી—પે૦—ઉપેક્ષામય ચિત્તથી ચારે દિશા વ્યાપ્ત કરે છે; આને અપ્રમાણ ચેતોવિમુક્તિ કહે છે. કોઈ ભિક્ષુ

સર્વ પ્રકારે વિઞ્ઞાણંચાયતનનો સમતિક્રમ કરીને કશું જ નથી એવી બુદ્ધિથી આકિંચઞ્ઞાયતન પ્રાપ્ત કરે છે; આને આકિંચન્ય ચેતોવિમુક્તિ કહે છે કોઈ ભિક્ષુ એકાન્તમા એવો વિચાર કરે છે કે આત્મા અને આત્મીયના અર્થમા તો સર્વ વસ્તુજાત શૂન્ય છે; આને શૂન્યતા ચેતોવિમુક્તિ કહે છે. કોઈ ભિક્ષુ બીજાં બધા નિમિત્તો મનમા ન લાવતા અનિમિત્ત ચિત્તસમાધિ પ્રાપ્ત કરે છે; આને અનિમિત્ત ચેતોવિમુક્તિ કહે છે. આવી રીતે આ ચારે ચેતોવિમુક્તિ ભિન્ન છે એમ ગણવું જોઈએ. પણ રાગ, દ્વેષ અને મોહ એ ધર્મો પ્રમાણકર છે; અરહન્તના આ ધર્મો નષ્ટ થયા છે માટે તેની ચેતોવિમુક્તિને અપ્રમાણ ચેતોવિમુક્તિ કહી શકાય. કારણકે તે બધી અપ્રમાણ ચેતો-વિમુક્તિમા શ્રેષ્ઠ છે. તે જ રાગ, દ્વેષ, મોહથી શૂન્ય છે માટે તે શૂન્યતા છે; માટે તે શૂન્યતા ચેતોવિમુક્તિ કહી શકાય. રાગ, દ્વેષ અને મોહને કિંચન કહે છે; તેનાથી તે વિમુક્ત હોવાથી આકિંચન્ય ચેતોવિમુક્તિ કહેવાય છે રાગ, દ્વેષ અને મોહ એ નિમિત્તકર ધર્મો છે; તેનાથી તે વિમુક્ત હોવાથી તે અનિમિત્ત ચેતોવિમુક્તિ પણ કહી શકાય છે આ રીતે આ ચર ચેતો-વિમુક્તિ એકાર્થી છે."

આમ આયુષ્માન સારિપુત્ત બોલ્યો. આયુષ્માન મહાકોટ્ઠિતે આયુષ્માન સારિપુત્તના ભાષણનુ અભિનંદન કર્યું

મહાવેદલ્લસુત્ત સમાપ્ત

૪૪

## ચૂળવેદલ્લસુત્ત

એવું મે સાંભળ્યુ છે. એકવાર બુદ્ધ ભગવાન રાજગૃહના વેળુવનમા કલંદકનિવાપમા રહેતા હતા. તે વખતે વિસાખ ઉપાસક ધમ્મદિન્ના ભિક્ષુણી પાસે ગયો અને તેને વંદન કરીને એક બાજુએ બેઠો અને બોલ્યો, "હે આર્યે, સત્કાય (આત્મા) કયો ?"

ધમ્મદિન્ના–"આયુષ્મન્ વિસાખ, પાંચ ઉપાદાનસ્કંધને ભગવાને સત્કાય નામ આપ્યું છે."

વિસાખે ધમ્મદિન્નાના ભાષણનુ અભિનંદન કરીને વળી આગળ પ્રશ્ન પૂછયો, "સત્કાયનો સમુદય કેમ થાય છે ?"

ધમ્મદિન્ના–"ફરીફરી ઉત્પન્ન થનારી અને જ્યાંત્યાં આનંદ પામનારી તૃષ્ણામાથી સત્કાયનો સમુદય થાય છે એમ ભગવાને કહેલુ છે."

વિસાખ–"ભગવાનના કહેવા મુજબ સત્કાયનો નિરોધ કઈ રીતે થાય છે ?"

ધમ્મદિન્ના–" આ તૃષ્ણાનો અશેષ નાશ કરવાથી સત્કાયનો નિરોધ થાય છે એમ ભગવાને કહ્યું છે."

વિસાખ–"ભગવાને સત્કાયનિરોધનો માર્ગ કયો બતાવ્યો છે?"

ધમ્મદિન્ના–" સમ્યગ્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યગ્ વાચા સમ્યક્ કર્માન્ત, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ આ આર્ય અષ્ટાંગિક માર્ગ એ જ સત્કાયનિરોધનો માર્ગ છે એમ ભગવાને કહ્યું છે."

" વિસાખ–" ઉપાદાન અને ઉપાદાનસ્કંધ ભિન્ન છે કે એક જ છે?"

ધમ્મદિન્ના–" તે ભિન્ન પણ નથી અને એક પણ નથી. પણ ઉપાદાનસ્કંધ ઉપરની આસક્તિ જ ઉપાદાન કહેવાય છે."

વિસાખ–" સત્કાયદૃષ્ટિ કેમ થાય છે?"

ધમ્મદિન્ના–કોઈ અવિદ્વાન સામાન્ય માણસ આર્યોની મુલાકાત લેતો નથી, આર્યધર્મ જાણતો નથી, આર્યધર્મથી વિનીત થતો નથી. રૂપ એ આત્મા છે, આત્મા રૂપવાન છે એમ તે સમજે છે; આત્મામા રૂપ છે અથવા રૂપમા આત્મા છે એમ તે સમજે છે. વેદના એ આત્મા છે, આત્મા વેદનાવાન છે; આત્મામાં વેદના છે અથવા વેદનામા આત્મા છે એમ તે સમજે છે. સંજ્ઞા એ આત્મા છે, આત્મા સંજ્ઞાવાન છે; આત્મામા સંજ્ઞા છે અથવા સંજ્ઞામા આત્મા છે એમ તે સમજે છે. સંસ્કાર એ આત્મા છે, આત્મા સંસ્કારવાન છે; આત્મામાં સંસ્કાર છે અથવા સંસ્કાર આત્મા છે એમ તે સમજે છે. વિજ્ઞાન એ આત્મા છે, આત્મા વિજ્ઞાનવાન છે; આત્મામા વિજ્ઞાન છે અથવા વિજ્ઞાનમા આત્મા છે એમ તે સમજે છે. આ રીતે તે સત્કાયદૃષ્ટિ થાય છે."

વિસાખ–"કોઈ ભિક્ષુ સત્કાયદષ્ટિ કઈ રીતે નથી થતો?"

ધમ્મદિન્ના–"આર્યોની મુલાકાત લેનારો, આર્યધર્મમાં કુશલ અને આર્યધર્મથી વિનીત, વિદ્વાન આર્યશ્રાવક રૂપ આત્મા છે વગેરે વિચાર કરતો નથી. આ રીતે તે સત્કાયદષ્ટિ થતો નથી."

વિસાખ–"હે આર્યે, આર્ય અષ્ટાંગિક માર્ગ કયો?"

"ધમ્મદિન્ના–"સમ્યગ્ દષ્ટિ–પે૦–સમ્યક્ સમાધિ, એ જ આર્ય અષ્ટાંગિક માર્ગ છે.

વિસાખ–"તે સંસ્કૃત છે કે અસંસ્કૃત છે?"

ધમ્મદિન્ના–"તે સંસ્કૃત છે."

વિસાખ–"ત્રણ સ્કંધોથી આર્ય અષ્ટાંગિક માર્ગનો સંગ્રહ થાય છે કે આર્ય અષ્ટાંગિક માર્ગથી ત્રણ સ્કંધનો સંગ્રહ થાય છે?"

ધમ્મદિન્ના–"આર્ય અષ્ટાંગિક માર્ગથી ત્રણ સ્કંધનો સંગ્રહ નથી થતો, પરંતુ ત્રણ સ્કંધથી જ આર્ય અષ્ટાંગિક માર્ગનો સંગ્રહ કરાય છે. શીલસ્કંધથી સમ્યગ્ વાચા, સમ્યક્ કર્માન્ત, અને સમ્યક્ આજીવનો સગ્રહ થાય છે; સમાધિસ્કંધથી સમ્યગ્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિનો સંગ્રહ થાય છે; પ્રજ્ઞાસ્કંધથી સમ્યગ્ દષ્ટિ અને સમ્યક્ સંકલ્પનો સંગ્રહ થાય છે."

વિસાખ–"હે આર્યે, સમાધિ કઈ? સમાધિનાં નિમિત્તો, સમાધિપરિષ્કાર અને સમાધિભાવના કઈ?"

ધમ્મદિન્ના–"ચિત્તની જે એકાગ્રતા છે તે જ સમાધિ છે, ચાર સતિપટ્ઠાનો એ સમાધિના નિમિત્તો છે, ચાર સમ્મપ્પધાનો એ સમાધિના પરિષ્કારો છે, અને આ મનોધર્મોની ભાવના એ સમાધિભાવના છે.

વિ૦–" હે આર્યે, સંસ્કાર કેટલા પ્રકારના છે ? "

ધ૦–" સંસ્કાર ત્રણ પ્રકારના છેઃ કાયસંસ્કાર, વાચા-સંસ્કાર અને ચિત્તસંસ્કાર. "

વિ૦–" કાયસંસ્કાર કોને કહેવાય, વાચાસંસ્કાર કોને કહેવાય અને ચિત્તસંસ્કાર કોને કહેવાય ? "

ધ૦–" આશ્વાસપ્રશ્વાસ એ કાયસંસ્કાર, વિતર્ક અને વિચાર એ વાચાસંસ્કાર, અને સંજ્ઞા તથા વેદના એ ચિત્તસંસ્કાર છે."

વિ૦–" તે એમ કેમ ? "

ધ૦–" કારણકે આશ્વાસ અને પ્રશ્વાસ એ કાયિક છે અને કાયપ્રતિબદ્ધ છે, માટે તેમને કાયસંસ્કાર કહે છે. પ્રથમ વિતર્ક ઉત્પન્ન થાય છે અને પછી શબ્દ નીકળે છે, માટે વિતર્કવિચારોને વાચાસંસ્કાર કહેવામાં આવે છે. સંજ્ઞા અને વેદના એ કેવળ ચિત્તના ધર્મ છે અને તે ચિત્ત ઉપર અવલંબી રહે છે, માટે તેને ચિત્તસંસ્કાર કહેવામાં આવે છે. "

વિ૦–" સંજ્ઞાવેદયિતનિરોધસમાપત્તિ કેમ મેળવાય ? "

ધ૦–" આયુષ્મન્ વિશાખ, સંજ્ઞાવેદયિતનિરોધ પ્રાપ્ત કરી લેનાર ભિક્ષુને, 'હું આ (સમાધિ) સમાપત્તિ મેળવીશ, મેળવું છું અથવા મેળવી એમ લાગતું નથી. પણ અગાઉથી જ તેના ચિત્તની એવી તૈયારી થાય છે કે તેને તે સમાપત્તિ આપોઆપ જ પ્રાપ્ત થાય છે. "

વિ૦–" એ સમાપત્તિમાં પ્રવેશ કરનારા ભિક્ષુના કયા મનોધર્મો પહેલા નિરોધ પામે છે ? "

ધ૦–" તેનો વાચાસંસ્કાર પ્રથમ નિરોધ પામે છે; પછી કાયસંસ્કાર, અને તે પછી ચિત્તસંસ્કાર નિરોધ પામે છે. "

વિ૦–" એ સમાપત્તિમાંથી તે કઈ રીતે ઊઠે છે ? "

ધ૦–"ને સમાપત્તિમા પ્રવેશ કરેલા ભિક્ષુને, હું તે સમાપત્તિમાથી ઊઠીશ, ઊઠું છું કે ઊઠયો, એમ લાગતું નથી. પણ અગાઉ જ તેના ચિત્તની એવી તૈયારી થાય છે કે તે આપોઆપ જ તે સમાપત્તિમાથી ઊઠે છે."

વિ૦–"તે સમાપત્તિમાથી ઊઠેલા ભિક્ષુમા કયા મનોધર્મો પ્રથમ ઉત્પન્ન થાય છે?"

ધ૦–"તેના મનમાં ચિત્તસંસ્કાર પ્રથમ ઉત્પન્ન થાય છે; પછી કાયસંસ્કાર અને પછી વાચાસંસ્કાર ઉત્પન્ન થાય છે."

વિ૦–"તે સમાપત્તિમાથી ઊઠેલા ભિક્ષુમા કેટલા ચિત્ત-સ્પર્શો ઉત્પન્ન થાય છે?"

ધ૦–"તેને ત્રણ ચિત્તસ્પર્શો ઉત્પન્ન થાય છે: શૂન્યતા સ્પર્શ, અથવા અનિમિત્ત સ્પર્શ અથવા અપ્રણિહિત સ્પર્શ."

વિ૦–""તેનુ ચિત્ત કઈ બાજુએ વળે છે?"

ધ૦–"તેનું ચિત્ત વિવેક તરફ વળે છે. (નિર્વાણ તરફ વળે છે.)"

વિ૦–"વેદના કેટલા પ્રકારની છે?"

ધ૦–"વેદના ત્રણ છે: સુખા વેદના, દુ:ખા વેદના, અને અદુ:ખમસુખા વેદના.

વિ૦–"તે ત્રણેની વ્યાખ્યા શી છે?"

ધ૦–"જે કાયિક કે માનસિક સુખ હોય તે સુખા વેદના, જે કાયિક કે માનસિક દુ:ખ હોય તે દુ:ખા વેદના, અને જે કાયિક કે માનસિક સુખ પણ નહિ અને દુ:ખ પણ નહિ તે અદુ:ખમસુખા વેદના છે."

વિ૦–"સુખા વેદના સુખદ કેમ થાય છે અને દુ:ખદ કેમ થાય છે? દુ:ખા વેદના દુ:ખદ કેમ થાય છે અને સુખદ

કેમ થાય છે ? અદુઃખમસુખા વેદના સુખદ કેમ થાય છે અને દુઃખદ કેમ થાય છે ?"

ધ૦–" સુખા વેદના જ્યાં સુધી હોય ( ચાલુ હોય ) ત્યાં સુધી સુખદ થાય છે, પણ તે બદલાય કે તરત જ દુઃખદ થાય છે. દુઃખા વેદના જ્યાં સુધી હોય ત્યાં સુધી દુઃખદ હોય છે, પણ તે બદલાય કે તરત જ સુખદ થાય છે. અદુઃખમસુખા વેદના જ્યાં સુધી તેનું જ્ઞાન હોય ત્યાં સુધી સુખદ થાય છે, પણ અજ્ઞાનથી દુઃખદ થાય છે."

વિ૦–" સુખા વેદનામા કયો અનુશય રહે છે ? દુઃખા વેદનામા કયો અનુશય અને અદુઃખમસુખા વેદનામા કયો અનુશય રહે છે ?

ધ૦–" સુખા વેદનામા રાગાનુશય રહે છે, દુઃખા વેદનામાં પ્રતિઘાનુશય રહે છે, અને અદુઃખમસુખા વેદનામા અવિદ્યાનુશય રહે છે."

વિ૦–" બધી જ સુખા વેદનામાં રાગાનુશય રહે છે ? બધી જ દુઃખા વેદનામાં પ્રતિઘાનુશય રહે છે ? અને બધી જ અદુઃખમસુખા વેદનામાં અવિદ્યાનુશય રહે છે ?"

ધ૦–" બધી જ સુખા વેદનામા રાગાનુશય રહેતો નથી, બધી જ દુઃખા વેદનામાં પ્રતિઘાનુશય રહેતો નથી, અને બધી જ અદુઃખમસુખા વેદનામાં અવિદ્યાનુશય રહેતો નથી."

વિ૦–" સુખા વેદનાને લીધે કોનો ત્યાગ કરવો ? દુઃખા વેદનાને લીધે કોનો ત્યાગ કરવો ? અને અદુઃખમસુખા વેદનાને લીધે કોનો ત્યાગ કરવો ?"

ધ૦–" સુખા વેદનાને લીધે રાગાનુશયનો ત્યાગ કરવો, દુઃખા વેદનાને લીધે પ્રતિઘાનુશયનો ત્યાગ કરવો, અને અદુઃખમસુખા વેદનાને લીધે અવિદ્યાનુશયનો ત્યાગ કરવો."

વિ૦–" બધી જ સુખા વેદનાને લીધે રાગાનુશયનો ત્યાગ કરી શકાય ખરો ? બધી જ દુઃખા વેદનાને લીધે પ્રતિઘાનુશયનો ત્યાગ કરી શકાય ખરો ? અને બધી જ અદુઃખમસુખા વેદનાને લીધે અવિદ્યાનુશયનો ત્યાગ કરી શકાય ખરો ?"

ધ૦–" ના, એમ નથી. કોઈ ભિક્ષુ કામવિકાર અને અકુશલ મનોવૃત્તિઓથી પૃથક્ થઈને —પે૦— પ્રથમધ્યાન પ્રાપ્ત કરે છે, અને તેને લીધે રાગાનુશયનો ત્યાગ કરે છે. બીજો ભિક્ષુ એવો વિચાર કરે છે કે આર્ય લોકો જે પદ પામે છે તે પદ મને ક્યારે મળશે ? તે શ્રેષ્ઠ પદની ઇચ્છાને લીધે એને દૌર્મનસ્ય ઉત્પન્ન થાય છે, અને તેનાથી તે પ્રતિઘાનુશયનો ત્યાગ કરે છે. બીજો કોઈ ભિક્ષુ ચતુર્થધ્યાન પ્રાપ્ત કરે છે અને તેનાથી તે અવિદ્યાનુશયનો ત્યાગ કરે છે."

વિ૦–' સુખા વેદનાનો પ્રતિભાગ ( સમાન પ્રતિસ્પર્ધી ) કયો ?"

ધ૦–' દુ:ખા વેદના સુખા વેદનાનો પ્રતિભાગ છે."

વિ૦–" અને દુઃખા વેદનાનો પ્રતિભાગ કયો ?"

ધ૦–" સુખા વેદના દુ:ખા વેદનાનો પ્રતિભાગ છે."

વિ૦–" અદુઃખમસુખા વેદનાનો પ્રતિભાગ કયો ?"

ધ૦–" અવિદ્યા એ તેનો પ્રતિભાગ છે."

વિ૦–" અને અવિદ્યાનો પ્રતિભાગ કયો ?"

ધ૦–" વિદ્યા એ અવિદ્યાનો પ્રતિભાગ છે."

વિ૦–" વિદ્યાનો પ્રતિભાગ કયો ?"

ધ૦–" વિમુક્તિ એ તેનો પ્રતિભાગ છે."

વિ૦–" વિમુક્તિનો પ્રતિભાગ કયો ?"

ધ૦–" નિર્વાણ એ વિમુક્તિનો પ્રતિભાગ છે."

વિ૦—"અને નિર્વાણનો પ્રતિભાગ કયો?"

ધ૦—"આયુષ્મન વિશાખ, તેં પ્રશ્નની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું. તું પ્રશ્નની મર્યાદા ન જાણી શક્યો. નિર્વાણ એ બ્રહ્મચર્યની સીમા છે. બ્રહ્મચર્યનું ધ્યેય નિર્વાણ છે. આ બાબતમાં જો તને શંકા રહેતી હોય તો તું ભગવાનને આ પ્રશ્ન પૂછી જો, અને ભગવાન તેનો જે નિકાલ આપે તે પ્રમાણે તું તેનો અર્થ સમજ."

તે પછી ધમ્મદિન્ના ભિક્ષુણીના ભાષણનું અભિનંદન કરીને અને તેને નમસ્કાર અને પ્રદક્ષિણા કરીને વિશાખ ભગવાન પાસે ગયો અને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો. એક બાજુએ બેઠો પછી ધમ્મદિન્ના સાથે થયેલું પોતાનું સંભાષણ તેણે ભગવાનને નિવેદિત કર્યું. ત્યારે ભગવાન બોલ્યા, "હે વિશાખ, ધમ્મદિન્ના ભિક્ષુણી પંડિતા અને મહાપ્રજ્ઞાવતી છે. આ પ્રશ્નો જો તું મને પૂછે તોપણ હું ધમ્મદિન્નાની જેમ જ તેના જવાબ આપીશ. એટલે તેણે આપેલા જવાબ બરાબર છે એમ તું સમજ."

એમ ભગવાન બોલ્યા. વિશાખ ઉપાસકે મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચૂળવેદલ્લસુત્ત સમાપ્ત

## ટીકા

**ધમ્મદિન્ના** એ પૂર્વાશ્રમમાં વિસાખની પત્ની હતી. તે ભિક્ષુણી કઈ રીતે થઈ તેની માહિતી 'બૌદ્ધસંઘનો પરિચય' ભાગ ૩ જો પૃ૦ ૪૬ માં આપેલી છે, ત્યા જોઈ લેવી.

સંસ્કૃત—સંસ્કૃત પદાર્થ એટલે સંસ્કારમય કે સંસ્કારમિશ્રિત પદાર્થ. અસંસ્કૃત એટલે જેમાં સંસ્કાર ન હોય એવા પદાર્થો. અટ્ઠકથાચાર્યના મત મુજબ આકાશ અને નિર્વાણ એ તે પદાર્થો છે.

પ્રથમધ્યાનને લીધે રાગાનુશયનો ત્યાગ કરે છે, એટલે પ્રથમધ્યાન-માં જે સુખા વેદના હોય છે તે રાગાનુશયનો નાશ કરનારી હોય છે. શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ માટે જે દૌર્મનસ્ય કે માનસિક દુઃખ થાય છે, તેનાથી પ્રતિઘાનુશયનો ત્યાગ કરી શકાય છે; બીજાં દૌર્મનસ્યને લીધે પ્રતિઘ (ક્રોધ) વધે છે. ચતુર્થધ્યાનમાની અદુઃખમસુખા વેદનાને લીધે અવિદ્યાનુશયનો ત્યાગ કરી શકાય છે. પણ અતિનિદ્રામા કે આળસમા જે અદુઃખમસુખા વેદના હોય છે તેનાથી અવિદ્યા (અજ્ઞાન) વધે છે.

ચૂળવેદલ્લસુત્તની ટીકા સમાપ્ત

## ૪૫

# ચૂળધમ્મસમાદાનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેત-વનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા:

" હે ભિક્ષુઓ, આ ચાર ધર્મસમાદાનો છે. તે કયાં? એક ધર્મસમાદાન વર્તમાનકાળમા સુખ આપે છે, પણ ભવિષ્ય-કાળમાં દુઃખકારક ફળ આપે છે. બીજું ધર્મસમાદાન વર્તમાન-કાળમાં દુઃખ દે છે, અને ભવિષ્યકાળમાં પણ દુઃખકારક ફળ આપે છે. ત્રીજું ધર્મસમાદાન વર્તમાનકાળમાં દુઃખ આપે છે, પરંતુ ભવિષ્યકાળમાં સુખકારક ફળ આપે છે અને ચોથું ધર્મ-સમાદાન વર્તમાનકાળમાં સુખ આપે છે, અને ભવિષ્યકાળમાં પણ સુખકારક ફળ આપે છે.

" હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં સુખ આપનારું અને ભવિષ્યકાળમાં દુઃખકારક ફળ આપનારું ધર્મસમાદાન કયું? એવા કેટલાક શ્રમણબ્રાહ્મણો છે કે જેઓ કામોપભોગમાં

દોષ માનતા નથી અને કામસુખમાં બદ્ધ થાય છે. તેઓ મૌલિબદ્ધ ( માથાના મધ્ય ભાગમાં જેમણે અંબોડો બાંધ્યો છે એવી ) પરિવ્રાજિકાઓ સાથે સહવાસ કરે છે, અને કહે છે કે જે શ્રમણબ્રાહ્મણો કામોપભોગમા ભવિષ્યકાળે ભય છે એમ સમજીને કામોપભોગનો ત્યાગ કરવાનું કહે છે તે શા માટે ? અમને તો આ તરુણ, કોમલ પરિવ્રાજિકાનો બાહુ-સંપર્ક અત્યત સુખકારક લાગે છે. આ રીતે તેઓ કામસુખમા બદ્ધ થાય છે, અને મૃત્યુ પછી નરકમાં પડે છે. ત્યા તેમને પ્રખર વેદનાઓ ભોગવવી પડે છે, અને તેઓ કહે છે કે આટલા માટે જ તે શ્રમણબ્રાહ્મણો કામોપભોગમા ભવિષ્યકાળે ભય જોઈને કામસુખનો ત્યાગ કરવાનું કહેતા હતા. તે કામ-સુખને લીધે અમે આ તીવ્ર વેદના ભોગવીએ છીએ.

" હે ભિક્ષુઓ, ગ્રીષ્મ ઋતુના છેલ્લા મહિનામા માલુવા લતાનું એક ફળ પાકીને ફૂટે, અને તેમાનું બીજ કોઈ શાલ-વૃક્ષના મૂળમા પડે, ત્યારે તે વૃક્ષ ઉપરના દેવને ભય અને ત્રાસ થાય. પણ તેના આપ્તમિત્રો ત્યાં એકઠા મળીને તેને કહે કે તું ભય પામતો નહિ. કદાચ આ માલુવાબીજને મોર ગળી જશે, મૃગ ખાઈ જશે, અગ્નિ બાળી નાખશે, વનચર ખોદી નાખશે, ઊધઈ લાગશે, અથવા તે ફળ જેમાથી ઉત્પત્તિ ન થાય એવું નીકળશે. પણ આમાંનું કંઈ જ ન થતા વસ્સાદ વરસ્યા પછી તે બીજને અંકુર ફૂટે અને તેમાથી તરુણ, મૃદુ, લટકતી એવી માલુવા લતા વધીને તે ઝાડ ઉપર ચડે. ત્યારે તે દેવને લાગે કે મારા આપ્તમિત્રો આ લતાનો આટલો બધો ભય કેમ બતાવતા હતા ? મને તો આ તરુણ અને મૃદુ માલુવા લતાનો સ્પર્શ અત્યંત સુખકારક

લાગે છે. અનુક્રમે તે માલુવા લતા તે શાલવૃક્ષને ઘેરીને ફેલાઈ જાય, અને તેની મોટીમોટી ડાળીઓને ભાગીને નીચે પાડે. ત્યારે તે દેવ કહેશે કે અરેરે, મારા આપ્તમિત્રો આ જ ભય મને કહેતા હતા. તે રીતે હે ભિક્ષુઓ, જેઓ કામસુખમાં ગરકાવ થઈને મરણ પછી નરકમાં જાય છે તેઓને કામ-સુખમાંથી ઉત્પન્ન થનારો ભય બરાબર સમજાય છે. તેમનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમાં સુખ આપે છે, પણ ભવિષ્યકાળમાં દુઃખકારક ફળ આપે છે.

"હે ભિક્ષુઓ, વર્તમાનકાળમા દુઃખ દેનારું અને ભવિષ્ય-કાળમા પણ દુઃખકારક ફળ દેનારું ધર્મસમાદાન કયું? આ જગતમા કોઈ માણસ નગ્ન થાય છે, આચારનો અવલંબ કરતો નથી [ વગેરે બારમા સુત્તમા વર્ણવ્યા પ્રમાણે ]. તે તે દેહ-દંડનને પરિણામે નરકમાં પડે છે. આ તેનું ધર્મસમાદાન વર્તમાનકાળમાં દુ:ખ દેનારું અને ભવિષ્યકાળમાં પણ દુઃખકારક ફળ દેનારું થાય છે.

"હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં દુ;ખ દેનારું અને ભવિષ્ય-કાળમા સુખકારક ફળ દેનારું ધર્મસમાદાન કયું? કોઈ માણસ મૂળથી જ તીવ્રકામી હોય છે. તે વારંવાર કામવિકારને લીધે ઉત્પન્ન થનારું દુઃખ અને દૌર્મનસ્ય અનુભવે છે. અથવા તે મૂળથી જ તીવ્રદ્વેષી હોય છે, અને વારંવાર દ્વેષમાથી ઉત્પન્ન થનારું દુઃખ અને દૌર્મનસ્ય અનુભવે છે. અથવા તે મૂળથી જ તીવ્રમોહી હોય છે, અને વારંવાર મોહમાંથી ઉત્પન્ન થનારું દુઃખ અને દૌર્મનસ્ય અનુભવે છે. આવી સ્થિતિમાં દુઃખથી અને દૌર્મનસ્યથી રોતાં રોતા પણ તે પરિપૂર્ણ, પરિશુદ્ધ બ્રહ્મ-ચર્યનું આચરણ કરે છે, અને મૃત્યુ પછી સુગતિએ જાય છે.

તેનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમાં દુઃખ દે છે, પણ ભવિષ્ય-કાળમાં સુખકારક ફળ આપે છે.

"હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં સુખ આપનારું અને ભવિષ્યકાળે પણ સુખકારક ફળ આપનારું ધર્મસમાદાન કયું? કોઈ મૂળથી જ તીવ્રકામી, તીવ્રદ્વેષી કે તીવ્રમોહી નથી હોતો; તે કામ, ક્રોધ કે મોહથી ઉત્પન્ન થનારું દુઃખ અને દૌર્મનસ્ય અનુભવતો નથી. અને ચારે ધ્યાનો પ્રાપ્ત કરીને મરણ પછી સુગતિએ જાય છે. તેનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમાં સુખ આપનારું અને ભવિષ્યકાળે પણ સુખકારક ફળ આપનારું થાય છે. આ પ્રમાણે આ ચારે ધર્મસમાદાનો સમજવાં"

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

ચૂળધમ્મસમાદાનસુત્ત સમાપ્ત

૪૬

## મહાધમ્મસમાદાનસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમા રહેતા હતા. તે વખતે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યાઃ

"હે ભિક્ષુઓ, મોટે ભાગે પ્રાણીઓની એવી ઇચ્છા હોય છે કે પોતાના અનિષ્ટ, અકાન્ત અને અમનાપ મનોધર્મો નષ્ટ થાય, અને ઇષ્ટ, કાન્ત અને મનાપ મનોધર્મો વૃદ્ધિગત થાય. તેઓની આવી ઇચ્છા હોય છે છતાં જે અનિષ્ટ મનોધર્મો હોય છે તે વૃદ્ધિગત થાય છે અને ઇષ્ટ મનોધર્મો નાશ પામે છે. તેનું કારણ શું હશે ?"

તે સમજાવવા માટે ભિક્ષુઓએ વિનંતિ કરી ત્યારે ભગવાન બોલ્યા—"હે ભિક્ષુઓ, કોઈ અજ્ઞ, આર્યોની મુલાકાત ન લેનારો, આર્યધર્મ ન જાણનાર, આર્યધર્મમાં અવિનીત, સત્પુરુષોની મુલાકાત ન લેનાર, સત્પુરુષોનો ધર્મ ન જાણનાર, સત્પુરુષધર્મમાં અવિનીત એવો પૃથગ્જન જે મનોધર્મોની વૃદ્ધિ કરવી જોઇએ તે જાણતો નથી, અને જે મનોધર્મોની વૃદ્ધિ

ન કરવી જોઈએ તે પણ જાણતો નથી. તેથી જે મનોધર્મોની અભિવૃદ્ધિ ન કરવી જોઈએ તેની અભિવૃદ્ધિ કરે છે, અને જેની અભિવૃદ્ધિ કરવી જોઈએ તેની અભિવૃદ્ધિ કરતો નથી. આમ કરતાં તેના અંતઃકરણમા અનિષ્ટ મનોધર્મો વૃદ્ધિગત થાય છે અને ઇષ્ટ મનોધર્મો નાશ પામે છે. પરંતુ જે સુજ્ઞ, આર્યોની મુલાકાત લેનારો, આર્યધર્મ જાણનાર, આર્યધર્મમાં સુવિનીત, સત્પુરુષોની મુલાકાત લેનાર, સત્પુરુષધર્મ જાણનાર, અને સત્પુરુષધર્મમાં સુવિનીત હોય છે તે આર્ય શ્રાવક, જે મનોધર્મોની વૃદ્ધિ કરવી જોઇએ તે મનોધર્મો જાણે છે, અને જેની અભિવૃદ્ધિ ન કરવી જોઈએ તે મનોધર્મો પણ જાણે છે; અને તેથી જે મનોધર્મોની અભિવૃદ્ધિ કરવી જોઈએ તેની અભિવૃદ્ધિ તે કરે છે અને જેની અભિવૃદ્ધિ ન કરવી જોઈએ તેની અભિવૃદ્ધિ કરતો નથી. તેથી તેના અનિષ્ટ મનોધર્મો નાશ પામે છે અને ઇષ્ટ મનોધર્મો વૃદ્ધિગત થાય છે.

"હે ભિક્ષુઓ, આ ચાર ધર્મસમાદાનો છે. એક ધર્મસમાદાન વર્તમાનકાળમા દુઃખ દે છે, અને ભવિષ્કાળમા પણ દુઃખદ ફળ દે છે. બીજું ધર્મસમાદાન વર્તમાનકાળમા સુખ દે છે, પણ ભવિષ્યકાળમા દુઃખદ ફળ દે છે. ત્રીજું ધર્મસમાદાન વર્તમાનકાળમા દુઃખ દે છે, પણ ભવિષ્યકાળમાં સુખદ ફળ દે છે. અને ચોથું ધર્મસમાદાન વર્તમાનકાળમા સુખ દે છે, અને ભવિષ્યકાળમા પણ સુખદ ફળ દે છે.

"આમાંનું પહેલું ધર્મસમાદાન અજ્ઞ પૃથગ્જન યથાર્થ રીતે જાણતો નથી, અને તેનો ત્યાગ કરતો નથી; તેની અભિવૃદ્ધિ કરે છે, અને તેથી તેના અનિષ્ટ મનોધર્મો વધે છે અને ઇષ્ટ મનોધર્મો નાશ પામે છે. તે બીજું પણ ધર્મસમા-

દાન યથાર્થ રીતે જાણતો નથી, અને તેની અભિવૃદ્ધિ કરવાથી તેના અનિષ્ટ મનોધર્મો વધે છે, અને ઇષ્ટ મનોધર્મો નાશ પામે છે. ત્રીજું અને ચોથું ધર્મસમાદાન પણ તે યથાર્થ રીતે જાણતો નથી, અને તેથી તે બન્નેની તે અભિવૃદ્ધિ કરતો નથી, તેમનો ત્યાગ કરે છે; તેનાથી તેના અનિષ્ટ મનોધર્મો વધે છે અને ઇષ્ટ મનોધર્મો નાશ પામે છે.

"પણ વિદ્વાન આર્યશ્રાવક આ ચારે ધર્મસમાદાનો યથાર્થ રીતે જાણે છે અને પહેલાં બેનો ત્યાગ કરીને બીજાં બન્નેની અભિવૃદ્ધિ કરે છે. તેથી તેના અનિષ્ટ મનોધર્મો નાશ પામે છે, અને ઇષ્ટ મનોધર્મો વધે છે.

"હે ભિક્ષુઓ, વર્તમાનકાળમા દુઃખ દેનારું અને ભવિષ્ય-કાળે પણ દુઃખ દેનારું ધર્મસમાદાન કયું? કોઈ માણસ ઇહલોકમા દુઃખ અને દૌર્મનસ્યને લીધે પ્રાણાતિપાતી, ચોરી કરનારો, વ્યભિચાર કરનારો, ખોટું બોલનારો, ચાડી ખાનારો, ગાળો દેનારો, વૃથા બબડાટ કરનારો, અતિલોભી, અતિક્રોધી, અને મિથ્યાદૃષ્ટિવાળો થાય છે; અને આનાથી જે દુઃખ અને દૌર્મનસ્ય ઉત્પન્ન થાય છે તે અનુભવે છે; અને મૃત્યુ પછી તે નરકમા પડે છે. તેનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમા દુઃખ દે છે અને ભવિષ્યકાળમા પણ દુઃખદ ફળ દે છે.

"હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં સુખ દેનારું પણ ભવિષ્ય-કાળમાં દુઃખદ ફળ દેનારું ધર્મસમાદાન કયું? કોઈ માણસ સુખ અને સૌમનસ્યથી પ્રાણાતિપાતી—પે૦—મિથ્યાદૃષ્ટિવાળો થાય છે; અને તેથી ઇહલોકમાં સુખ અને સૌમનસ્ય અનુભવે છે; પણ મૃત્યુ પછી તે નરકમા પડે છે. તેનું તે ધર્મસમાદાન વર્તમાન-કાળમાં સુખ દે છે, પણ ભવિષ્યકાળમાં દુઃખદ ફળ દે છે.

“હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં દુઃખ દેનારું પણ ભવિષ્યકાળમાં સુખદ ફળ દેનારું ધર્મસમાદાન કયું ? કોઈ માણસ દુઃખ અને દૌર્મનસ્યથી પ્રાણઘાત નથી કરતો, ચોરી નથી કરતો, વ્યભિચાર નથી કરતો, ખોટું નથી બોલતો, ચાડી નથી ખાતો, ગાળો નથી દેતો, વૃથા બડબડાટ નથી કરતો, અલોભી, અક્રોધી અને સમ્યગ્દૃષ્ટિવાળો થાય છે; અને તેને લીધે દુઃખ અને દૌર્મનસ્ય અનુભવે છે; પણ મરણ પછી તે સુગતિએ જાય છે. તેનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમાં દુઃખ દે છે પણ ભવિષ્યકાળમાં સુખદ ફળ દે છે.

“હે ભિક્ષુઓ, વર્તમાનકાળમાં પણ સુખ દેનારું અને ભવિષ્યકાળમાં પણ સુખદ ફળ દેનારું ધર્મસમાદાન કયું ? કોઈ માણસ સુખ અને સૌમનસ્યથી પ્રાણઘાત નથી કરતો—પે૦—સમ્યગ્દૃષ્ટિવાળો થાય છે, અને તેથી ઇહલોકમાં તે સુખ અને સૌમનસ્ય અનુભવે છે, અને મરણ પછી તે સુગતિએ જાય છે. તેનું તે ધર્મસમાદાન વર્તમાનકાળમાં સુખ દે છે, અને ભવિષ્યકાળમાં પણ સુખદ ફળ દે છે. આવાં ચાર ધર્મસમાદાનો જાણવાં.

“હે ભિક્ષુઓ, કોઈ કડવું કોળું વિષથી ભરેલ હોય, અને ત્યાં કોઈ જીવવાની અને સુખની ઇચ્છા કરનારો અને દુઃખથી કંટાળનારો માણસ આવે. તેને ત્યાંના લોકો કહે કે આ આવું કડવું કોળું છે, તારી ઇચ્છા હોય તો આમાનો રસ પી. છતાં તે માણસ વિચાર ન કરતા જ તે રસ પીએ છે. તે વર્ણ, ગંધ અને સ્વાદમાં તેને અપ્રિય લાગશે, અને તેનું પાન કર્યા પછી તે મરણ પામશે. એવી જાતનું આ પહેલું ધર્મસમાદાન છે, જેનાથી વર્તમાનકાળમાં પણ

દુઃખ થાય છે, અને ભવિષ્યકાળમા પણ દુઃખદ ફળ મળે છે.

"હે ભિક્ષુઓ, કોઈ વર્ણ અને ગંધસંપન્ન રસથી ભરેલો સુંદર પ્યાલો હોય, પણ તે વિષમિશ્રિત હોય. ત્યાં કોઈ જીવવાની અને સુખની ઇચ્છા કરનારો અને દુઃખથી કંટાળનારો માણસ આવે, તેને ત્યાંના લોકો કહે કે. આવો આ કાંસાનો પ્યાલો છે, તારી ઇચ્છા હોય તો અંદરનો રસ તું પી. છતા તે માણસ વિચાર ન કરતા જ તે રસ પીએ છે. પીતી વખતે તેને તે રસ મીઠો લાગશે, પણ પીધા પછી તે મરણ પામશે. એવી જાતનું આ બીજું ધર્મસમાદાન છે, જેનાથી વર્તમાનકાળમા સુખ થાય છે પણ ભવિષ્યકાળમા દુઃખદ ફળ મળે છે.

"હે ભિક્ષુઓ, અનેક ઔષધોથી મિશ્રિત ગૌમૂત્ર હોય. ત્યાં કોઈ પંડુરોગી માણસ આવે. તેને ત્યાના લોકો કહે કે આવું આ ગૌમૂત્ર છે; તારી ઇચ્છા હોય તો તે તું પી. પીતી વખતે તે તેને ગમશે નહિ, પરંતુ પીધા પછી તેનો રોગ મટશે. એવી જાતનું આ ત્રીજું ધર્મસમાદાન છે, જેનાથી વર્તમાનકાળમાં દુઃખ થાય છે પણ ભવિષ્યકાળમા સુખદ ફળ મળે છે.

"હે ભિક્ષુઓ, દહી, મધ, ઘી અને ગળમાણું એકત્ર કર્યાં હોય. ત્યા જેને હરસ થયા હોય એવો માણસ આવે. ત્યાંના લોકો તેને કહે કે આવું આ મિશ્રણ છે; તારી ઇચ્છા હોય તો તું તે પી. પીતી વખતે પણ તે તેને રુચિકર લાગશે અને પીધા પછી તેનો રોગ મટશે. એવી જાતનું આ ચોથું ધર્મસમાદાન છે, જેનાથી વર્તમાનકાળમાં

પણ સુખ થાય છે અને ભવિષ્યકાળમાં પણ સુખદ ફળ મળે છે. શરદઋતુમાં જ્યારે આકાશમાં વાદળાં નથી હોતાં ત્યારે જેમ સૂર્ય પ્રકાશે છે, તે રીતે આ ધર્મસમાદાન અનેક શ્રમણબ્રાહ્મણોના પ્રવાદોનો નાશ કરીને પ્રકાશે છે."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

મહાધમ્મસમાદાનસુત્ત સમાપ્ત

૪૭

## વીમંસકસુત્ત

એવું મેં સાંભળ્યુ છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા—"હે ભિક્ષુઓ, બીજાના મનોવિચાર જાણનારા ભિક્ષુએ તથાગત સમ્યક્સંબુદ્ધ છે કે નથી તે જાણવા માટે પરીક્ષા કરવી."

તે કેમ કરાય એ સમજાવવા માટે ભિક્ષુઓએ વિનંતિ કરવાથી ભગવાન બોલ્યા—"આંખોથી કે કાનથી જાણી શકાય એવા સંક્લિષ્ટ ધર્મો તથાગતમાં છે કે કેમ એની તેણે પરીક્ષા કરવી. તેવા મનોધર્મો તથાગતમાં નથી એવી ખાતરી થયા પછી તે ભિક્ષુએ, તથાગતમાં સંમિશ્રિત (સારા કે ખરાબ) મનોધર્મો છે કે નથી તેની પરીક્ષા કરવી. તે પછી અનુક્રમે શુદ્ધ મનોધર્મો છે કે નથી એની, અને ચિરકાલ સુધી તથાગત આ ધર્મ પાળે છે કે નહિ, એની પરીક્ષા કરવી. પછી કીર્તિ મળવાને લીધે કેટલાકમાં જે દોષો દેખાય

છે તે દોષો તથાગતમાં છે કે નથી એની પરીક્ષા કરવી. હે ભિક્ષુઓ, જ્યાં સુધી કીર્તિ મળી નથી ત્યાં સુધી કોઈ ભિક્ષુના અંતઃકરણમા કેટલાક દોષો દેખાતા નથી, પણ કીર્તિ મળતાની સાથે જ તે દોષો પેદા થાય છે. આવા દોષો તથાગતમાં છે કે નથી એની ભિક્ષુએ પરીક્ષા કરવી. પછી તે ભયને લીધે કામસુખમાથી વિરત થાય છે, કે નિર્ભય થઈને વીતરાગ થવાને લીધે વિરત થાય છે, એની પરીક્ષા કરવી. તો તે ભિક્ષુને જણાશે કે તથાગતમા સંમિશ્રિત મનોધર્મો નથી, શુદ્ધ મનોધર્મો છે, કીર્તિ મળવા છતા તેનામા દોષો દેખાતા નથી, અને તે ભયને લીધે કામસુખમાથી વિરત થયેલો નથી, પરતુ નિર્ભય થઇને વીતરાગ થવાને લીધે વિરત થયેલો છે.

"તે ભિક્ષુને બીજા લોકો પૂછે કે તથાગત નિર્ભય થઈને વીતરાગત્વને લીધે કામસુખોમાથી વિરત થયો છે, અને ભયને લીધે નહિ, એ તેં કઈ રીતે જાણ્યું ? તો તે કહેશે, તે સંઘમા રહે છે ત્યારે અથવા એકાકી હોય છે ત્યારે, ત્યા આવનારા સારા કે ખરાબ ભિક્ષુઓ, અને પદાર્થોની ઇચ્છા રાખનારા કે પદાર્થોના લોભમા રત થયેલા ભિક્ષુઓમાંથી કોઈની પણ તે અવજ્ઞા કરતો નથી. અને ખુદ ભગવાને જાતે મને કહ્યું છે કે, હું નિર્ભય થઇને કામસુખોમાથી વિરત થયો છું, ભયને લીધે નહિ; હું વીતરાગત્વને લીધે કામોપભોગનું સેવન કરતો નથી.

"તે પછી તે ભિક્ષુ તથાગતને પૂછે, તો તથાગત પણ તેને એવો જવાબ આપશે કે જે સંક્લિષ્ટ અને સંમિશ્ર મનોધર્મો છે તે તથાગતમા નથી; જે શુદ્ધ મનોધર્મો છે

તે તથાગતમાં છે; તે શુદ્ધ ધર્મમાં જ તથાગત રહે છે; પણ તેમાં પણ તે તન્મય થતો નથી. આવા ગુરુ પાસે શ્રાવકે ધર્મોપદેશ સાંભળવા જવું યોગ્ય છે. તે ગુરુ તે શ્રાવકને ઉત્તરોત્તર કૃષ્ણ અને શુક્લ મનોવૃત્તિઓ સારી રીતે બતાવશે; અને તેથી આ ગુરુ ભગવાન સમ્યક્સંબુદ્ધ છે, તેણે ઉત્તમ રીતે ધર્મનો ઉપદેશ કર્યો છે, અને તેનો સંઘ સન્માર્ગે ચાલનારો છે, એવી તે શ્રાવકની ખાતરી થશે. તેને બીજા લોકો પૂછે કે તે કઈ રીતે જાણ્યું કે ભગવાન સમ્યક્-સંબુદ્ધ છે, તેણે ધર્મનો ઉત્તમ રીતે ઉપદેશ કર્યો છે, અને તેનો સંઘ સન્માર્ગે ચાલનારો છે? તો તે કહેશે કે ભગવાને ધર્મોપદેશ કર્યો, તેથી મારી આવી ખાતરી થઈ.

"હે ભિક્ષુઓ, જેની શ્રદ્ધા આવી રીતે તથાગત ઉપર બેસે છે તેની તે શ્રદ્ધા જ્ઞાનમૂલક, દૃઢ છે, અને કોઈ પણ શ્રમણ, બ્રાહ્મણ, દેવ, માર કે બ્રહ્મા તેનું હરણ કરી શકતો નથી. આવી રીતે તથાગતની પરીક્ષા કરવામા આવે તો તે ઉત્તમ રીતે કરવામા આવી છે એમ ગણાય."

એમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

વીમંસકસુત્ત સમાપ્ત

४८

## કોસંબિયસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન કોશાંબીમા ઘોષિતારામમાં રહેતા હતા. તે વખતે કોશાંબીમાં રહેતા ભિક્ષુઓમાં તકરારો થઈ હતી, અને તેઓ એકબીજા ઉપર શબ્દપ્રહારો કરતા, અને તેઓમાંનો કોઈ એકબીજાને સમજાવવાનો પ્રયત્ન કરતો નહિ. એક ભિક્ષુએ આ વાત ભગવાનને જણાવી, ત્યારે તે ભિક્ષુને મોકલીને ભગવાને તકરાર કરનાર ભિક્ષુઓને બોલાવ્યા, અને તેઓ એકબીજા સાથે તકરાર કરે છે, અને તેઓમાંનો કોઈ કોઈને સમજાવવાનો પ્રયત્ન કરતો નથી, એ વાત સાચી કે ખોટી તેની તપાસ કરી. તે વાત સાચી છે એમ જાણ્યા પછી ભગવાન બોલ્યા—"તમે આ રીતે વર્તો તો સબ્રહ્મચારીઓ પ્રત્યે સમક્ષ કે અસમક્ષ તમારુ કાયકર્મ મૈત્રીમય રહેશે ખરું? વાચાકર્મ મૈત્રીમય રહેશે ખરું? અને મનઃકર્મ મૈત્રીમય રહેશે ખરું?"

"ના, ભદન્ત," એવો ભિક્ષુઓએ જવાબ આપ્યો.

ભગવાન બોલ્યા—"તો પછી હે મોઘપુરુષો, તમે કયા લાભ માટે લડો છો? અને કયા ફાયદા માટે એકબીજા ઉપર શબ્દપ્રહાર કરો છો? તમારું આ કૃત્ય ચિરકાળ તમારા દુઃખ અને અહિતનું કારણભૂત થશે."

તે પછી બધા ભિક્ષુઓને ઉદ્દેશીને ભગવાન બોલ્યા—"આ છ વસ્તુઓ સ્મરણીય, પ્રેમ વધારનારી, અને આદર વધારનારી છે; તથા તે સંગ્રહ, અવિવાદ, સામગ્રી અને એકીભાવના કારણરૂપ બને છે. (૧) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય કાયકર્મ, (૨) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય વાચાકર્મ, (૩) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય મનઃકર્મ, (૪) ધર્માનુસાર મળેલી વસ્તુઓ સબ્રહ્મચારીઓમાં વહેંચી દઈને તેમની સાથે પોતે તે વસ્તુઓનો ઉપભોગ લેવો, (૫) સમક્ષ અને અસમક્ષ પોતાના શીલાચાર અખંડ, અચ્છિદ્ર, અશબલ, અકલ્માષ, ભુજિષ્ય (સ્વતંત્ર), સુજ્ઞ-પ્રશસ્ત, અપરામૃષ્ટ અને સમાજ-સંવર્તનિક રાખવા, અને (૬) સમક્ષ અને અસમક્ષ જે દૃષ્ટિને લીધે સમ્યક્ રીતે દુઃખનો નાશ થાય છે એવી આર્ય નિર્યાનિક દૃષ્ટિથી સંપન્ન થઈને વર્તવું. હે ભિક્ષુઓ, ઘરના મોભની જેમ આ દૃષ્ટિ આ છયે વસ્તુઓમાં ઉત્તમ છે.

"હે ભિક્ષુઓ, આર્ય નિર્યાનિક દૃષ્ટિ કેવી હોય છે? કોઈ ભિક્ષુ અરણ્યમાં ઝાડની નીચે કે એકાન્ત સ્થળે જઈને એવો વિચાર કરે છે કે જે પર્યુત્થાનને લીધે મને યથાર્થ જ્ઞાન નહિ થાય તે પર્યુત્થાન મારા ચિત્તમાં છે ખરું? કામરાગ, વ્યાપાદ, આળસ, ભ્રાન્તચિત્તતા, કુશંકા, ઇહલોકચિંતા, પરલોકચિંતા, અને તકરાર, આ તે પર્યુત્થાનો છે, જેને લીધે ભિક્ષુને યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી. તે પર્યુત્થાનો પોતાના

અંતઃકરણમા નથી, અને સત્યોના બોધ માટે પોતાના મનની યોગ્ય તૈયારી છે, એમ તે આર્યશ્રાવક જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું પહેલું જ્ઞાન છે.

"વળી તે એવો વિચાર કરે છે કે આ દૃષ્ટિની અભિવૃદ્ધિથી મારા મનને શાંતિ મળે છે ખરી? અને તે મળે છે, એમ તે જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું બીજું જ્ઞાન છે.

"વળી તે જાણે છે કે બીજા પંથોમાં આ દૃષ્ટિથી સંપન્ન એવો કોઈ શ્રમણ કે બ્રાહ્મણ મળવાનો નથી. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું ત્રીજું જ્ઞાન છે.

"દૃષ્ટિસંપન્ન માણસને હાથે કઈ ભૂલ થઇ હોય, અને તેનો પ્રતિકાર દેશનાથી (કબૂલાતથી) કરવો શક્ય હોય તો તે ભૂલ તે ગુરુ પાસે કે સબ્રહ્મચારીની પાસે કબૂલ કરે છે, અને ફરીને તે ભૂલ કરતો નથી. જેમ કોઈ નાનું બાળક હાથે કે પગે કરીને સળગતા અંગારાને અડે તો તરત જ હાથ કે પગ પાછો ખેંચી લે છે, તે રીતે ભૂલ થઈ હોય તો દૃષ્ટિસંપન્ન મનુષ્ય વર્તે છે. આ તેની ધર્મતા છે. પોતે આવી જાતની ધર્મતાથી સંપન્ન છે એમ આર્યશ્રાવક જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું ચોથું જ્ઞાન છે.

"દૃષ્ટિસંપન્ન માણસ સબ્રહ્મચારીઓની સાથે નાનામોટાં કૃત્યો કરવા ઉત્સુક હોય છે, તોપણ તે અધિશીલશિક્ષા, અધિચિત્તશિક્ષા અને અધિપ્રજ્ઞાશિક્ષા એ ત્રણે શિક્ષામાં પણ દક્ષ રહે છે. જેમ ગાય ચરતાં ચરતાં ઘાસ ખાય છે, પણ વચ્ચે વચ્ચે પોતાના વાછરડા તરફ ધ્યાન આપ્યા કરે છે, તેમ આ દૃષ્ટિસંપન્ન માણસ સબ્રહ્મચારીઓના કૃત્યો વિષે

ઉત્સુક હોય છે, તોપણ ત્રણ શિક્ષામાં તેનું ધ્યાન કાયમ હોય છે. આ તેની ધર્મતા છે. આવી જાતની ધર્મતાથી પોતે સંપન્ન છે એમ આર્યશ્રાવક જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું પાંચમું ધ્યાન છે.

"દૃષ્ટિસંપન્ન માણસ તથાગતના ધર્મવિનયનો ઉપદેશ ચાલતો હોય ત્યારે બહુ જ આદરપૂર્વક સાંભળે છે. આ તેનું બળ છે. તેવા બળથી પોતે સંપન્ન છે એમ આર્યશ્રાવક જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું છઠ્ઠું જ્ઞાન છે.

'દૃષ્ટિસંપન્ન માણસ ધર્મવિનયનો ઉપદેશ ચાલતો હોય ત્યારે આનંદિત અને ઉલ્લસિત થાય છે. આ પણ તેનું બળ છે. એવા બળથી પોતે સંપન્ન છે એમ આર્યશ્રાવક જાણે છે. સામાન્ય માણસોને અસાધારણ એવું આ તેનું સાતમું જ્ઞાન છે.

"આ સાતે અંગોથી સમન્વિત એવો આર્યશ્રાવક સ્રોતાપત્તિફળ મેળવવા સમર્થ થાય છે."

આમ ભગવાન બોલ્યા. તે ભિક્ષુઓએ મુદિત મનથી ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું.

કોસંબિયસુત્ત સમાપ્ત

૪૯

## બ્રહ્મનિમન્તણિકસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા—"હે ભિક્ષુઓ, એકવાર હું ઉક્કટ્ઠામાં સુભગવનમાં શાલરાજવૃક્ષની નીચે રહેતો હતો. તે વખતે બક બ્રહ્માના મનમાં એવી પાપી દૃષ્ટિ ઉદ્ભવી કે આ બ્રહ્મલોક નિત્ય, ધ્રુવ, શાશ્વત અને અચ્યવનધર્મી છે, તે ઉત્પન્ન થતો નથી, જીર્ણ થતો નથી, મરતો નથી, ચ્યુત થતો નથી, અને પુનર્જન્મ પામતો નથી, અને આનાથી બીજો મોક્ષ નથી. તે બ્રહ્મદેવનો આ વિચાર જાણીને હું તે શાલરાજ-વૃક્ષની નીચે અતર્ધાન પામ્યો, અને તે બ્રહ્મલોકમાં પ્રકટ થયો. મને જોઈને બક બ્રહ્માએ મારું સ્વાગત કર્યું ત્યારે તેની તે દૃષ્ટિ ભૂલભરેલી છે એ મેં તેને સમજાવ્યું. તે જોઇને મારે એક બ્રહ્મસભાસદમાં પ્રવેશ કર્યો, અને તેને મુખે મને કહેવા લાગ્યો, 'રે, રે, ભિક્ષુ, આ બ્રહ્મદેવની સાથે આવી

રીતે સ્પર્શ ન કર. આ બ્રહ્મ છે, આ મહાબ્રહ્મા, અભિભૂ, અનભિભૂત, સર્વદર્શી, વશવર્તી, ઈશ્વર, કર્તા, નિર્માતા, શ્રેષ્ઠ, સ્રષ્ટા, વશી અને ભૂત તથા ભાવિ પ્રાણીઓના પિતા છે. તારી પહેલાં જગતમાં પૃથ્વી, આપ, તેજ, વાયુ, પ્રાણી, દેવ, પ્રજાપતિ અને બ્રહ્માની નિંદા અને જુગુપ્સા કરવાવાળા જે શ્રમણબ્રાહ્મણો થઈ ગયા તે મૃત્યુ પછી હીનલોકમાં જન્મ્યા. આ બધાનું અભિનંદન કરવાવાળા જે શ્રમણબ્રાહ્મણો થઈ ગયા તેઓ ઉત્તમ લોકમાં જન્મ્યા. માટે હે ભિક્ષુ, તને હું કહું છું કે આ બ્રહ્મદેવનું વચન તું સાંભળ. આના વચનનો તું ભંગ ન કર. જો તું આના વચનનો ભંગ કરીશ તો જેમ કોઈ માણસ ઘરમાં આવેલી લક્ષ્મીને લાકડી મારીને કાઢી મૂકે, અથવા તો નરકપ્રપાત ઉપરથી પડનારો માણસ પોતાના હાથપગોથી જ પૃથ્વીથી દૂર થાય, તેવી તારી સ્થિતિ થશે. આ અહીં બેઠેલી બ્રહ્મસભાને તો તું જુએ છેને? હે ભિક્ષુઓ, આ રીતે મારે મને બ્રાહ્મી સભાની સ્મૃતિ કરાવી. તે પછી મેં કહ્યું—હે પાપી માર, હું તને ઓળખું છું હું તને નથી ઓળખતો એમ તું ન સમજતો. આ બ્રહ્મા, આ બ્રહ્મસભા અને આ બ્રહ્મસભાસદો તારા તાબામાં છે, એટલે તને લાગે છે કે હું પણ તારે તાબે થઉં. પણ હું તારે તાબે નથી એ તું સારી પેઠે સમજજે.

"તે પછી બક બ્રહ્મા બોલ્યો—મારિષ, આ લોક નિત્ય છે માટે જ હું તેને નિત્ય કહું છું, ધ્રુવ છે માટે ધ્રુવ કહું છું, શાશ્વત છે માટે શાશ્વત કહુંછું—ફેo—અને આના સિવાય બીજો મોક્ષ નથી, માટે આના સિવાય બીજો મોક્ષ નથી એમ કહું છું. હે ભિક્ષુ, તારા પહેલાં જગતમાં ઘણા શ્રમણ-

બ્રાહ્મણો થઈ ગયા. જેટલું તારું આયુષ્ય છે તેટલાં વરસો સુધી તેઓએ તપશ્ચર્યા કરી. આ સિવાય બીજો મોક્ષ તેમને જણાયો હોત તો તેઓ તેમ કહેત. પ્રયત્નને અંતે તને પણ આ સિવાય બીજો મોક્ષ જણાવાનો નથી. નાહક તું હેરાન થઈશ. જો તું પૃથ્વી, આપ—પે૦—બ્રહ્મા ઉપર અવલંબી રહીશ તો તું આ લોકમાં જન્મ લઈને મારા છત્ર નીચે રહીશ. મેં કહ્યું—એ હું પણ જાણું છું. પૃથ્વી વગેરે ઉપર અવલંબી રહેવાથી હું આ લોકમાં આવીશ અને તારે તાબે થઈશ એ હું છું. અને તારા પ્રભાવની પણ મને ખબર છે. તારી દ્યુતિ અને ગતિ જાણુ છું. તે તું કેવી રીતે જાણે છે? એવો બક બ્રહ્માએ સવાલ પૂછ્યો. ત્યારે મેં જવાબ આપ્યો, ચંદ્રનો અને સૂર્યનો પ્રકાશ જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધીનું આ એક વિશ્વ ગણાય છે. તેવાં હજાર વિશ્વો ઉપર તારી સત્તા ચાલે છે. તું હીન અને ઉત્તમ, રાગી અને વિરાગી માણસોને જાણે છે; અને આ લોકમાં અને અન્ય લોકમાં પ્રાણીઓની આગતિ અને ગતિ જાણે છે. પણ તારા કરતાં શ્રેષ્ઠ એવા બીજા ત્રણ લોક છે, તે તું જાણતો નથી, પરંતુ હું જાણુ છું. આભસ્સર નામના દેવલોકમાથી ચ્યુત થઈને તું આ લોકમા ઉત્પન્ન થયો, તેનું તને સ્મરણ નથી; અને તે હું જાણુ છું. તે સિવાય સુભકિણ્ણ અને વેહપ્ફલ નામના દેવલોક સંબંધે પણ તું જાણતો નથી, પરંતુ હું જાણું છું. એટલે તારા કરતાં હું વધારે જાણું છું એ તો સ્પષ્ટ છે. પૃથ્વી, આપ, તેજ—પે૦—બ્રહ્મ, આભસ્સર, સુભકિણ્ણ, વેહપ્ફલ, અભિભૂ, અને સર્વ જાણીને તેમનો મેં અનુભવ કરી લીધો નથી. હું સર્વ છું, સર્વમાં છું, સર્વથી

ભિન્ન છું કે સર્વે મારું છે એમ પણ મને લાગ્યું નથી. સર્વની મેં તૃષ્ણા રાખી નહિ. આ દૃષ્ટિએ પણ હું તારા કરતાં શ્રેષ્ઠ છું.

"બ્રહ્મા બોલ્યો—સર્વનો તેં અનુભવ નથી કર્યો, તો તારું મન ખાલી અને પોલું છે એમ કહેવું જોઈએ. મેં કહ્યું—અનન્ત, સર્વતઃ પ્રભાસંપન્ન, અને અનિદર્શન એવા વિજ્ઞાનનો પૃથ્વી, આપ, તેજ—વાયુ—વેહપ્ફલ અને સર્વ, એવો અનુભવ કરી શકાતો નથી (તે અનિર્વેદ્ય છે). બ્રહ્મા બોલ્યો—હું હવે તારાથી અંતર્ધાન પામું છું. મેં કહ્યું—શક્ય હોય તો તું ખુશીથી કર. હે ભિક્ષુઓ, બ્રહ્મદેવ પ્રયત્ન કર્યા છતાં પણ મારાથી અંતર્ધાન પામી શક્યો નહિ. ત્યારે તેને મેં કહ્યું—હવે હું અતર્ધાન પ મું છું, તે જો. અને હું એવી રીતે અંતર્ધાન પામ્યો કે બ્રહ્મા, બ્રહ્મસભા અને બ્રહ્મસભાસદો મારો શબ્દ સાંભળતાં હતાં, પણ તેઓ મને જોઈ શક્યાં નહિ. અને હું બોલ્યો—ભવમાં મને ભય જણાયો, અને જેઓ અભવની ઇચ્છા કરે છે તે ભવ પામે છે એ મેં જોયું. અને તેથી ભવ અને અભવની ઇચ્છા ન રાખતાં મેં તૃષ્ણાનું ઉપાદાન કર્યું નહિ.

"તે જોઈને બ્રહ્મા, બ્રહ્મસભા અને બ્રહ્મસભાસદો આશ્ચર્યચકિત થયા. આ ભવમોહિત જગતમાં જેણે ભવનો સમૂળ ત્યાગ કર્યો હોય એવી જાતનો બીજો કોઈ શ્રમણ કે બ્રાહ્મણ જોયો નથી. એટલે મારે એક બ્રહ્મસભાસદના શરીરમાં પ્રવેશ કરીને મને કહ્યું—જો તું આ જાણતો હોય તો આ વસ્તુ શ્રાવકોને કહીશ નહિ. તેમને ધર્મોપદેશ કરતો નહિ. શ્રાવકોનો લોભ છોડી દેજે. તારી અગાઉ સમ્માસંબુદ્ધ કહેવરાવનારા શ્રમણબ્રાહ્મણો થઈ ગયા છે. તેઓ શ્રાવકોને ઉપદેશ કરતા, અને શ્રાવકોનો લોભ રાખતા. તેથી મૃત્યુ પછી તેઓ હીન લોકમાં

જન્મ્યા. પણ જે શ્રમણબ્રાહ્મણો સમ્માસંબુદ્ધ કહેવરાવવા છતાં શ્રાવકોને ઉપદેશ કરતા નહિ અને શ્રાવકોનો લોભ ન રાખતા તેઓ ઉત્તમ લોકમાં જન્મ્યા. માટે હે ભિક્ષુ, તું તારી ધ્યાનસમાધિમાં આનંદ માન, અને બીજાને ઉપદેશ દેવાની ભાંજગડમાં પડતો નહિ. તે પછી હું બોલ્યો—હે પાપી માર, હું તને ઓળખું છું. હિતાનુકંપાથી તું આમ બોલતો નથી, પણ અહિતાનુકંપાથી તું આમ બોલે છે. તને લાગે છે કે શ્રમણ ગૌતમ જેમને ઉપદેશ આપશે તેઓ તારા તાબામાં નહિ રહે. જે શ્રમણબ્રાહ્મણો લોકોને ઉપદેશ આપતા નહોતા તેઓ ખરા સમ્માસંબુદ્ધ નહોતા. હું શ્રાવકોને ઉપદેશ આપતાં કે ન આપતાં સરખો જ છું. કારણકે, સંકલેશકારક, પુનર્ભવકારક, સભય, દુઃખફલદ, અને ભવિષ્યકાળે જન્મ, જરા, મરણ દેનારા એવા તથાગતના આસવો પૂર્ણપણે નાશ પામ્યા છે. તાલવૃક્ષનું મથાળું કાપ્યા પછી જેમ તે વૃક્ષ વધી શકતું નથી, તે રીતે તથાગતના આસવો નષ્ટ થયા છે."

આ સૂત્રમાં મારનું મોઢું બંધ કરવું, અને બ્રહ્મદેવનું અભિનિમંત્રણ છે, માટે આનું કામ બ્રહ્મનિમન્તણિક એવું છે.

બ્રહ્મનિમન્તણિકસુત્ત સમાપ્ત

૫૦

## મારતજ્જનિયસુત્ત

એવું મેં સાંભળ્યું છે. એકવાર આયુષ્માન મહામોગ્ગલ્લાન ભર્ગદેશમાં સુંસુમારગિરમાં ભેસકળાવન નામના મૃગારણ્યમાં રહેતો હતો. ત્યાં ખુલ્લી જગ્યામા ચંક્રમણ કરતો હતો ત્યારે તેના પેટમાં મારે પ્રવેશ કર્યો. ત્યારે તેને લાગ્યું કે અડદનું અનાજ ખાધું હોય એની જેમ મારું પેટ ભારે કેમ લાગે છે? તે વિહારમાં ગયો, અને આનું કારણ શું એનો બરાબર વિચાર કરવા લાગ્યો. ત્યારે પેટમાં માર પેઠાનું તેણે જાણ્યું, અને તેણે માંરને કહ્યું—હે પાપી માર, મારા પેટમાથી તું બહાર નીકળ. તથાગતને અને તથાગતના શ્રાવકને તું દુઃખ ન દે; અને આ તારા દુઃખ અને અહિતનું કૃત્ય છોડી દે. તે સાભળીને માર એમ સમજ્યો કે મને જાણ્યા વગર જ આ શ્રમણ આમ બોલે છે. આનો ગુરુ પણ મને જાણી શકે નહિ, તો પછી આ તેનો શ્રાવક મને કઈ રીતે જાણી શકે? તેને મોગ્ગલ્લાને કહ્યું—અરે પાપી માર, હું તને સારી રીતે

ઓળખું છું. હું તને નથી જાણતો એમ તું સમજે છે, પણ તે બરોબર નથી. મોગ્ગલ્લાનનું આ ભાષણ સાંભળીને તેના મુખ વાટે માર બહાર નીકળ્યો, અને એક બારણાની આડે ઊભો રહ્યો.

તેને જોઇને મોગ્ગલ્લાન બોલ્યો—ત્યાં પણ હું તને જોઉં છું. હે પાપી, પ્રાચીનકાળમાં હું દૂસી નામનો માર થયો હતો. કાળી નામની મારે બહેન હતી. તેનો તું દીકરો; એટલે તે જન્મમાં તું મારો ભાણેજ હતો. તે સમયે કકુસંધ નામના ભગવાન સમ્યક્‌સંબુદ્ધ આ લોકમાં ઉત્પન્ન થયા હતા તેમના વિધુર અને સંજીવ નામના બે અગ્રશ્રાવકો હતા. કકુસંધ ભગવાનના શ્રાવકોમાં વિધુરના જેવો ધર્મોપદેશ કરનારો બીજો કોઇ શ્રાવક નહોતો. તે ઉપરથી તેનું નામ વિધુર (જેના જેવો બીજો કોઇ ધુરીણ નથી એવો) પડયું. આયુષ્માન સંજીવ એકવાર એક ઝાડની નીચે સંજ્ઞાવેદયિતનિરોધસમાધિમાં બેઠો હતો. તેને ગોવાળોએ અને ખેડૂતોએ જોયો. તેમને લાગ્યું, આ બેઠાબેઠા જ મરણ પામ્યો છે, અને તેથી તેઓ આશ્ચર્યચકિત થયા. અંતે ખડ, લાકડાં અને છાણાં એકઠાં કરીને તેને અગ્નિદાહ દીધો, અને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. રાત પૂરી થયા પછી આયુષ્માન સંજીવ તે સમાધિમાંથી ઊઠયો, અને પોતાના ચીવર ઝાટકીને ભિક્ષા લેવા માટે ગામમા જવા નીકળ્યો. તે ગોવાળોએ અને ખેડૂતોએ તેને જોયો, અને તેઓ અત્યંત આશ્ચર્યચકિત થઈને બોલ્યા, આ મરેલો ભિક્ષુ ફરી પાછો સજીવન થયો! તેથી તેનુ નામ સંજીવ પડયુ.

"તે વખતે દૂસી મારના મનમાં એવો વિચાર આવ્યો

કે આ શીલવાન ભિક્ષુઓની આગતિ કે ગતિ હું સમજી શકતો નથી, એટલે બ્રાહ્મણ ગૃહસ્થોના અંગમાં પ્રવેશ કરીને તેમના અંતઃકરણમાં વિકાર ઉત્પન્ન કરવો, અને એ રીતે તેઓના અંતઃકરણમા પેસવાની તક મેળવવી. તે પ્રમાણે દૂસી મારે બ્રાહ્મણ ગૃહસ્થોના શરીરમા સંચાર કર્યો. ત્યારે તે બ્રાહ્મણ ગૃહસ્થો બોલ્યા—બ્રહ્મદેવના પગમાંથી ઉત્પન્ન થયેલા આ મુડક, શ્રમણક (પોતાની જાતને) મોટા ધ્યાન કરનારા સમજે છે. જેમ ઘુવડ ઝાડની ડાળી ઉપર બેસીને ઉંદરની માર્ગપ્રતીક્ષા કરતો ધ્યાન ધરે છે, જેમ શિયાળ નદીકાંઠે માછલાંની માર્ગ-પ્રતીક્ષા કરતો ધ્યાન ધરે છે, જેમ બિલાડો ઘરની ભીંત પાસે ગટર ઉપર કે ઉકરડા પાસે ઉંદરની માર્ગપ્રતીક્ષા કરતો ધ્યાન ધરે છે, અથવા જેને ખાવા ન મળતું હોય એવો ગધેડો ઘરની ભીંત પાસે ગટર ઉપર કે ઉકરડા પાસે ધ્યાન ધરે છે, તે રીતે આ ભિક્ષુઓ ધ્યાન ધરે છે. આ રીતે તે બ્રાહ્મણ ગૃહસ્થો ભિક્ષુઓની નિંદા કરવા લાગ્યા. તે વખતે ઘણા લોકો મરણ પછી નરકમા જતા

"ભિક્ષુઓની આવી નિંદા થતી સાંભળીને ભગવાન કકુસંધ બોલ્યા—હે ભિક્ષુઓ, બ્રાહ્મણ ગૃહસ્થોના અગમા દૂસી મારે પ્રવેશ કર્યો છે. અને તેથી તેઓ ભિક્ષુઓની નિંદા કરે છે. પણ તમે મૈત્રીસહગતચિત્તથી ચારે દિશાઓને વ્યાપ્ત કરી દે. ઉપર, નીચે અને સર્વત્ર બધા લોકો ઉપર વિપુલ, અપ્રમાણ અને અવૈર મૈત્રી કરો; કરુણાસહગત ચિત્તથી—પે૦—કરુણા કરો; મુદિતાસહગતચિત્તથી—પે૦—મુદિતા કરો; ઉપેક્ષા-સહગતચિત્તથી—પે૦—ઉપેક્ષા કરો.

"આ રીતે ભિક્ષુઓ આ ચાર ભાવના કરવા લાગ્યા.

# પરિશિષ્ટ

## ૨૨. અલગદ્દૂપમસુત્ત (પા. ૧૩૭)

### ટિપ્પણ

(**નોંધ:**—આ સૂત્રમાં આવતી વિષયોની દશ ઉપમાઓની વ્યાખ્યા અત્રે આપવામાં આવે છે. ને દશમાંની પહેલી સાત મજ્ઝિમનિકાયના ૫૪ મા સૂત્રમાંથી સંક્ષેપ કરીને આપી છે.)

**૧. કોરાં હાડકાં જેવા:**—કોઈ ભૂખે મરતો સુકલકડી કૂતરો કસાઈવાડે જાય અને કોઈ કસાઈ તેને એક ઊતરડી ઊતરડીને સાફ કરેલું તથા માંસ વિનાનું હાડકું નાખે. હવે તે કૂતરો તે કોરા હાડકા વડે પોતાની ભૂખ મટાડવા ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ તેનાથી તેની ભૂખ ન જ મટે. ફક્ત તે નાહકનો શ્રમ અને ઈજા વેઠે એટલું જ. તે પ્રમાણે વિષયોમાં સ્વાદ ઘણો ઓછો છે અને તેમનાથી કદી તૃપ્તિ થતી નથી. તેથી તેમને ભોગવવા પ્રયત્ન કરનાર માત્ર શ્રમ અને ઈજા વેઠે છે, તેની ભૂખ શમતી નથી.

**૨. માંસના કટકા જેવા:**—કોઈ ગીધ, સમડી કે કંક પક્ષી માંસનો ટુકડો ચાંચમાં લઈ ઊડવા માંડે છે કે તરત જ બીજી સમડીઓ, ગીધો વગેરે તેની પાસેથી તે ટુકડો પડાવી લેવા તેને વીંટળાઈ વળે છે અને તેને ચાંચોના પ્રહાર કરવા માંડે છે. જો તે પક્ષી તે ટુકડાને જલદી ચાંચમાંથી નથી છોડી દેતું તો તે તેમના

તીક્ષ્ણ ચંચુપ્રહારોથી અવશ્ય મૃત્યુભાગી થાય છે. તે પ્રમાણે વિષયોને બધા લોકો ઇચ્છતા હોવાથી કોઈ માણસના હાથમાં ઉત્તમ ધનસંપત્તિ વગેરે જતાં ચોરો, રાજાઓ વગેરે તેને દાઢમાં ઘાલે છે. આ રીતે તેના ઉપદ્રવથી રક્ષણ કરતાં કરતાં તે અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે અથવા કોઈવાર મૃત્યુભાગી પણ થાય છે.

**૩. ખડની મશાલ જેવાઃ**—કોઈ માણસ હાથમાં સૂકા ઘાસની મશાલ પકડીને સામે પવને જવા માંડે તો થોડી વારમાં જ તેની જોરથી પાછળ આવતી જ્વાળાઓથી તેના કાંડા, હાડકાં વગેરે દાઝી જાય. અને જો તેને હાથમાંથી તરત ફેંકી ન દે તો તેનું મોત પણ નીપજે તે પ્રમાણે વિષયો પણ તેમને ભોગવનારને જ બાળે છે. અને જો તેમનો તરત ત્યાગ કરવામાં ન આવે તો તે ભોક્તાનો બિલકુલ નાશ પણ કરે છે.

**૪. સળગેલા કોલસાની ખાઈ જેવાઃ**—કોઈ માણસપૂર ઊંડો ખાડો હોય. તે સળગતા લાલચોળ અંગારાઓથી ભરેલો હોય. હવે બે બળવાન માણસો એક ત્રીજા માણસને બે હાથે પકડીને તે ખાડા તરફ ઘસડીને લઈ જવા માંડે. હવે તે માણસ તે તરફ ન જવા માટે ખૂબ ખેંચાખેંચ કરે છે, તેમજ તરફડિયાં મારે છે. કારણ કે તે જાણે છે કે તેને તે અંગારાની ખાઈમાં નાખશે કે તરત તેનું ભયાનક વેદના સાથે મૃત્યુ નીપજશે. તે પ્રમાણે વિષયો પણ અંગારાની ખાઈ જેવા દુઃખદ છે. તેમનાથી દૂર ન રહેનારને તેઓ અવશ્ય બાળી નાખે છે.

**૫. સ્વપ્ન જેવાઃ**—કોઈ માણસ ઊંઘમાં સ્વપ્ન જુએ છે. તે સ્વપ્નમા તેને સુંદર બાગો, રમણીય વનો, અને મનોહર પુષ્કરણીઓ વગેરે દેખાય છે. પરંતુ જ્યારે તે જાગે છે ત્યારે તેમાંનું કશું રહેતું નથી. તે પ્રમાણે વિષયો પણ સ્વપ્ન જેવા ક્ષણભંગુર તથા મિથ્યા છે.

**૬. ઉછીની લીધેલી વસ્તુ જેવાઃ**—કોઈ માણસ બીજા માણસ પાસેથી વસ્તુઓ ઉછીની લે—સુંદર વાહન, ઉત્તમ રત્નો અને

મૂલ્યવાન કુંડળો. પછી તે એ બધી ટાપટીપ અને ભપકા સાથે બજારમાં ફરવા નીકળે—જેથી તેને જોઈને લોકો એમ કહે કે "આ માણસ બહુ સંપત્તિમાન હોવો જોઈએ" પરંતુ થોડી જ વારમાં તે વસ્તુઓના મૂળ માલિકો આવીને તે જ્યા મળે ત્યાં તેની પાસેથી પોતપોતાની વસ્તુઓ ઝુંટવી લે છે. આ પ્રમાણે વિષયો પણ કદી હંમેશને માટે આપણા બની શકતા નથી. આપણા હાથમાંથી તે ક્યારે જતા રહેશે તે આપણાથી જાણી શકાતું નથી.

**૭. ઝાડનાં ફળ જેવા:**—કોઈ ગામ કે શહેરની નજીક એક વાડી હોય અને તેમાં એક ઝાડ ઉપર ખૂબ પાકેલાં સુંદર ફળ હોય. પરંતુ તેમાંથી એક પણ નીચે પડેલું ન હોય. હવે કોઈ ફળની ઇચ્છાવાળો, ફળની શોધ કરતો માણસ તે વાડીમા આવે અને ફળોથી લચી પડેલું તે ઝાડ જુએ પરંતુ એક પણ ફળ નીચે પડેલું ન જુએ. પછી તે વિચાર કરે કે અહીંયાં એક પણ ફળ નીચે પડેલું નથી. પરંતુ મને ઝાડ ઉપર ચડતાં તો આવડે છે માટે હું આ ઝાડ ઉપર ચડું અને ખવાય તેટલાં ફળ ખાઉં તથા બીજાં મારી ઝોળીમા પણ ભરી લઉં. હવે તે એમ કરે એટલામા એક બીજો માણસ ફળની ઇચ્છાથી ફળને શોધતો તે ઝાડ પાસે જ આવે અને એક પણ ફળ નીચે પડેલું ન જુએ. પછી તે વિચાર કરે કે મને ઝાડ ઉપર ચડતા તો નથી આવડતું માટે લાવ આ ઝાડને મૂળમાંથી કાપી નાખું જેથી પછી નિરાંતે ખવાય તેટલાં ફળ ખાઉં તથા બીજાં મારી ઝોળીમા પણ ભરી લઉં. પછી તે કુહાડી વડે ઝાડને જોરથી કાપવા માંડે. હવે પેલો પહેલા ઉપર ચડેલો માણસ આ જોઈને જલદી જલદી ઝાડ ઉપરથી ઊતરી ન પડે તો ઝાડ કપાઈ પડે ત્યારે જરૂર તેના હાથ, પગ કે બીજા અવયવો ભાગી જાય અથવા તો તે મરણતોલ ઘાયલ થઈને મોતને વશ પણ થાય તે પ્રમાણે વિષયોનો જો જલદી ત્યાગ કરવામાં ન આવે તો અવશ્ય હાથપગ ભાગવાનો કે મરણતોલ ઘાયલ થઈને મોતને વશ થવાનો પણ સંભવ છે.

**૮. તરવાર અને લાકડાના ઠૂંઠા જેવાઃ**—કસાઈ માંસ કાપવું હોય છે ત્યારે તેને એક મોટા લાકડાના ડીમચા ઉપર મૂકે છે, પછી તેના ઉપર તરવાર વડે જોરથી ઘા કરે છે. તે વખતે માંસ જેમ તરવારના ઘા નીચે છૂંદાય છે તથા કપાય છે તેમ કામોપભોગી મનુષ્ય પણ કામો વડે નિરંતર છૂંદાય છે, કપાય છે તથા અસીમ દુઃખ સહન કરે છે.

**૯. જંબિયાના ઘા જેવાઃ**—જંબિયો જેમ શરીરની અંદર ઘૂસી જઈ તેને પ્રાણરહિત કરે છે તેમ વિષયો પણ વિષયી માણસનો નાશ કરે છે

**૧૦. સર્પના માથા જેવાઃ**—સાપના માથાની પાસે જેમ પગ મૂકવો એ જોખમભરેલું છે, તેમ કામોપભોગોની સરસા જવું એ જોખમકારક છે. આ ઉપમા માટે જુઓ સુત્તનિપાત, કામસુત્ત શ્લોક, ૭૬૮.

# કોશ

નોંધ:—આ કોશમાં અઘરા શબ્દોના અર્થ તથા તેમનાં સ્થળો ઉપરાંત જે શબ્દોની વ્યાખ્યા મૂળ પુસ્તકમાં કે ટીકામાં આપેલી છે તેવા શબ્દોનાં સ્થળ પણ બતાવવામાં આવ્યાં છે.

**અકલ્માષ** (શીલ): કાબરચીતરું નહિ તેવું; વચ્ચે વચ્ચે ભાગ્યું ન હોય તેવું. (પા. ૨૯૧-લી. ૧૩)

**અકાલિક**: અમુક કાળે જ ફળનારો એવો નહિ પણ હંમેશા ફળનારો. (પા. ૨૪૭ લી ૧૧)

**અકુશલકર્મ**: જુઓ પાન ૫૭ લી ૪

**અકુશલમૂળ**: જુઓ પાન ૫૭ લી ૫

**અગ્રાસન**: મુખ્ય આસન. (પા. ૩૨ લી ૫)

**અગ્રભિક્ષા**: ઉત્તમ ભિક્ષા; પહેલી ભિક્ષા (પા ૩૨ લી. ૬)

**અગ્રોદક**: દાન દેતી વખતે સંકલ્પ કરીને પ્રથમ પાણી મૂકવું તે. (પા. ૩૨ લી. ૬)

**અચ્યવનધર્મી**: ચ્યુત ન થનારું. (પા. ૨૯૪ લી. ૮)

**અજપદદંડ**: બકરાની ખરી જેવી લાકડી. (પા. ૧૩૯ લી. ૩)

**અદત્ત**: નહિ આપેલું. (પા. ૪૪ લી. ૧૦)

**અદત્તાદાન**: ચોરી.

**અદુઃખમસુખા વેદના**: જુઓ પા. ૨૭૨ લી. ૨૩

**અધાર્મિક અને અન્યાય્ય આચરણ** (શરીરથી, વાચાથી અને મનથી): જુઓ પા. ૨૫૮. લી. ૧

**અધિ** (અધિશીલ વગેરેમા): સુંદર.

**અધિચિત્તશિક્ષા:** સમ્યક્ વ્યાયામ, સ્મૃતિ અને સમાધિ વડે ચિત્તને સમાહિત કરવું તે. (પા. ૨૯૨ લી. ૨૨)

**અધિપ્રજ્ઞાશિક્ષા:** સમ્યક્ દૃષ્ટિ અને સંકલ્પ વડે ચિત્તનું સંશોધન કરવું તે. (પા. ૨૯૨ લી. ૨૨)

**અધિશીલશિક્ષા:** સમ્યક્ વાચા, કર્માન્ત અને આજીવ વડે શીલનું રક્ષણ કરવું તે (પા. ૨૯૨ લી. ૨૧)

**અનભિરતસંજ્ઞા:** જગતમા બધ્ધ ન થવાની ઇચ્છા. (પા ૩૦૨ લી. ૧૧)

**અનંગણ** (સુત્ત પા. ૨૯): નિષ્પાપ.

**અનંતજિન:** અનત ક્લેશોને જીતનાર. (પા. ૧૭૦ લી. ૨૦)

**અનાગામી:** સત્કાયદૃષ્ટિ (આત્મા એ ભિન્ન પદાર્થ હોઈને નિત્ય છે તેવી દૃષ્ટિ), વિચિકિચ્છા (બુદ્ધ, ધર્મ અને સંઘના સંબંધમાં શંકા), અને શીલબ્બતપરામાસ (સ્નાનાદિ વ્રતો વડે જ મુક્તિ મળશે એવો વિશ્વાસ), આ **ત્રણ સંયોજનો** (બંધનો) નો જો યોગી નાશ કરી શકે તો તે સોતાપત્તિ માર્ગમા આવે છે. તેને (૧) સોતાપત્તિમાર્ગસ્થ અને તે માર્ગમા સ્થિર થયા બાદ (૨) સોતાપત્તિફલસ્થ કહેવામા આવે છે તે પછી કામરાગ, દ્વેષ, અને મોહ દુર્બળ થાય એટલે તે સકદાગામિમાર્ગમા આવે છે. તેને (૩) સકદાગામિમાર્ગસ્થ અને તે માર્ગમાં સ્થિર થયા બાદ (૪) સકદાગામિફલસ્થ કહે છે. ત્યાર બાદ કામરાગ (કામવાસના), અને પટિઘ (ક્રોધ), આ **બે સંયોજનોનો** સપૂર્ણ રીતે ઉચ્છેદ કરીને તે અનાગામિમાર્ગમા આવે છે. તેને (૫) અનાગામિમાર્ગસ્થ અને તેમા સ્થિર થયા બાદ (૬) અનાગામિફલસ્થ કહેવામાં આવે છે. તે પછી રૂપરાગ (બ્રહ્મલોકાદિ ની પ્રાપ્તિની ઇચ્છા), માન (અહંકાર), ઉદ્ધચ્ચ (ભ્રાંતચિત્તતા), અને અવિજ્જા (અવિદ્યા). આ બાકી રહેલાં **પાંચ**

સંયોજનોનો સમૂળગો નાશ કરીને તે અર્હન્માર્ગમાં આવે છે. તેને (૭) અર્હન્માર્ગસ્થ અને તે માર્ગમાં સ્થિર થયા બાદ (૮) અર્હન્ફલસ્થ કહે છે. (પા. ૩૭ લી. ૯)

**અનાર્ય પર્યેષણા:** જુઓ પા. ૧૬૪ લી. ૫.

**અનિદર્શન:** સૂક્ષ્મ (પા ૧૩૩ લી. ૨૧)

**અનિમિત્ત ધાતુ:** નિર્વાણ (પા. ૨૬૬ લી. ૮)

**અનિમિત્તસ્પર્શ:** રાગદ્વેષ ઉત્પન્ન કરનાર નિમિત્ત જેમાં નથી એવી વૃત્તિ (જુઓ ચિત્તસ્પર્શ)

**અનિમિત્ત ચેતોવિમુક્તિ:** જુઓ પા. ૨૬૭ લી. ૭

**અનુત્તર:** અન્+ઉત્તર – જેનાથી ઉત્તમ બીજું ન હોય તેવું. (પા. ૧૧૩ લી. ૧૦)

**અનુત્તરીય** (ત્રણ): (જુઓ પા. ૨૨૩ લી. ૨૦) જેનાથી ઉત્તમ કોઈ નથી તે અનુત્તર–નિર્વાણ, તેને પ્રાપ્ત કરાવનાર.

**અનુમાનસુત્ત:** પા. ૧૦૭

**અનુશય** (સાત): (જુઓ પા. ૧૧૬ લી. ૬) દબાઈ રહેનારા પાપ સંસ્કાર—વાસના

**અનુસ્મૃતિ** (બુદ્ધ, ધર્મ અને સંઘની, ત્રણ): જુઓ પા. ૪૨ તથા ટીકા પા. ૪૫

**અપરામૃષ્ટ** (શીલ): તૃષ્ણા કે મિથ્યાદૃષ્ટિ વડે અપવિત્ર નહિ થયેલું. (પા. ૨૯૧ લી. ૧૪)

**અપાયકારક:** નુકસાનકારક. (પા. ૧૩૭ લી. ૧૦)

**અપ્રણિહિત સ્પર્શ:** આદાનવિરહિત વૃત્તિ (જુઓ ચિત્તસ્પર્શ)

**અપ્રતિહત:** અટકાયત વિનાનો. (પા. ૩૭ લી ૧૨)

**અપ્રમાણ:** અપરિમિત (પા. ૧૩૩ લી. ૧૦)

**અપ્રમાણ ચેતોવિમુક્તિ:** જુઓ પા. ૨૬૭ લી. ૧૦

**અભ્દુતધર્મ:** (પા. ૧૩૮ લી. ૭) અદ્‌ભુત ચમત્કાર. બુદ્ધ ભગવાન કે તેમના શ્રાવકોએ કરેલા ચમત્કારો જેમાં વર્ણવ્યા હોય તે ગ્રંથ.

**અભિજ્ઞા** (છ): જુઓ ટીકા પા. ૪૦ લી. ૭ (૨) યથાર્થતયા લક્ષણ્ વડે પદાર્થોને જાણવા તે (જુઓ પરિજ્ઞા)

**અભિધર્મ**: સારરૂપ ધર્મ–તત્ત્વજ્ઞાન. (પા. ૨૦૬ લી. ૨૦)

**અભિધ્યા**: પરદ્રવ્યાસક્તિ. (પા. ૪૧ લી. ૧૬)

**અભિભૂ**: એક પ્રકારના બ્રહ્મા. (પા. ૨ લી. ૨)

**અભિસંસ્કાર**: સંસ્કાર (પા. ૨૬૬ લી. ૧૩)

**અમનાપ**: મનને આનંદ ન આપનાર. (પા. ૨૮૧ લી. ૭)

**અરહા**: અરિહંત–પૂજ્ય. (પા ૮૧ લી. ૪)

**અરિયપરિયેસન** (સુત્ત પા ૧૬૨): આર્યપર્યેષણા (જુઓ પા. ૧૬૪ લી ૮)

**અરૂપભવ**: જુઓ ટીકા પા ૬૫ લી. ૫

**અરૂપાવચર સમાધિ**: જુઓ ટીકા પા. ૫૩ લી. ૩

**અરેણુકા**· એક પ્રકારનુ ધાન્ય–કઠોળ (પા. ૨૩૩ લી. ૨)

**અલગદ્દૂપમસુત્ત** (પા. ૧૩૬)· સાપની ઉપમાનું સૂત્ર.

**અલ્પેચ્છતા**: જુઓ ટીકા પા. ૧૫૫ લી. ૧૦

**અવક્રાન્તિ**: દાખલ થવું તે–પ્રવેશ (પા. ૨૪૭ લી. ૧૭)

**અવત્રપ્ય**: લોકાપવાદની બીક (જુઓ હ્રી) પા. ૨૫૦ લી. ૧૪

**અવિજ્જા**: અવિદ્યા. (પા. ૭ લી. ૧૦)

**અવિદ્યા**. જુઓ પાન ૬૩ લી. ૧૩

**અવિહિંસા**: ત્રાસ ન આપવાની બુદ્ધિ. (પા. ૧૨૦ લી. ૧૩)

**અવ્યાહત**: અપ્રતિહત (પા. ૩૭ લી. ૧૬)

**અશબલ** (શીલ): ડાઘ વગરનું; કોઈ શીલનું બરાબર પાલન ન થવાથી પડેલા ડાઘ વિનાનું. (પા. ૨૯૧ લી. ૧૩)

**અસમયવિમુક્તિ**: કાયમની વિમુક્તિ (પા. ૧૯૨ લી. ૧૮)

**અસમાધાન**. અસંતોષ (પા. ૩૬ લી. ૧૬)

**અસંસગ્ગ**: જુઓ ટીકા પા. ૧૫૫

**અસંસૃષ્ટ**: અબદ્ધ (પા. ૨૦૬ લી. ૧૧)

**અસ્તંગમ :** નાશ (પા. ७७ લી. ४)
**અસ્મિમાન :** અહંભાવ (પા. ૧૪૪ લી. ૮)
**અંગણ :** પાપ (પા. ૨૯ લી. ૬; પા. ૩૧ લી. ૮)
**આકંખેય્ય** (સુત્ત પા. ૩૬) : આકાંક્ષા કરવા યોગ્ય
**આકાસાનઞ્ચાયતન :** જુઓ ટીકા પા. ૫૩ લી. ૩
**આકિઞ્ચઞ્ઞાયતન :** જુઓ ટીકા પા. ૫૩ લી. ૯
**આકિઞ્ચન્ઞ ચેતોવિમુક્તિ :** જુઓ પા. ૨૬૭ લી. ૧૫
**આક્રોશ :** ગુસ્સો (પા. ૨૨૮ લી ૩)
**આચાર અને ગોચર :** જુઓ ટીકા પા. ૩૮ લી. ૧૭
**આજીવ :** ઉપજીવિકા (પા ૧૭ લી. ૧૭)
**આજીવક :** આજીવક પંથનો શ્રમણ (પા. ૩૪ લી. ૧૪)
**આજીવી :** ઉપજીવિકા કરનાર (પા ૨૧ લી. ૧૪)
**આઠ પુદ્ગલ** (વ્યક્તિઓ) : જુઓ અનાગામી (પા. ૪૨ લી. ૧૬)
**આદાન** · લેવું તે (પા. ૪૪ લી. ૧૦)
**આદીનવ** (વિષયોનો) : દોષ (જુઓ પા. ૯૫ લી. ૧૬) (૨) હાનિ (પા. ७૬ લી. ૨૧)
**આનાપાનસ્મૃતિ :** આન-એટલે આશ્વાસ અને અપાન-એટલે પ્રશ્વાસ. આશ્વાસપ્રશ્વાસ ઉપર ચિત્તની એકાગ્રતા. (જુઓ સમાધિમાર્ગ પાન ૪૪)
**આપ :** પાણી
**આપોધાતુ :** જુઓ પા. ૧૮૫ લી. ૨૦
**આભા :** પ્રકાશ (પા. ૨૬૫ લી. ૩)
**આયતન :** છ ઇંદ્રિયો તેમજ તેમના વિષયોને આયતન કહે છે ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, જિહ્વા, કાય અને મન એ છ અભ્યંતર આયતન છે. અને રૂપ, શબ્દ, ગન્ધ, રસ, સ્પર્શ અને ધર્મ એ છ બાહ્ય આયતન છે. જુઓ પા. ७૧ લી. ૧૨
**આરબ્ધવીર્ય :** ઉત્સાહવાળો (પા. ૧૫૦ લી. ૧૨)
**આરામ :** ભિક્ષુઓનો મઠ, વિહાર (પા. ૩૨ લી. ૧૬)

**આર્ય અષ્ટાંગિક માર્ગ** : જુઓ પા. ૫૮ લી. ૨ (વિશેષ માટે જુઓ સમ્યક્ દૃષ્ટિ વગેરે શબ્દ)

**આર્યધર્મ** : બુદ્ધો અને અર્હતોનો ધર્મ. (પા. ૧ લી. ૮)

**આર્યપર્યેષણા** : (જુઓ પા. ૧૬૪ લી. ૮)

**આર્યસત્ય** : (જુઓ પા. ૭૨ લી. ૫) બુદ્ધધર્મના પાયારૂપ આ ચાર સત્ય છે. (૧) દુઃખ—અર્થાત્ જીવમાત્ર દુઃખી છે. (૨) દુઃખસમુદય—અર્થાત્ તૃષ્ણા એ દુઃખનું કારણ છે. (૩) દુઃખનિરોધ—અર્થાત્ તૃષ્ણાના નિરોધથી દુઃખનો નાશ થાય છે, નિર્વાણ પ્રાપ્ત થાય છે. (૪) દુઃખનિરોધગામિની પ્રતિપદા—અર્થાત્ આર્ય અષ્ટાંગિક માર્ગ-એનાથી તૃષ્ણાનો નિરોધ કરી શકાય છે.

**આવરણ** (ચિત્તનાં, પાંચ): જુઓ પા. ૭૧ લી. ૩

**આસવ** : (જુઓ પા. ૬૩ લી. ૨૧; જુઓ ટીકા પા ૧૨ લી. ૧૬)

**આસ્વાદ** (વિષયોનો): જુઓ પા. ૯૫ લી. ૧૧

**આહાર** : જુઓ પા. ૫૭ લી. ૨૩; જુઓ ટીકા પા. ૬૪ લી. ૧૬

**ઇતિવુત્તક** : 'બુદ્ધે આમ કહ્યું છે' એ રીતે જેમાં દરેક સૂત્ર શરૂ થાય છે તેવું બુદ્ધના વચનના ઉતારાઓવાળું ખુદ્દકનિકાયનું ચોથું પ્રકરણ. પા ૧૩૮ લી. ૭

**ઇહલોક** : આ દુનિયા (પા. ૯ લી. ૧૧)

**ઉકડું** : જુઓ ટીકા પા ૩ લી. ૨૦

**ઉચ્છેદદૃષ્ટિ** : જુઓ ટીકા પા. ૭૯ લી. ૮

**ઉદાન** : બુદ્ધ ભગવાને અને મહાશ્રાવકોએ જુદેજુદે પ્રસંગે કાઢેલ ઉદ્ગાર (પા. ૧૩૮ લી ૭)

**ઉદ્ધચ્ચકુક્કુચ્ચ** : ભ્રાંતચિત્તતા (પા. ૧૪૯ લી. ૧)

**ઉપક્લેશ** (ચિત્તના): જુઓ પા. ૪૨ લી. ૨

**ઉપનાહ** : વેર વાળવાની વૃત્તિ (પા. ૧૭ લી. ૮)

**ઉપસંપદા** : બૌદ્ધસંઘમાં પ્રવેશ કરવાનો વિધિ [પા. ૪૪ લી. ૨૧] (જુઓ બૌદ્ધ સંઘનો પરિચય પૃ. ૧૦)

**ઉપસ્થાન** : ઉપાય (પા. ૬૬ લી. ૮)

**ઉપાદાન** (ચાર) : (જુઓ ટીકા પા. ૬૫ લી. ૬; જુઓ પા. ૬૦ લી. ૧૦) દૃઢ થયેલી તૃષ્ણા.

**ઉપાદાનસ્કંધ** (પાંચ) : વાસનામયસ્કંધ (જુઓ પા. ૧૪૯ લી. ૪)

**ઉપાયાસ** : ઝૂરવું તે. (પા. ૫૮ લી. ૧૨)

**ઉપેક્ષા** : આસક્તિરહિત થઈને મધ્યસ્થ થવું તે. (પા. ૪૩ લી. ૮)

**ઉપોષણ** : ઉપવાસ; લાંઘણ. (પા. ૯૦ લી. ૬)

**ઉપોસથ** : ઉપવાસનો દિવસ (જેવો કે વદ ૧૪, પૂર્ણિમા અને બંને આઠમ). ઉપાસકઉપાસિકાને તે દિવસે આ આઠ નિયમો પાળવાના હોય છે. (૧) હિંસા ન કરવી. (૨) ચોરી ન કરવી. (૩) બ્રહ્મચારી રહેવું. (૪) ખોટું ન બોલવું. (૫) દારૂ વગેરે માદક પદાર્થોનું સેવન ન કરવું. (૬) મધ્યાહ્ન પછી જમવું નહિ. (૭) નૃત્ય, ગીત વગેરે કામોત્તેજક વસ્તુઓ ન સેવવી અને માલ્ય, ગંધ વગેરે વિલાસના પદાર્થો ધારણ ન કરવા. (૮) ઊંચી તથા સુંદર શય્યાપર સૂવું નહિ. (પા. ૪૪ લી. ૭)

**ઋદ્ધિપાદ** (ચાર) : જુઓ ટીકા પા. ૧૧૨ લી. ૨

**એકાન્તવાસ** : જુઓ ટીકા પા. ૧૮ લી. ૧૩

**ઓજ** : (અન્નનું) પુષ્ટિ કરનાર તત્ત્વ

**ઓકચર** : જુઓ ટીકા પા ૧૨૪ લી. ૧૫

**ઓકચારિકા** : જુઓ ટીકા પા. ૧૨૪ લી ૧૫

**ઓરંભાગીય** : અવરભાગી—દશ સંયોજનોમાંથી પહેલાં પાંચ (પા ૧૪૪ લી ૭)

**ઔપપાતિક** : માતાપિતાના સંયોગ વિના થનારું (પા.૮૩ લી.૧૦)

**કકચૂપમસુત્ત** (પા. ૧૨૯) : કકચ—કરવતની ઉપમાનું સૂત્ર

**કર્મણ્ય** : કાર્યક્ષમ (પા. ૨૪ લી. ૯)

**કર્માન્ત** : કર્મ (પા. ૧૭ લી. ૧૬)

**કષાય** : રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ મૂળભૂત દોષોને કષાયો કહે છે

**કાન્તાર**: વન; જંગલ (પા. ૮ લી. ૭)
**કામતૃષ્ણા**: સુખવિલાસ તથા તેમનાં સાધનોની તૃષ્ણા
**કામભવ**: જુઓ ટીકા પા. ૬૫ લી ૨
**કામમિથ્યાચાર**: વ્યભિચાર
**કામરાગ**: કામવાસના
**કામવિતર્ક**: વિષયવિતર્ક (પા. ૧૨૦ લી. ૮)
**કામાનુશય**: જુઓ અનુશય (પા. ૫૭ લી. ૧૧)
**કાયગતાસ્મૃતિ**: પોતાના શરીરના કેશલોમાદિ બાહ્ય તથા માંસ લોહી વગેરે આભ્યંતર પદાર્થો ઉપર અશુભ ભાવના (જુઓ સમાધિમાર્ગ પા. ૫૬)
**કાયસંસ્કાર**: દેહના વિકાર. (પા. ૬૭ લી ૬) (૨) જુઓ પા. ૨૭૧ લી. ૬
**કાંક્ષાવિતરણવિશુદ્ધિ**: જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૧૮
**કિલ્બિષ**: પાપ (પા. ૪૨ લી ૨૦)
**કુશલ કર્મ**. જુઓ પા. ૫૭ લી ૯; જુઓ ટીકા પા. ૬૪ લી. ૫
**કુલપુત્ર**: કુલીન (પા ૨૦ લી. ૭)
**કુશલમૂળ**: જુઓ પા. ૫૭ લી. ૧૦
**કોસંબિયસુત્ત** (પા. ૨૯૦): કોશાંબીના ભિક્ષુઓને આપેલા ઉપદેશનું સૂત્ર
**કોસિય**: શક્ર
**ગતિ** (પાંચ): જુઓ પા. ૮૩
**ગતિ**: (પા. ૯૧ લી ૧) યાદ કરેલું ભૂલી ન જવાની શક્તિ (અટ્ઠકથાકાર તેનો એવો અર્થ આપે છે.) (૨) [પા. ૧ લી. ૮] પ્રવેશ, સમજ
**ગુણ** (ત્રણ): જુઓ પાન ૮૨ લી. ૧૩
**ગૂથકૂપ**: શૌચકૂપ (પા. ૮૪ લી. ૧૧)

**ગેય્ય :** ગદ્યપદ્યમિશ્રિત ધર્મોપદેશ; ગાથાયુક્ત સૂત્રગ્રંથ. (પા. ૧૩૮ લી. ૬)

**ગોમય :** છાણ (પા. ૮૭ લી. ૨)

**ચાતુર્મહારાજિકપરિષદ :** ચાર દિક્પાલોની પરિષદ. પા. ૮૩ લી. ૪ (જુઓ પરિષદ)

**ચિત્તાભિપ્રાદ :** જુઓ ટીકા પા. ૧૧૨ લી. ૫.

**ચિત્તવિમુક્તિ :** ચતુર્થધ્યાન (જુઓ પા. ૨૬૫ લી. ૨૩)

**ચિત્તવિશુદ્ધિ :** જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૧૫.

**ચિત્તસંસ્કાર :** જુઓ પા. ૨૭૧ લી. ૭.

**ચિત્તસ્પર્શ (ત્રણ) :** (જુઓ પા. ૨૭૨ લી ૧૧) નિર્વાણ પ્રાપ્ત કરાવનાર ત્રણ વૃત્તિ–તેમની સાથે ચિત્તનો સંબંધ (વિશેષ માટે શૂન્યતાસ્પર્શ વગેરે શબ્દ જુઓ)

**ચીવર :** ભિક્ષુવસ્ત્ર (પા. ૯ લી. ૩)

**ચૂળઅસ્સપુરસુત્ત** (પા. ૨૫૫) : અસ્સપુરમાં આપેલા ઉપદેશનું નાનું સૂત્ર.

**ચૂળગોપાલકસુત્ત** (પા. ૨૧૩) : ગોવાળની ઉપમાવાળું નાનું સૂત્ર.

**ચૂળગોસિંગસુત્ત** (પા. ૧૯૭) : ગોસિંગવનમાં આપેલા ઉપદેશનું નાનું સૂત્ર.

**ચૂળતણ્હાસંખયસુત્ત** (પા ૨૩૮) : તૃષ્ણાસંક્ષયનું નાનું સૂત્ર.

**ચૂળદુક્ખક્ખંધસુત્ત** (પા. ૧૦૧) : દુઃખસ્કંધ–દુઃખરાશિ વિષે નાનું સૂત્ર.

**ચૂળધમ્મસમાદાનસુત્ત** (પા. ૨૭૭) : ધર્મસમાદાન વિષે નાનું સૂત્ર.

**ચૂળવેદલ્લસુત્ત** (પા. ૨૬૮) : સંભાષણનું નાનું સૂત્ર.

**ચૂળસચ્ચકસુત્ત** (પા. ૨૧૬) : સચ્ચક નિગંઠપુત્ત વિષે નાનું સૂત્ર.

**ચૂળસારોપમસુત્ત** (પા. ૧૯૪) : (વૃક્ષના) સારની ઉપમાનું નાનું સૂત્ર.

**ચૂળસીહનાદસુત્ત** (પા. ૭૫): સિંહની પેઠે ગર્જના કરવી—પડકાર કરવો તે–તેનું નાનું સૂત્ર.

**ચૂળહત્થિપદોપમસુત્ત** (પા. ૧૭૪): હાથીના પગલાની ઉપમા-વાળું નાનું સૂત્ર.

**ચેતોખિલ** (પાંચ): (જુઓ પા. ૧૧૦ લી. ૯) ઉખર જમીનને ખિલ કહે છે. એ જાતના ચિત્તના કાઠિન્યને ચેતોખિલ કહે છે.

**ચેતોખિલસુત્ત** (પા. ૧૧૦): ચેતોખિલ વિષેનું સૂત્ર.

**ચેતોવિમુક્તિ**: જુઓ ચિત્તવિમુક્તિ.

**છંદસ્સિદ્ધિપાદ**: જુઓ ટીકા પા. ૧૧૨ લી. ૩

**જનપદ**: પ્રદેશ (પા. ૧૮૬ લી. ૩)

**જરા**: જુઓ પા. ૫૯ લી. ૬.

**જંબિયો**: જમૈયો (પા. ૧૩૭ લી. ૫)

**જાતક**: બુદ્ધના પૂર્વજન્મની કથાઓ સંબંધી ગાથાઓનો સંગ્રહ (પા. ૧૩૮ લી. ૭)

**જાતિ**: જન્મ (જુઓ પા. ૫૯ લી ૧૮)

**જાતિભૂમિ**: બુદ્ધની જન્મભૂમિ (પા. ૧૫૦ લી. ૮)

**જાનુસ્સોણી**: જુઓ ટીકા પા. ૨૬ લી. ૧૧

**જુગુપ્સા**: ઘૃણા.

**જુગુપ્સી**: (જુઓ પા. ૮૭ લી. ૨૧) પાપ ઉપર જુગુપ્સા કરનારો.

**જ્ઞાન** (સાત): જુઓ પાન. ૨૯૨–૯૩.

**જ્ઞાનદર્શનવિશુદ્ધિ**: જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૨૩.

**તત્ત્વ** (દેહનાં ચાર): ધાતુ. જુઓ પા. ૬૮ લી. ૧૯

**તથાગત**: (જુઓ ટીકા પા. ૪ લી. ૨૭) બુદ્ધ

**તપ** (ચાર જાતનું): જુઓ પા. ૮૬ લી. ૨.

**તાવતત્રિંશતપરિષદ**: ઇંદ્રાદિ દેવોની પરિષદ (જુઓ પરિષદ પા. ૮૩ લી. ૫)

**તિરચ્છાનયોનિ :** તિર્યંચ-પશુપંખીની યોનિ (પા. ૮૩ લી. ૧૭)
**તણ્હા (ત્રણ):** જુઓ પા. ૫૮ લી ૧૬ (તે ત્રણના અર્થ માટે
તે તે શબ્દ જુઓ)
**તણ્હા (છ):** જુઓ પા. ૬૦ લી. ૧૯
**તેજોધાતુ :** જુઓ પા. ૧૮૬ લી. ૮
**તેચીવરિક :** ત્રણ ચીવર ધારણ કરનાર (પા. ૨૦૬ લી. ૭)
**થીનમિદ્ધ :** આળસ (પા. ૧૪૯ લી. ૧)
**થાલીપાક :** એક પ્રકારનું પક્વાન્ન (પા. ૨૨૪ લી. ૧૪)
**દક્ષ :** ચતુર (પા. ૮૮ લી. ૨૫)
**દમ્ય :** કેળવવાને યોગ્ય; અણુપશોટ (પા. ૨૧૪ લી. ૬)
**દસકથાવત્થુ :** (જુઓ ટીકા પા. ૧૫૪ લી ૨૩)
**દાન્ત :** ઇંદ્રિયોનું દમન કરનાર (પા. ૫૨ લી. ૭)
**દાયાદ :** વારસ (પા. ૧૪ લી ૬)
**દુપ્પ્રજ્ઞ :** જુઓ પા. ૨૬૧ લી. ૭
**દુઃખ :** જુઓ પા. ૫૮ લી. ૧૫
**દુઃખા વેદના :** જુઓ પા. ૨૭૨ લી. ૨૧
**દિટ્ઠિ :** સાંપ્રદાયિક અસ્મિતા (જુઓ પા. ૭ લી. ૨૨) (૨) સાંપ્રદાયિક
સિદ્ધાંત-મત (પા. ૫૬ લી. ૭)
**દિટ્ઠિવિસુદ્ધિ :** જુઓ ટીકા (પા. ૧૫૬ લી. ૧૬)
**દિટ્ઠિસ્થાન (છ) :** જુઓ પા. ૧૪૦ લી ૧૨
**દેશના :** કબૂલાત (પા. ૨૯૨ લી. ૧૨) (૨) ઉપદેશ
**દેહાત્મદૃષ્ટિ :** દેહમાં આત્મા છે એવી બુદ્ધિ (પા. ૮ લી. ૧૭)
**દૌર્મનસ્ય :** માનસિક દુઃખ
**દ્વેધાવિતક્ક** (સુત્ત પા. ૧૨૦) : બે પ્રકારનો વિતર્ક
**ધમ્મતણ્હા :** વિચારતૃષ્ણા (પા. ૬૦ લી. ૨૦)
**ધમ્મદાયાદ** (સુત્ત પા. ૧૪) : ધર્મનો વારસ
**ધમ્મદિન્ના :** જુઓ ટીકા પા. ૨૭૫ લી. ૨૧
**ધમ્માનુસ્સતિ :** જુઓ ટીકા પા ૪૫ લી. ૧૧

**ધર્મ** (નવાંગ) : જુઓ પા. ૧૩૮ લી ૮

**ધર્મપ્રવિચય** : (પા. ૧૧ લી ૯) મનોવૃત્તિઓનું પૃથક્કરણ કરવાનું જ્ઞાન (જુઓ બુદ્ધલીલાસારસંગ્રહ ભા. ૩ પ્રકરણ ૧૧)

**ધર્મવિનય** : ધર્મ એટલે બુદ્ધનો સામાન્ય ઉપદેશ અને વિનય એટલે ભિક્ષુઓને આપેલો ઉપદેશ (પા. ૧૧૦ લી. ૮)

**ધર્મસમાદાન** (ચાર) : કોઈ પ્રકારનું આચરણ સ્વીકારવું તે (જુઓ પા. ૨૭૭ લી. ૬)

**ધાતુ** (દેહની, ચાર) : જુઓ તત્ત્વ

**ધાર્મિક અને ન્યાય્ય આચરણ** (ત્રણ) : જુઓ પા. ૨૫૮

**ધૃતિ** (પા. ૯૧ લી. ૧) : યાદ કરેલાનો વારંવાર પાઠ કરવાની શક્તિ.

**ધ્યાન** (ચાર) : જુઓ ટીકા પા. ૨૮ લી. ૩

**નરકપ્રપાત** : જ્યાંથી નરકમાં પડાય છે તે ભેખડ (પા. ૨૯૫ લી. ૧૨)

**નાગ** : નિષ્પાપ (પા. ૧૪૯ લી. ૨૩) (૨) સાપ (૩) હાથી.

**નામરૂપ** : જુઓ પા. ૬૨ લી. ૭

**નાસ્તિકતા** : સારાં નરસા કર્મોનું, દાનધર્મનું, માબાપની અને સાધુસંતોની સેવાનું કશું ફળ નથી એમ માનવું તે.

**નિગમ** : નાનું શહેર (પા. ૧૮૬ લી. ૩)

**નિગંઠ** : નિર્ગ્રંથ—જૈન (પા. ૧૦૨ લી. ૧૪)

**નિદ્રાદરિદ્રી** : નિદ્રાવિનાનો જ

**નિમિત્ત** (પાંચ) : જુઓ પા. ૧૨૫ લી. ૭

**નિરય** : નરક (પા. ૬૫ લી. ૧)

**નિરોધ સમાપત્તિ** : મનોવૃત્તિઓનો આત્યંતિક નિરોધ (પા. ૫૪ લી. ૭)

**નિર્યાનિક** : ધ્યેય ઉપર પહોંચાડનાર (પા. ૨૯૧ લી. ૧૭)

**નિવાપ** (સુત્ત પા. ૧૫૭): બીડ

**નિસ્સરણ** (વિષયોનું) : મુક્તિ (જુઓ પા. ૯૭ લી. ૧૦)

**નીવરણ** (પાંચ) : જુઓ પા ૧૪૯ લી. ૩; જુઓ ટીકા લી. ૧૧

નીવાર : નવાર; ખેડ્યા વિના થતા જંગલી ચોખા. (પા. ૮૬ લી. ૨૪)
નેમિ : પૈડાનો પરિઘ ( પા ૩૪ લી. ૨૧)
નેવસઞ્ઞાનાસઞ્ઞાયતન : જુઓ ટીકા પા. ૫૩ લી. ૧૧
પટિઘ : ક્રોધ. (પા. ૪૦ લી. ૩)
પરિજ્ઞા : પદાર્થોને કાર્યકારણભાવ સંબંધથી જાણવા તે (પા. ૨૬૩ લી. ૬ )
પરિદેવ : વિલાપ (પા. ૮ લી ૯ )
પરિવર્જન : ત્યાગ ( પા. ૭ લી. ૧ )
પરિશુદ્ધ આજીવ : જુઓ ટીકા પા. ૨૭ લી. ૪.
પરિશુદ્ધ કાયકર્મ : જુઓ ટીકા પા. ૨૬ લી. ૨૨.
પરિશુદ્ધ મનઃકર્મ : જુઓ ટીકા પા. ૨૭ લી. ૧.
પરિશુદ્ધ વાક્કર્મ : જુઓ ટીકા પા. ૨૬ લી. ૨૩
પરિષદ ( આઠ ): જુઓ પા ૮૩ લી. ૩
પરુષવાચા : ગાળો. (પા. ૫૭ લી. ૨)
પર્યવસાન : અંત (પા. ૪૫ લી. ૧)
પર્યાય : પ્રકાર (પા ૫૭ લી. ૧૭)
પર્યેષણા : શોધ (પા. ૧૬૩ લી. ૨૨)
પર્યુત્થાન : મનઃક્લેશનું પ્રાબલ્ય (પા. ૨૯૧ લી. ૨૧)
પવિવેક : જુઓ ટીકા (પા. ૧૮ લી. ૧૪)
પળાસ : (પ્રદાસ) અયોગ્ય સ્પર્ધા (પા. ૧૭ લી. ૧૦)
પંચવર્ગીય ભિક્ષુ : કૌંડિન્ય, વપ્ર, મહાનામ, ભદ્રિય અને અશ્વજિત એ પાંચ (ભિક્ષુઓ) [જુઓ બુદ્ધલીલાસારસંગ્રહ ભા. ૨. પ્રકરણ ૩] (પા. ૧૭૧ લી. ૧)
પાંસુકૂલિક : ઉકરડા અથવા રસ્તા, સ્મશાન વગેરેમાંથી વીણેલાં ચીંથરાંની કંથા પહેરનારો (પા. ૨૮૬ લી. ૬)
પિશુનવાચા : ચાડી (પા. ૧૭૮ લી. ૭)
પિંડપાત : અન્ન (પા. ૩૨ લી. ૨૩)

**પુરુષદમ્યોનો સારથિ** : પુરુષોમાં જે દમનીય છે, કેળવવા યોગ્ય છે તેમનો સારથિ (પા. ૮૧ લી. ૫)

**પૃથગ્જન** : આર્યધર્મનો અભ્યાસ જેણે નથી કર્યો એવો સામાન્ય મનુષ્ય (પા. ૭ લી. ૫)

**પૃથ્વીધાતુ** : જુઓ પા. ૧૮૪ લી ૩

**પેત્તિવિસય** : પ્રેતયોનિ (પા. ૮૩ લી. ૧૮)

**પેય્યાલં** : જુઓ ટિપ્પણ પા. ૧૧૩

**પ્રજ્ઞાવાન** : જુઓ પા. ૨૬૨ લી. ૪

**પ્રણીત** : ઉત્તમ ( પા. ૨૪ લી. ૨૦ )

**પ્રતિઘ** : ક્રોધ (પા ૧૧૬ લી. ૪)

**પ્રતિઘાનુશય** : દ્વેષની વાસના. (પા ૫૭ લી. ૧૨)

**પ્રતિપદા** : માર્ગ ( પા. ૭૨ લી. ૫ )

**પ્રતિપદાજ્ઞાનદર્શનવિશુદ્ધિ** : જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૨૨.

**પ્રતિભાગ** : સમાન પ્રતિસ્પર્ધી. (પા ૨૭૪ લી. ૧૩)

**પ્રતીત્યસમુત્પાદ** : કાર્યકારણપરંપરા. તે આ પ્રમાણે :—જરા-મરણનું કારણ જન્મ છે; જન્મનું કારણ ભવ એટલે કે કર્મ છે; કર્મનું કારણ ઉપાદાન—લોભ છે; લોભનું કારણ તૃષ્ણા છે; તૃષ્ણાનું કારણ વેદના એટલે કે—સુખ,દુઃખ, ઉપેક્ષા એ ત્રણ અવસ્થા છે; વેદનાનું કારણ સ્પર્શ એટલે કે ઇંદ્રિય-વિષયસંયોગ છે; સ્પર્શનું કારણ ષડાયતન એટલે કે મન અને પાંચ જ્ઞાનેંદ્રિય છે; ષડાયતનનું કારણ નામરૂપ છે; નામરૂપનું કારણ વિજ્ઞાન છે; વિજ્ઞાનનું કારણ સંસ્કાર એટલે કે પ્રવૃત્તિ છે; સંસ્કારનું કારણ અવિદ્યા છે. (પા. ૧૬૭ લી. ૧૭)

**પ્રત્યવેક્ષણ** : આત્મપરીક્ષણ ( પા. ૧૦૯ લી. ૪)

**પ્રથમધ્યાન** : જુઓ પા. ૨૬૩-૬૪.

**પ્રપંચ** : જુઓ ટિપ્પણ પા. ૭૬.

**પ્રપંચસંજ્ઞા** : પ્રપંચ વધારનાર વૃત્તિ. (પા. ૧૧૬ લી. ૭)

**પ્રલાપ** : વૃથા બબડાટ ( પા. ૧૭૮ લી. ૧૭ )

પબ્બજ્જા : સંન્યાસ (પા. ૪૪ લી. ૨૦)
પસત્થ : પ્રશંસા કરવાયોગ્ય. (પા. ૧૫ લી. ૧૮)
પસ્સદ્ધિ : શાંતિસુખ. (પા. ૧૧ લી. ૧૦)
પહાણ : (આસવોનો) નાશ (પા. ૨૬૩ લી ૬)
પાણાતિપાત : જીવની હિંસા (પા. ૧૭૭ લી. ૨૨)
પાતિમોક્ખ : જુઓ ટીકા પા ૩૮ લી. ૧૫.
પ્લીહા : બરોળ (પા. ૬૮ લી. ૯)
બલ (દસ, તથાગતનાં) : જુઓ પા. ૮૧ લી. ૧૮
બુદ્ધાનુસ્સતિ : જુઓ ટીકા પા. ૪૫ લી. ૧૩
બોધિ : જુઓ ટીકા પા. ૫ લી ૨
બ્રહ્મચક્ક : ધર્મચક્ર (પા. ૮૧ લી. ૨૦)
બ્રહ્મનિમન્તણિકસુત્ત (પા ૨૯૪) : જુઓ પા ૨૯૮ લી. ૧૭
બ્રહ્મવિહાર : જુઓ ટીકા પા. ૪૬ લી. ૨
ભદન્ત : સંઘનાં પૂજ્ય માણસોનું સંબોધન (પા. ૪૭ લી. ૭)
ભયભેરવ (સુત્ત પા. ૨૦) : મોટો ભય
ભવ (ત્રણ) : જુઓ ટીકા પા. ૬૫
ભવતૃષ્ણા : જીવિતની તૃષ્ણા. મર્યા પછી પણ સુખ મળે, આત્મા
અમર થાય એવી તૃષ્ણા. (પા. ૫૮ લી. ૧૬)
ભવદૃષ્ટિ : જુઓ ટીકા પા. ૭૯ લી. ૪
ભવાભવ : શાશ્વતવાદ અને ઉચ્છેદવાદ (જુઓ ટીકા પા. ૭૯)
ભાવના : અમુક વસ્તુના ચિંતનનો અભ્યાસ.
ભાવનાર્હ : ભાવનાથી ખીલવી શકાય તેવું (પા. ૨૬૨ લી. ૧૩)
ભાવિત : ભાવના કરેલું—વાળું. (પા. ૨૨૭ લી. ૯)
ભાષ્યપ્રવાદક વાદવિવાદમાં કુશળ (પા. ૨૧૬ લી. ૫)
ભુજિષ્ય (શીલ) : સ્વતંત્ર શીલ—એટલે કે જે શીલના યોગે
માણસ ઇહલોક કે પરલોકના ભોગોની ઇચ્છા કરતો નથી.
(પા. ૨૯૧ લી. ૧૪)
ભેસજ્જ : ઔષધ (પા. ૯ લી. ૨૫)

**ભોજનોત્તર** : ભોજન બાદ (પા. ૩૨ લી. ૯)
**મક્ખ**: પ્રક્ષ, અનાદર બુદ્ધિ (પા. ૧૭ લી. ૮)
**મધુપિંડિક** (સુત્ત પા. ૧૧૫): મધનો માલપૂઓ
**મધ્યમાપ્રતિપદા**: (જુઓ ટીકા પા. ૧૯ લી ૧૪) આર્ય અષ્ટાંગિક માર્ગને મધ્યમમાર્ગ કહે છે. કારણકે તેનું દરેક અંગ બે છેડાની વચમાં છે. જેમકે વિલાસી લોકો કહે છે કે ખાવું પીવું અને મજા મારવી, તે એક છેડો, અને તાપસી લોકો કહે છે કે દેહને વ્રત, ઉપવાસ અને તપો વડે દંડયા જ કરવો, એ બીજો છેડો. આ બંને દૃષ્ટિઓની વચલી દૃષ્ટિ તે આર્યસત્યોનું યથાર્થ જ્ઞાન છે.

**મનસિકાર**: ધ્યાન, લક્ષ (પા. ૬૨ લી. ૧૦)
**મરણ**: જુઓ પા. ૫૯
**મહાઅસ્સપુરસુત્ત** (પા. ૨૫૦): અશ્વપુરમાં આપેલા ઉપદેશનું મોટું સૂત્ર
**મહાગોપાલકસુત્ત** (પા. ૨૧૦): ગોવાળની ઉપમાનું મોટું સૂત્ર.
**મહાગોસિંગસુત્ત** (પા. ૨૦૪): ગોસિંગવન વિષે મોટું સૂત્ર
**મહાતણ્હાસંખયસુત્ત** (પા. ૨૪૨): તૃષ્ણાસંક્ષય વિષે મોટું સૂત્ર.
**મહાદુક્ખક્ખંધસુત્ત** (પા. ૯૪): દુઃખસ્કંધનું મોટું સૂત્ર
**મહાધમ્મસમાદાનસુત્ત** (પા. ૨૮૧): ધર્મસમાદાન વિષે મોટું સૂત્ર.
**મહાવેદલ્લસુત્ત** (પા. ૨૬૧): સંભાષણનું મોટું સૂત્ર
**મહાસચ્ચકસુત્ત** (પા. ૨૨૫): સચ્ચક નિગંઠપુત્ત વિષે મોટું સૂત્ર.
**મહાસારોપમસુત્ત** (પા. ૧૮૯): (વૃક્ષના) સારની ઉપમાનું મોટું સૂત્ર,
**મહાસીહનાદસુત્ત** (પા. ૮૦): સિંહનાદનું મોટું સૂત્ર (જુઓ ચૂળસીહનાદસુત્ત)

**મહાસ્થવિર :** જુઓ ટીકા પા. ૧૯ લી. ૯

**મહાહત્થિપદોપમસુત્ત** (પા. ૧૮૩): જુઓ ટીકા પા. ૧૮૮ લી. ૧૯

**મંજીષ્ઠ :** મજીઠ (પા. ૧૩૩ લી. ૧૭)

**માર :** કુશળ વૃત્તિઓને મારનાર તેને કોઈ ઠેકાણે મૃત્યુ પણ કહેલો છે માણસનો અધઃપાત કરનારી વૃત્તિઓનું દેવતાસ્વરૂપ. તે પૌરાણિક કામદેવને મળતું છે.

**મારતજ્જનિયસુત્ત** (પા. ૨૯૯): મારની તર્જનાનું સૂત્ર.

**મારધેય :** માર (પા. ૨૧૩ લી. ૧૨)

**માર્ગામાર્ગજ્ઞાનદર્શનવિશુદ્ધિ :** જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૨૧

**મિથ્યાજીવ :** અપ્રામાણિકપણે ઉપજીવિકા ચલાવવી તે (પા. ૪૯ લી. ૨૨)

**મિથ્યાવ્યાયામ :** અનુચિત ઉત્સાહ (પા. ૪૯ લી. ૨૩)

**મીમાંસાઋદ્ધિપાદ :** જુઓ ટીકા પા. ૧૧૨ લી. ૬

**મુખર :** વાચાળ (પા. ૩૪ લી. ૨૩)

**મુદિતા :** સર્વનું ભલું જોઈ હર્ષિત થવું તે (પા. ૪૩ લી. ૮)

**મૂલપરિયાયસુત્ત** (પા. ૧): જુઓ ટીકા પા. ૩ લી. ૧૮

**મૃત જ્ઞાતક :** જુઓ ટીકા પા ૩૯ લી. ૨૧

**મૃત્યુધેય :** મૃત્યુ (પા ૨૧૩ લી. ૧૨)

**મૃષાવાદ :** અસત્ય બોલવું તે (પા. ૧૭૮ લી. ૫)

**મૈત્રીભાવના :** સર્વ પ્રાણીઓ માટે મનમા આત્યંતિક અને નિઃસીમ પ્રેમ (પા. ૪૩ લી ૭)

**મોઘ :** નિરુપયોગી (પા. ૧૩૬ લી. ૧૭) (૨) નિષ્ફળ

**મૌલિબદ્ધ :** માથાના મધ્ય ભાગમા અંબોડો બાંધ્યો હોય એવી. (પા. ૨૭૮ લી. ૨)

**મ્રક્ષ :** જુઓ મક્ખ

**યકૃત :** કાળજું (પા. ૬૮ લી. ૮)

**યાનકાર :** રથ બનાવનારો (પા. ૩૪ લી. ૧૩)

**યામ :** પહોર (પા. ૨૫૧ લી. ૧૮)

**યોનિ** (ચાર): જુઓ પા ૮૩ લી. ૧૦.

**રથવિનીતસુત્ત** [પા. ૧૫૦]: કેળવેલા ઘોડા જોડેલા રથોની ઉપમાનું સૂત્ર.

**રુક્ષ**: (જુઓ પા. ૮૭ લી. ૧૪) શરીર ઉપર જરા પણ પ્રેમ રાખ્યા વિના કઠોર તપ કરનાર.

**રૂપભાવ**: જુઓ ટીકા પા. ૬૫ લી. ૩.

**રૂપસંજ્ઞા**: જડસૃષ્ટિ સંબંધીનો વિચાર (પા. ૪૮ લી. ૧૪)

**લોકામિષ**: ઐહિકપદાર્થો (પા. ૧૫૯ લી. ૨૨)

**લોકોત્તર**: અલૌકિક (પા. ૮૦ લી ૭)

**લોમકૂપ**: રૂંવાડાંનાં કાણાં (પાન ૨૩૨ લી. ૨૩)

**લોમહર્ષપર્યાય**: જે સાંભળવાથી રોમાંચ થઈ જાય તે પ્રકાર (પા. ૯૧ લી ૧૭)

**લોષ્ટપ્રહાર**: ઢેફાં, પથ્થરથી પ્રહાર કરવો તે (પા. ૧૮૫ લી. ૮)

**વક્ક**: મૂત્રાશય (પા. ૬૮ લી. ૮)

**વત્થૂપમસુત્ત** (પા. ૪૧): વસ્ત્રની ઉપમા જેમાં છે તેવું સૂત્ર

**વનપત્થ** (સુત્ત પા. ૧૧૩): વનપ્રસ્થ—વનભૂમિ

**વમ્મીક** (સુત્ત પા. ૧૪૭): રાફડો

**વર્મ** (પા. ૩૦૨ લી. ૧): (કોઈ માણસનું) છિદ્ર–(દોષ)

**વસા**: ચરબી (પા. ૬૮ લી ૧૧)

**વાચાસંસ્કાર**: જુઓ પા. ૨૭૧ લી. ૭.

**વાયુધાતુ**: જુઓ પા. ૧૮૬ લી. ૨૪.

**વિચાર**: જુઓ પા. ૨૮ લી. ૭

**વિચિકિચ્છા**: કુશંકા (પા. ૧૧૬ લી. ૫)

**વિજ્ઞાન (છ)**: જુઓ પા. ૬૨ લી. ૧૯

**વિજ્ઞાન**: જુઓ પા. ૨૬૨ લી. ૭

**વિઞ્ઞાણઞ્ચાયતન**: જુઓ ટીકા પા. ૫૩ લી. ૮

**વિતક્કસંઠાનસુત્ત** (પા. ૧૨૫): વિતર્કની ઉત્પત્તિના વિચાર સંબંધી સૂત્ર.

વિતર્ક : જુઓ ટીકા પા. ૨૮ લી. ૬; જુઓ પા. ૧૨૦ લી. ૬
વિનીત : આત્મદમનમાં કેળવાયેલો (પા. ૫૨ લી. ૭)
વિનિબંધ (પાંચ) : બંધન (જુઓ પા. ૧૧૦ લી. ૧૭)
વિનોદન : દૂર કરવું તે, હાંકી કાઢવું તે (પા. ૧૧ લી. ૧)
વિપરિણામધર્મી : વિકાર—ફેરફાર થવાના ગુણવાળું (પા. ૧૮૪ લી. ૧૩)
વિભવતૃષ્ણા : વિનાશતૃષ્ણા, મરી જવાની તૃષ્ણા (પા. ૫૮ લી. ૨૭)
વિભવદૃષ્ટિ : જુઓ ટીકા પા. ૭૯ લી. ૪
વિમુક્તિજ્ઞાનદર્શન : જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૮
વિરિયારંભ : જુઓ ટીકા પા. ૧૫૫ લી. ૨૮
વિવેક : જુઓ ટીકા પા. ૧૮ લી. ૧૬
વિહિંસાવિતર્ક : બીજાને કે પોતાને નકામો ત્રાસ દેવાનો વિચાર (પા. ૧૨૦ લી ૧૦)
વિહાર : જુઓ ટીકા પા. ૧૮ લી. ૯
વિશુદ્ધિ (સાત) : જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૧૪
વીતરાગ : તૃષ્ણાથી મુક્ત થયેલ
વીમંસકસુત્ત (પા. ૨૮૭) : તથાગતની પરીક્ષાનું સૂત્ર
વીર્યઋદ્ધિપાદ : જુઓ ટીકા પા. ૧૧૨ લી. ૪
વીર્યારંભ : જુઓ વિરિયારંભ
વૃક : જુઓ વક
વેદના : (જુઓ પા. ૬૧ લી. ૩; જુઓ ટીકા પા. ૬૫ લી. ૧૪; જુઓ પા. ૨૬૨ લી. ૧૫; જુઓ પા. ૨૭૨ લી. ૧૭)
વેદલ્લ : ધાર્મિક સંવાદ
વેય્યાકરણ : વિવરણ; મૂળસૂત્રની વ્યાખ્યા (પા. ૧૩૮ લી. ૭)
વેરંજકસુત્ત (પા. ૨૬૦) : વેરંજક બ્રાહ્મણોને આપેલા ઉપદેશનું સૂત્ર
વેસારજ્જ (ચાર) : નિર્ભયતા (જુઓ પા. ૮૨ લી. ૧૬)
વેસાલી : જુઓ ટીકા પા. ૬૨ લી. ૧

**વ્યયધર્મતા :** વિનાશધર્મતા (પા. ૧૮૪ લી. ૧૩)
**વ્યાપાદ :** દ્વેષ (પા. ૫૭ લી. ૩)
**વ્યાપાદવિતર્ક :** દ્વેષવિતર્ક (પા. ૧૨૦ લી. ૯)
**વ્યાયામ :** ઉત્સાહ (પા. ૧૭ લી. ૧૭)
**શક્ર :** ઇંદ્ર
**શાક્ય લોકો :** જુઓ ટીકા પા. ૧૦૪ લી. ૧૮
**શામાક :** સામો (પા. ૮૬ લી. ૧૪)
**શાશ્વતદૃષ્ટિ :** જુઓ ટીકા પા. ૭૯ લી. ૬
**શાસ્તા :** ગુરુ (પા. ૧૫ લી ૨૫)
**શાંતવિહાર :** જુઓ ટીકા પા. ૫૪ લી. ૧૩; પા. ૪૯ લી. ૨
**શિક્ષા :** પ્રાતિમોક્ષના નિયમ (પા. ૧૧૦ લી ૧૨)
**શિક્ષા (ત્રણ):** જુઓ પા. ૨૯૨ લી. ૨૨ (વિશેષ માટે અધિશીલ-
શિક્ષા વગેરે શબ્દો જુઓ)
**શિક્ષાપદો :** જુઓ ટીકા પા ૩૯ લી. ૧૦
**શીલવિશુદ્ધિ :** જુઓ ટીકા પા. ૧૫૬ લી. ૧૫
**શૂન્યતા ચેતોવિમુક્તિ :** જુઓ પા. ૨૬૭ લી. ૧૩
**શૂન્યતાસ્પર્શ :** અનાત્મવૃત્તિ (જુઓ ચિત્તસ્પર્શ)
**શ્રાવક :** શ્રવણ કરનાર શિષ્ય (જુઓ ટીકા પા. ૫ લી. ૧૦)
**શ્રાવકબોધિ :** જુઓ ટીકા પા. ૫ લી. ૧૩
**શ્રુતધર :** શાસ્ત્રો યાદ હોય તેનો પંડિત (પા. ૨૦૭ લી. ૧૫)
**શ્લેષ્મ :** કફ (પા. ૬૮ લી. ૧૦)
**ષડાયતન :** જુઓ (પા. ૬૧ લી. ૧૭)
**સકદાગામી :** સકૃદાગામી; ફરી એક વાર જન્મ લેનાર જુઓ
અનાગામી (પા. ૩૭ લી. ૬)
**સક્કાયદિટ્ઠિ :** જુઓ સત્કાયદૃષ્ટિ
**સઞ્ઞાવેદયિતનિરોધ :** જુઓ સંજ્ઞાવેદયિતનિરોધ
**સતિપટ્ઠાન (સુત્ત પા. ૬૬) :** (જુઓ) સ્મૃત્યુપસ્થાન
**સત્કાય :** જુઓ પા. ૨૬૮–૬૯

**સત્કાયદૃષ્ટિ**: દેહમાં આત્મા છે એવી બુદ્ધિ
**સત્પુરુષધર્મ**: જુઓ આર્યધર્મ (પા. ૧ લી. ૧૦)
**સબ્બાસવસુત્ત** (પા. ૬): સર્વપ્રકારના આસ્રવોનું સૂત્ર
**સબ્રહ્મચારી**: સહાધ્યાયી (પા. ૩૩ લી. ૭)
**સમતિક્રમ**: (કોઈ સ્થિતિને) વટાવી જવી તે (પા. ૪૮ લી ૧૮)
**સમયવિમોક્ષ**: તાવત્કાલિકવિમુક્તિ (જુઓ અસમયવિમુક્તિ)
**સમાધિ**: જુઓ પા ૨૭૦ લી. ૨૨
**સમાધિનાં નિમિત્ત**: જુઓ પા. ૨૭૦ લી. ૨૩.
**સમાધિપરિષ્કાર**: જુઓ પા ૨૭૦ લી. ૨૪
**સમાધિભાવના**: જુઓ. પા ૨૭૦ લી. ૨૫
**સમાપત્તિ**: જુઓ ટીકા પા. ૫૪ લી ૧૦
**સમાહિત**: શાન્તિવાળું; સમાધિ પામેલું.
**સમીચીન**: યથાર્થ; યોગ્ય (પા. ૪૨ લી. ૧૫)
**સમુદય**: ઉત્પત્તિ (પા. ૫૮ લી. ૯)
**સમ્માદિટ્ઠિ** (સુત્ત પા. ૫૬): સમ્યગ્દૃષ્ટિ
**સમ્યક્**: સારું; ઉત્તમ.
**સમ્યક્ દૃષ્ટિ**: દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને દુઃખનિરોધગામી માર્ગ એ ચાર આર્યસત્યો, તથા જગત અનિત્ય છે, પ્રપંચ દુઃખમય છે અને આત્મા નામે અવિનાશી તથા અવિકારી પદાર્થ નથી પણ તે કર્માનુસાર બદલાનારો છે આવા યથાર્થજ્ઞાનને સમ્યક્ દૃષ્ટિ કહે છે.

**સમ્યક્ સંકલ્પ**: નીચેના ત્રણ સંકલ્પોને સમ્યક્ સંકલ્પ કહે છે. (૧) નૈષ્કર્મ્ય સંકલ્પ એટલે કે એકાંતવાસસુખની આવડ (૨) અવ્યાપાદ સંકલ્પ એટલે પ્રાણીમાત્ર ઉપર શુદ્ધ પ્રેમ, અને અવિહિંસા સંકલ્પ એટલે બીજાને કે પોતાને ત્રાસ ન થાય એવી ઇચ્છા.

**સમ્યક્ વાચા**: જૂઠું ન બોલવું, ચાડી ન ખાવી, કઠોર શબ્દ ન બોલવા અને વૃથા ભાષણ ન કરવું તે.

**સમ્યક્ કર્માન્ત (કર્મ):** હિંસા ન કરવી, ચોરી ન કરવી અને પરદારાગમન ન કરવું તે.

**સમ્યક્ આજીવ:** ખોટે રસ્તે આજીવિકા ન કરતાં સન્માર્ગે કરવી તે.

**સમ્યક્ વ્યાયામ:** ખરાબ વિચાર મનમાં ન આવે તથા તેમને ઉત્પન્ન થવાની સગવડ ન મળે તે માટેનો પ્રયત્ન, મનમાં ઉત્પન્ન થયેલ ખરાબ વિચારોનો નાશ કરવાનો પ્રયત્ન, જે સુવિચાર મનમાં ઉત્પન્ન થયેલો નથી તે ઉત્પન્ન કરવાનો પ્રયત્ન, અને જે સુવિચાર મનમાં ઉત્પન્ન થયેલો છે તેને વધારવાનો પ્રયત્ન—તે.

**સમ્યક્ સ્મૃતિ:** શરીર અપવિત્ર વસ્તુઓનું બનેલું છે એ વિવેક જાગૃત રાખવો, શરીરની સુખદુ:ખાદિ વેદનાઓનું વારંવાર અવલોકન કરવું, સ્વચિત્તનું અવલોકન કરવું અને પ્રતીત્ય-સમુત્પાદ વગેરે તાત્ત્વિક વસ્તુઓનું ચિંતન કરવું તે.

**સમ્યક્ સમાધિ:** સકળ કામવાસનાઓ અને ઇતર દુષ્ટ વૃત્તિઓનો નિરોધ કરી ચાર ધ્યાન પ્રાપ્ત કરવાં તે.

**સર્વવસ્તુજાત:** સર્વવસ્તુઓનો સમૂહ (પા. ૨ લી. ૫)

**સલ્લેખ** (સુત્ત પા. ૪૭): ઘસીને સાફ કરવું તે (જુઓ ટીકા પા. ૫૪ લી. ૧૫) (૨) સાધુવૃત્તિ (પા. ૪૭ લી. ૧૬)

**સંઘાટિ:** ચીવર (પા. ૨૫૫ લી. ૧૮)

**સંઘાનુસ્સતિ:** જુઓ ટીકા પા. ૪૫ લી. ૧૨

**સંજ્ઞા:** જુઓ પા. ૨૬૨ લી. ૧૯

**સંજ્ઞાવેદયિતનિરોધસમાપત્તિ:** જુઓ પા. ૨૭૧ લી. ૧૬.

**સંતુટ્ઠિ:** જુઓ ટીકા પા. ૧૫૫ લી. ૧૬.

**સંથાગાર:** સભાગૃહ (પા. ૨૧૭ લી ૧૬)

**સંદિટ્ઠિક:** સમ્યક્ દર્શન જેમાં છે તેવું. (પા. ૨૪૭ લી. ૧૧)

**સંબોધિ:** જુઓ ટીકા પા. ૫ લી. ૩

**સંબોજ્ઝંગ** (સાત): જુઓ પા. ૭૧ લી. ૨૪. લી. ૧૨

